# આપણી કવિતાસમૃદ્ધિ

વિવરણ સાથે

સંકલનાર · બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

'We live by admiration, hope, and love.'
'આશા, રતિ અને ભાવનાભક્તિ જ આપણું જીવન છે.'

પ્રકાશક · શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી વતી
સંસ્થાના આસિસ્ટંટ સેક્રેટરી
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
ભદ્ર · અમદાવાદ
વિ. ૧૯૮૭ રૂા. ૧–૦–૦ ઈ. ૧૯૩૧



સ્વર્ગસ્થ લલ્લુભાઈ દલપતરામ કવેશ્વર

# લલ્લુભાઈ દલપતરામ કવેશ્વર ફંડની

## પ્રસ્તાવના

સ્વર્ગસ્થ લલ્લુભાઇ દલપતરામ કવેશ્વરનાં પુત્રવધૂ બાઇશ્રી નિર્મળા દતુભાઈ કવેશ્વર તરફથી રૂ. ૧૦૦૦૦)ની રકમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને નીચેની શરતે મળી છેઃ

(અ) અમદાવાદની સરકારી મિડલ સ્કુલમાં ભણતા વિસનગરા નાગર જ્ઞાતિના વિદ્યાર્થીઓ પૈકી પ્રથમ આવનાર પહેલા, બીજા ને ત્રીજા ધોરણમાં ભણતા એકેક વિદ્યાર્થીને દર માસે રૂ. ત્રણની સ્કૉલરશિપ આપવી. તે ઉમેદવારોએ છેલ્લી આપેલી ગુજરાતી ને (ઇંગ્રેજી) પરીક્ષા ઉપરથી નક્કી કરવીઃ—આમાં રૂ. ૧૦૮) ખર્ચાય.

(બ) અમદાવાદની સરકારી આર. સી. હાઈસ્કુલમાં ભણતા ઉપલી જ્ઞાતિના વિદ્યાર્થીઓ પૈકી દરેક ધોરણમાં વાર્ષિક પરીક્ષામાં પ્રથમ આવનારને ધોરણ ચોથા પાંચમામાં દર માસે રૂ. પાંચની અને ધોરણ છઠ્ઠા સાતમામાં દર માસે રૂ. ૭ ની સ્કૉલરશિપ આપવીઃ—આમાં રૂપિયા ૨૬૪) ખર્ચાય.

(ક) મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ, રણછોડભાઇ કન્યાશાળા ને વનિતા વિશ્રામ ખાડિયામાં ભણતી ઉપલી જ્ઞાતિની સ્ત્રીઓ અને બાળાઓને સંસ્થા દીઠ રૂ. ૧૫) પ્રમાણે રોકડા ઇનામ દાખલ આપવા. તે રકમ સંસ્થામાં ભણી પાસ થતી દરેક વિદ્યાર્થિનીમાં વહેંચાય (વિસનગરા જ્ઞાતિની):—આમાં કુલ રૂ. ૪૫) ખર્ચાય.

(ડ) વ્યાજમાંથી વધેલા બાકીના રૂપિયામાંથી એક 'સ્વર્ગસ્થ લલ્લુભાઈ દલપતરામ કવેશ્વર સ્મારક ગ્રંથમાળા' કાઢવી. તે ગ્રંથો લોકોપયોગી વિષયો પર ઇનામ આપી લખાવી છપાવવા. અને આ યોજનાની સખાવત બાબત તેમાં યોગ્ય લખાણ કરવું. તેમજ સ્વર્ગસ્થની છબી મૂકવી, તેના બ્લૉકનું ખર્ચ ફંડના વ્યાજમાંથી કરવું. પુસ્તકો સ્વતંત્ર રીતે કે અનુવાદ રૂપે પણ કરાવવાં.

તદનુસાર સદરહુ ફંડમાંથી નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

| નં. | પુસ્તકનું નામ | કર્તાનું નામ | કિંમત |
|---|---|---|---|
| ૧ | અશોકચરિત્ર | રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા | ૦-૧૨-૦ |
| ૨ | આપણી કવિતાસમૃદ્ધિ | પ્રો. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર | ૧-૦-૦ |

# અનુક્રમણિ





# નિવેદન

વધારેમાં વધારે મુંઝવણ, બેશક, સારા કવિઓમાંથી પસંદગી કરતાં, એક જ કૃતિ લેવી, એ નિયમને લીધે વેઠવી પડી છે. આ મુંઝવણ, આ વ્યથા, એટલી તો નડી છે કે અવધિ! જાતે કરી જુવો અને પાંચછ પસંદગીથી આગળ ચાલવા માંડશો ત્યાં જ–એક જ કૃતિ લેવી, એક જ!–એ નિયમનું આકરાપણું સમજાવા માંડશે, તે પસંદગીકાર્ય પૂરું થતાં લગી ઠેઠ સુધી સાલશે. દલપતરામ, નર્મદ, ગોવર્દ્ધનરામ, મણિશંકર, કલાપી, દામોદર, કેશવલાલ હરિરામ, વગેરે, * તેમ રા. રા. નરસિંહરાવ, ન્હાનાલાલ, ખબરદાર, હરગોવિંદ પ્રેમશંકર, કેશવશેઠ, ત્રિભુવન વ્યાસ, લલિત, રામનારાયણ, વગેરેની કાવ્યસમૃદ્ધિમાં, આમાં લીધી છે તે કૃતિના જેટલી, કે કેટલાકને મતે વિશેષ સવિશેષ ગુણવત્તા વાળી અને વધારે લોકપ્રિય થયેલી કૃતિઓ છે; એકબે શું વધારે છે; એ સર્વ હું જ ખુશીથી સ્વીકારું છું. છુટી છુટી કૃતિઓની ગુણવત્તા ઉપર મોહી પડવું તે એક બાબત છે; બેચાર કૃતિ કે બેચાર જાતની કૃતિ કે બેચાર કવિની કૃતિઓની તુલના કરવી તે બીજી બાબત છે; અને આ સંગ્રહ જેવું કાર્ય કરવું, આટલા લાંબા સમય માટે સાઠ કૃતિઓની વિષય છન્દ આદિના વૈવિધ્યવાળી અને વળી અમુક જ કદની રસિક માલા ગોઠવવી, એ અત્યન્ત જુદી બાબત છે. એક જ દાખલા તરીકે જુવો, કે ઋતુવર્ણન, સ્થળવર્ણન, દરિયો, નદી, પ્રાતઃકાલ, સંધ્યા, રાત્રિ, મધરાત, વન, સૂર્ય, ચંદ્ર, તારા, પંખી, ફુલ, આદિ વિષે આ સાડાઆઠ દાયકા દરમિયાન આપણા કવિઓએ ઘણી કવિતા લખી છે, જો કે આ ટુંકા કદના સંગ્રહમાં એ વિશાલ વર્ગના બહુ જ થોડા નમૂના લઇ શકું છું. મતલબ કે ચોપડીનાં સ્થૂલ માપ અને વિશિષ્ટ લક્ષણને સિદ્ધ કરવા માટે જે ધોરણો નિયમો આદિ બન્ધાઇ ગયાં તે બન્ધાઇ ગયાં. પછી અંગત આકર્ષણોની સામે પણ તેમનો કડક નિર્વાહ જ મ્હારો પ્રધાન ધર્મ થઇ રહ્યો. અને નિર્ધારેલી સંખ્યા પૂરી થતાં મ્હને જ કંઇ મનોદુઃખ રહી ગયું અથવા ચોકખી કસૂર દેખાઇ, તથાપિ મ્હારે તો એ બાંધેલી મર્યાદાઓને

---

* આમાં બાલાશંકરનું નામ નથી ગણાવી શકાતું, એટલા જ માટે કે એ ખુદાના બન્દાની કવિતાઓની સત્તાવાર અને પૂરી આવૃત્તિ, રા. રા. નર્મદાશંકર દેવશંકર મ્હેતા જેવા કોઇ સંશોધનપૂર્વક સંગ્રહ કરીને આપશે, ત્યારે જ ગુજરાત પામશે. ગુજરાતને પોતાની ઉત્તમ કવિતાની પણ કેટલી તો ઓછી પરવા છે, તેનો આ દાખલા કરતાં વધારે ચોકખો પુરાવો હોઇ જ શકે નહીં. વળી બાલાશંકરના પુત્રો આટલું પણ જોઇ નથી શકયા, કે પચીશ વર્ષમાં જેટલી કેકારવના વેચાણથી કમાણી થઇ છે તેટલી બાલાશંકરના કવિતા સંગ્રહથી પણ મળત. મેં તો ભંડોળ કમિટિનું કામ ઉપાડયું તે ક્ષણથી બાલાશંકરની કવિતાઓનો સંપૂર્ણ સંગ્રહ કરવા ધારેલું, પરંતુ લાગતા વળગતાઓ સંગ્રહ તૈયાર કરી આપે ત્યારે પ્રકટ થઇ શકે ને!

જોગવાઇ વગર આ સંગ્રહ બનવા પામત નહીં. અહીં મ્હારી પણ એક કૃતિ (કૃતિનો ખંડ) સામેલ છે, એમના આગ્રહને લીધે; એની પસંદગી અને તે ઉપરનું વિવરણ પણ એમનાં છે.

એમના કરતાં ય વિશેષ ઉપકાર સંખ્યાબન્ધ કવિઓએ કર્યો છે. તેમણે પોતાની કૃતિઓ રા. રામનારાયણ, અગર બીજા મિત્રો મારફત કે સીધી મ્હને મોકલવા તસ્દી લીધી, અને સંગ્રહમાં લેવા ન લેવાની વાતે મ્હને કુલમુખતિયાર રાખ્યો. આવી નિઃસ્પૃહ ઉદાર સહાનુભૂતિ વડે જ આવાં કાર્ય સારાં થઇ શકે, અને એ જે પ્રમાણમાં મળી ગઇ છે, તેટલો (આશા છે કે) સંગ્રહને આધુનિક પણ બનાવી શકયો છું. કોઇ પણ નવીનને તે ઓછો જાણીતો અથવા તો તે મ્હારા કે કોઇ મિત્રના સમ્બન્ધમાં આવેલો, એ કારણથી નથી લીધો; લેવા જેવી કૃતિ મળી આવી તે જ લીધી છે. રમણભાઇ, મલયાનિલ, ગજેન્દ્ર બુચ, અને રા. રા. રામનારાયણ, એવા વિવિધ દાખલાઓથી સુસ્પષ્ટ છે, કે લેખક કવિ ગણાય છે કૃતિઓના જથા ઉપરથી નહીં જ; થોડીક કૃતિ પણ કસોટીએ શુદ્ધ કુન્દન સાબીત થતાં તેનો કર્તા કવિ છે, અને આવા સંગ્રહમાં સ્થાન મેળવવાનો અધિકારી છે. આમાં આપું છું. તે સાઠ કૃતિઓમાંથી આઠદશ તો એવી હશે કે કવિસંખ્યા વધારેમાં વધારે કરવી એવા નિયમને વજન ન આપનાર કોઇપણ સંગ્રાહકે તે ભાગ્યે જ પસંદ કરી હોત. અને તોપણ કેટલાક જાણીતા અધજાણીતા કવિઓને આમાં સ્થાન નથી જ આપી શકાયું, વળી 'પ્રસ્થાન'માં વિષય ચાલતો હતો તેમાં લીધેલા વિદેહ કવિઓમાંથી પણ આ ચોપડીમાં છેલ્લી ક્ષણે છોડી દેવા પડે છે, એવું એવું પણ મ્હને ખુંચે છે.

મ્હારે નિકાલ આણવો જ રહ્યો એવા પ્રશ્નોમાં છેલ્લા અને મુંઝવે એવા આ બે પ્રકારના હતાઃ—

(૧) આ જાણીતા કવિનો નમૂનો લઉં કે આ નવાનો? ક ખ એ બે ય નવીનોમાંથી કયાની કૃતિઓ વધારે આશાસ્પદ? બે ય ઓછી જાણીતી કૃતિમાંથી કઇ લઉં? કયા વિષય ઉપર હજી પૂરતી કૃતિઓ નથી લેવાઇ?...

(૨) ઓછામાં ઓછા કેટલા પ્રતિનિધિકવિઓની બે બે કૃતિ આપું વારુ? જેટલાની આપું તેટલી એકંદર કવિસંખ્યા ઘટે, તથાપિ અમુક અમુકની તો લેવી જ પડે ને? વળી કની બે અને ખની નહીં એ તો ખને અન્યાય; અને ખની બે, તો ગ નું કેમ?...

મર્યાદાઓને વટાવી નથી જ શકયા. કેટલીક ચોપડીઓ અને કેટલાક નવીનોની કવિતાઓ મ્હને નથી જ મળી, કેટલીક અપૂર્તિઓ રહી જ ગઈ છે. ખરીવાત છે કે ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં વ્યવસ્થા જાગૃતિ અને સારી વસ્તુ માટેની કદર હજી જોઇતા પ્રમાણમાં ખિલેલાં નથી. પુસ્તકાલયો આદિમાં કવિતાની ચોપડીઓ ચોપાનિયાં આદિનો વર્ગ, કે માસિકો વગેરે માંની કવિતાઓની જાળવણી કે સૂચિઓ, ન જેવાં જ મળી આવે છે. અને આવી જિજ્ઞાસુઓને અમૂલ્ય થઇ પડે એ પ્રકારની વ્યવસ્થા અને જાગૃતિના અભાવને લીધે પણ આવા કાર્યમાં સમય શ્રમ અને ખંતીલા ઉદ્યોગની વધારે પ્રમાણમાં જરૂર પડે છે; અને એ સર્વ છૂટે હાથે ખર્ચનાર આગ્રહી માણસ પણ પોતાની ધારણા અધીંપોણી જ પાર પાડી શકે એમ છે. સહાયકોના ઉમંગી સહકારનો પૂરતો લાભ લીધો છે, તથાપિ પસંદગી માટે મ્હારે તપાસવાના ક્ષેત્રનો કેટલોક ભાગ જોવાને પણ મેળવી શકયો નથી, એ મ્હારે સ્વીકારવું જોઈએ.

સંગ્રહને ચોપડી રૂપે છાપતાં જરૂરી ફેરફાર કરી લીધી છે.† મ્હારા વિચારોના આ રૂપને જ કાયમી ગણવું. વિવિધ ધોરણે ચુંટાયલા અનેક સંગ્રહો વિવરણો સાથે બ્હાર પડયા કરે એમ ઇચ્છું છું. કવિતાનાં શોખ અને પરીક્ષાશક્તિ ફેલાવવાનો, ઊંચી કલ્પનાપ્રધાન કવિતાના ગ્રાહકો પ્રજામાં વધારવાનો, એ જ ધોરી માર્ગ છે. શાલોપયોગી પ્રકાશનો અને ટિપ્પણો આવી આવી સ્વતંત્ર સંકલનાઓ વધતાં વધતાં જ સુધરશે. ગુજરાતમાં સાચી ઉમદા કવિતા વધવી ન વધવી તો અદૃષ્ટાધીન છે,

---

† પ્રસ્થાન માસિકમાં વિષય ચૈત્ર ૧૯૮૫ થી આશો ૧૯૮૬ લગી ચાલ્યો. એમાં વિવરણ સાથે આપેલી ચાળીશ કૃતિમાંથી નીચેની આ સાઠ કૃતિના સંગ્રહમાં નથી લીધી, તે જિજ્ઞાસુએ ત્યાં જ જોઇ લેવી.—( ૧ ) ન. ભો. દીવટિયાના હૃદય-વીણાના અર્પણમાંથી બે કડી ( પ્રસ્થાન, શ્રાવણ ૧૯૮૫. આ વિષે એક બિંદુ ઉપર એમણે ચર્ચા ઉપાડી. એમની ચર્ચા અને મ્હારા ઉત્તરો માટે જુવો તે પછીનાં પ્રસ્થાન અને વસન્ત ). ( ૨ ) બાબુરાવ દેસાઇ–સ્નેહનું સ્વપ્ન ( કારતક' ૮૬ ); ( ૩ ) દોલતરામ પંડયા અને ( ૪ ) લલિત ( માગસર ); ( ૫ ) કે. હ. શેઠ ( પોષ ); ( ૬ ) ભોળાનાથ સારાભાઈ ( માહ ); ( ૭ ) અર્જુન ભગત ( ફાગણ ); ( ૮ ) હરિહર ભટ્ટ–" જય અચળેશ્વરી માત " ( વૈશાખ ); ( ૯ ) દામોદર બોટાદકર ( જેઠ ); ( ૧૦ ) ભીમરાવ અને ( ૧૧ ) ત્રિભુવન વ્યાસ ( શ્રાવણ–ભાદરવાનો અંક ). પ્રસ્થાન માસિકમાં આ ચોપડીમાંના ત્રીશ નમૂના આવી ગયા છે, તેમાંનું વિવરણ પણ અહીં છાપતાં જરૂરી વધઘટ વગેરે કરી લીધું છે. ત્યાં દર્શાવેલા કોઇ મતથી અહીંનું લખાણ જુદું જણાય તેવે દરેક સ્થલે અહીંનાને જ મ્હારૂં સ્થાયી મત ગણવું.

# નિવેદન

—પ્રો. ગજેન્દ્ર બુચ જેવા કુદરતી બક્ષીસવાળા કવિનું ઉગતી વયમાં અવસાન, એ આપણી કવિતાને માથે છેલ્લી મોટી હોનારત ગુજરી છે,—પણ જે તાજી તેમ વારસે મળેલી કવિતાસમૃધ્ધિ આપણી છે, તે પ્રજામાં ચલણી રહે, તેના ગુણદોષ સમજમાં ઠસી રસિક ગુણપૂજક અને કેળવાયલી સુરુચિવાળો વર્ગ વધવા પામે, અને અસમજ ગતાનુગતિક "સહૃદયો" નો વર્ગ પ્રજામાં ઘટવા પામે, એવા વ્યવહારુ અને પરિશ્રમે જ મળી શકતા લાભ માટેની સેવાઓ, ગુજરાતી ભાષા અને સાહિત્યના આચાર્યો અને શિક્ષકો લેખે ગુજરાન મેળવતા હોય તેવા વિદ્વાનો ઉપરાંત સ્વતંત્ર સાહિત્યભકતોએ પણ દર દાયકે દોઢ દાયકે કર્યા કરવાની જરૂર છે. અને એવી સેવાઓમાં સુપ્રતિષ્ઠિત માણસો જેમ વધુ ભળે, તેમ તે વ્હેલી અને સારી પેઠે ઉગી નીકળે, એ દેખીતું છે.

અહીં આપેલા પાઠથી કે વિવરણના કોઇપણ ભાગથી કોઇ કર્તાને અન્યાય થતો લાગે કે મ્હારી કશી ગેરસમજ વા ભૂલ જણાય, તો કર્તાએ પોતે અગર વાચકો-માંના કોઇએ મ્હને લખવા કૃપા કરવી.

આ સંગ્રહ જલદી અને નામની જ કીંમતે ફેલાય એવી મ્હારી ઈચ્છા સિદ્ધ કરી આપનાર પ્રકાશક સંસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા તેના મહેરબાન પ્રમુખ મંત્રી અને સહમંત્રીનો આભારી છું. સોસાયટીને એક ચોપડી તો આપી શકું છું એ હકીકતથી પણ આનન્દ થાય છે. કવિતાકલાની જે ભાવના વિવિધ દાખલા દલીલો સાથે ગુજરાતના કવિતાભોગી વર્ગમાં ફેલાવવાના હેતુથી આ ચોપડી યોજી છે, તે ભાવનાનો સત્વર વિજય થાઓ!

રાવપુરા, વડોદરા, તા. ૨૧-૧૦-૧૯૩૦

# પ્રવેશક

" Contemporaries judge superficially: posterity by the depths. "

( તરજુમો ) કવિતા કલા આદિ વિષે સમકાલીનોનાં મત ઉપલકિયાંઃ પછી આવતા વારસો જ ઉંડાણો તાગીને મત બાંધે.

* * * *

"The judgment of Literature is the final aftergrowth of much endeavour." —Longinus.

(તરજુમો) સાહિત્યમાં શિષ્ટ અભિપ્રાયો પુષ્કળ ઊહાપોહમાંથી જ પરિણમે.

## છ સાત પેઢી.

૧ " બાપાની પીંપર " લખાઇ ત્યારથી માંડીને આજ લગીના છયાશી વર્ષના ગાળામાં ગુજરાતે એકે **મહાકવિ** પાકયો નથી.* ગુજરાતી પ્રજાએ આ સમય દરમિયાન કરેલાં ઉચ્ચારણોના વાહન લેખે મુખ્ય સ્થાન કવિતાનું નહીં ગદ્યનું છે. આ અભિપ્રાયનું પૂરતું વિવેચન

* આ જ ગાળામાં **મહાપુરુષ** તો પાંચ છ પાકયા છેઃ નર્મદ, દયાનન્દ સરસ્વતી, જમશેદજી ટાટા, અને મોહનલાલ ગાંધી વિષે તો મતભેદ પણ સંભવતો નથી. એટલે મહાકવિ કહી શકાય એવી વ્યકતિઓ મહાપુરુષો ગણાય એવી વ્યકિતઓ કરતાં ઓછી જ પાકે છે. એક દેશ અને એક સમયને બદલે દુનિયાના આખા ઇતિહાસપટ ઉપર-- સાઇકલોપીડિયા જેવા સર્વસંગ્રહોમાંના જીવનચરિત્રો ઉપર--દૃષ્ટિ ફેરવશો, ત્યાં જ મહાપુરુષોને મુકાબલે મહાકવિઓ કેટલા તો ઓછા પાકે છે તેની ખાતરી થઇ જશે. અને હોવું જોઈએ પણ એમ જ ને ? મહાકવિ એટલે કવિતાક્ષેત્રમાંના મહાપુરુષોની સંખ્યા ધર્મ, રાજકારણ, વેપાર, ઉદ્યોગ, હુન્નર, કલાઓ, વિજ્ઞાન શોધખોળ, ફિલસુફી, આદિ અનેકાનેક ક્ષેત્રોમાંના મહાપુરુષોની એકઠી સંખ્યા કરતાં ઓછી, ઘણી ઓછી, હોય જ.

અને સમર્થન કરવા જતાં અહીં લમ્બાણ થઇ જાય (જે અપ્રાસંગિક પણ ગણાય), એટલે તેના કામચલાઉ ટેકામાં આપણા સેંકડો ગદ્ય લેખકોમાંથી એક છોટીશી નામાવલિ જ ટાંકું છું. નર્મદથી માંડીને આપણા ગદ્ય લેખકોમાં ઉત્તમ વીશ કોણ, એવા પ્રશ્નપત્રના જવાબ સૌના સરખા આવવા તો અસમ્ભવિત છે, પણ એવા જવાબો સંખ્યાબન્ધ સંસ્કારી વાચકો કનેથી મેળવવામાં આવે, તો તેમાં 'નીચેનાં દશ નામ આવ્યા વિના નહીં રહે એવું મ્હારું અધીનું મત છે:—નર્મદ, નવલરામ, ગોવર્દ્ધનરામ, "બીરબલ," મણિલાલ નભુભાઈ, વાડીલાલ શાહ, મોહનભાઇ ગાંધી, દત્તાત્રેય કાલેલકર, કિશોરલાલ મશરૂવાળા, અને અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી. અને જોવાનું આ પણ છે કે આ દશમાંથી ચારે કવિતાઓ લખી છે, કવિ લેખે નામના પણ મેળવી છે, તથાપિ એ દરેક કવિ લેખે ગણાય છે તે કરતાં ગદ્યલેખક તરીકે વધારે મોટો ગણાય છે, બેશક.

૨ અને તોપણ આ અરસામાં કવિતા યે સારી પેઠે વિવિધ વિષયો ઉપર અને અનેક જાતિની સ્ફુરી છે. જૂનાં વહન આછાં થયાં સુકાયાં અને લગભગ થમ્ભી ગયાં, તેમની જગા નાના પ્રકારનાં નવાં વહનોએ લીધી છે. અને વર્તમાન યુગની પરિસ્થિતિથી મળતો યુરોપ અને વિશેષે ઇંગ્લાન્ડ દ્વારા આખી માનવજાતિના વિચારસમૂહ અને કલાસમૃદ્ધિની સાથે વધતા જતા પરિચયનો જે લાભ ગુજરાતી ગદ્યમાં સેવાયેલો જોઇયે છિયે, તે ગુજરાતી કવિતામાં પણ લેવાયલો જોવામાં આવે છે. બંગાળી પ્રજા અને સાહિત્યને મુકાબલે ગુજરાતે આ વર્તમાન તત્વ (મોડર્નિટી modernity) મોડું ઝીલ્યું, તો તેની ગ્રાહકતામાં ગુજરાત મહારાષ્ટ્ર કરતાં તો આગળ, અને ઉત્તર હિન્દ કરતાં ઘણો આગળ છે, એ હકીકત બંગાળી ગુજરાતી મરાઠી અને હિંદી-ઉર્દૂ વાઙ્મયોને સાથે સાથે જોતાં પ્રથમ પ્હેલી દીસી આવે એવી માતબર રેખાઓમાં અંકાયલી છે.

૩ કવિતાની સંસ્કૃતિપોષકતા સજીવનતા અને અમરતા શેમાં

લેખાય વારુ ? સૈકાઓથી ઉતરી આવેલાં કલારૂપોને કલ્પના ભાવ અને વિચારરસનાં એવાંને એવાં તાજાં હૃદયંગમ પ્રતીક રાખવામાં; અને તેથી વધારે એ બન્ધાયલાં સુચિતંત્રને પ્રતિકૂલ ન પડે એવાં અવનવાં કલારૂપો સર્જવા અને અપનાવવામાં. કિશોરાવસ્થાના અતિશોખ અને દૃષ્ટિમાં પર્યેષકતાનો અભાવ કવિતાની ગમે તેવી પ્રશસ્તિઓ લલકારે, કવિતાને પ્રજાની સમુત્ક્રાન્તિમાં આવશ્યક અંગ તેટલે દરજ્જે જ ગણી શકાય, જેટલે દરજ્જે તે પ્રજાની આ સેવા બજાવવામાં વિજય મેળવતી જોવામાં આવે. અને જે પ્રજાઓની સાથે આપણે સમ્બન્ધમાં આવતા જઈયે, તેમનાં આપણાથી જુદી જાતભાતનાં કલારૂપોને આપણી સુરુચિ ઘવાય નહીં તેમ અપનાવવાં, એ કવિતા સર્જનોમાં ( અને સાહિત્ય સર્જનોમાં ) સમુત્ક્રાન્તિનો ખાસ પ્રકાર છે. વિ. સં. ૧૯૦૧ થી આજ લગીની ગુજરાતી કવિતા તપાસતાં કવિતાની સંસ્કૃતિપોષકતા અને સજીવનતાનો આ પ્રકાર આપણું સૌથી વધારે ધ્યાન ખેંચે એ કુદરતી છે.

૪ સારા કવિનું કવિતાસર્જન વીશ વર્ષ લગી એકસરખું ચાલ્યા કરે એમ ભાગ્યેજ બને છે. કવિનું આયુષ્ય લાંબું હોય, તો તેમાં સર્જન શૂન્યતાના કે ઉતરતી રચનાઓના ગાળા પણ લાંબા પડે. માનવી જેવા જન્તુમાં મૌલિક સર્જકતાનું આયુષ્ય આટલું ટૂંકું હોય એમાં શી નવાઇ —આટલું પણ જોવામાં આવે છે એ જ મોટી નવાઇ છે. ( વળી મહાકવિ તો મૌલિક ઉપરાંત અલૌકિક સર્જકતા જેનામાં હોય તે જ; તેથી જ મહાકવિ આટલા બધા ઓછા પાકે છે. ) એટલે આ આઠ સાડાઆઠ દાયકાને એક દૃષ્ટિપાતે જોવા જતાં, તેમાં કવિતાની ત્રણ ચાર નહીં પણ છ સાત પેઢીઓ એક પછી એક પોતાનું સ્થાન લેતી જોવામાં આવે છે. †

† અહીં કેટલોક ભાગ ઈ. સ. ૧૯૨૭ આખરે વડોદરા કૉલેજમાં એક ભાષણ પ્રસંગે પ્રમુખ લેખે બોલેલો, જે ' પ્રસ્થાન ' વિ. સં. ૧૯૮૪ માગસર–પોષના અંકમાં છપાયું હતું, તે આ પ્રવેશકની વિચારણામાં વણી લઉં છું. હું જેને પેઢી કહું છું, તેને કેટલાક ' યુગ ' કહે છે. કેમ જાણે ' ગોવર્ધન પેઢી ' ને બદલે ' ગોવર્ધન યુગ ' બોલિયે, એટલા શાબ્દિક ચાતુર્યથી જ ગો. મા. ત્રિ. ને જે છે તેમાંથી વધારી

પ્હેલી પેઢી નર્મદ–દલપત-ભોળાનાથની બીજી નરસિંહરાવ-ગોવર્ધનરામ બાલાશંકર–મણિલાલ–હરિલાલ વગેરેની; ત્રીજી મણિશંકર--રમણભાઇ ત્રિભુવન–હરગોવિન્દ-નથુરામ- જટિલ વગેરે.ની; ચોથી કલાપી–ન્હાનાલાલ-ખબરદાર વગેરેની. પાંચમી લલિત–બોટાદકર--રામનારાયણ મનહરરામ--કેશવ હ. શેઠ--વસન્તવિનોદી વગેરેની. છઠ્ઠી સાતમી એ નવી પેઢીઓ કુસુમાકર, મલયાનિલ, ભાનુશંકર વગેરેથી માંડીને ગજેંદ્રબુચ, સુન્દરમ્, કૃષ્ણલાલ શ્રીધરાણી, વગેરે છેલ્લાં દશબાર વર્ષમાં કવિઓની અખંડ પલટણમાં થતી નવી ભરતીની ગણું છું. આ તો માત્ર સંજ્ઞાર્થે સુઝતાં ગયાં તેમ નામો ટપકાવ્યાં છે. એકે પેઢીની આખી યાદી નથી આપતો. છઠ્ઠીસાતમી પેઢીની પૂરી યાદી આજથી થઇ પણ ન શકે. વળી એ પેઢીનિર્દેશોમાં નામોને જે અનુક્રમે મુકયાં છે, તેમાં અનુક્રમ પ્રમાણે ચડતી વા ઉતરતી ગુણવત્તાનો અર્થ કોઇએ ન વાંચવો. ઉપર કલાપી--ન્હાનાલાલ--ખબરદાર એમ નામ મુકયાં છે, મુકાઈ ગયાં છે, તેને ફેરવી ફેરવીને ૧--૨--૩ ને ઠેકાણે ૨--૩--૧, ૩--૧--૨, ૧--૩--૨, ૨--૧--૩, ૩--૨-૧, ગમે તે અનુક્રમે ગોઠવી લ્યો. કોઇ પણ પેઢીમાં બીજાં તે સમય અને વર્ગનાં નામ ઉમેરો, વા આપ્યાં છે તેમાંથી કમી કરો, ફાવે તેમ કરો. પ્હેલી પેઢી જરા લાંબી ચાલી, બીજી ત્રીજી પેઢીએ બ્હાર પડતાં વિશેષ જવાબદારી દેખાડી અને વિલમ્બ કર્યો, ચોથી પછીની પેઢીઓ પણ પાછી બ્હાર આવતાં કંઇક ખંચાતી જણાય છે,—પણ આખા સમયને એક દષ્ટિપાતે સામટો નિહાળી રહેતાં સ્પષ્ટ દેખાય છે, કે નવી નવી પેઢીનું ઉત્થાન સવા દોઢ દાયકે થયું છે; અને આ ઉત્થાનોની સંખ્યા મ્હને તો છસાતથી ઓછી રાખવામાં આવે તો પૂરતી નહીં લાગે. ઉપર નામ આવી ગયાં તે તેમ બીજા કવિઓને વિષે તેમાનો કોઇ ઉપર નિર્દિષ્ટ પેઢીમાં મુકાય

---

મોટા યુગપ્રવર્તક બનાવી શકતા હઈયે ! અને હું તો પેઢીને પણ એક જ નામે ઓળખાવવા રાજી નથી.

કે તે પ્હેલાંની વા પછીની * એ વર્ગીકિરણની બાબતમાં મતભેદનો સમ્ભવ સ્વીકારું છું, અને એવી એવી રસિક ચર્ચાઓ થવા માંડે એમ ઇચ્છું છું. આમાંની બધી નહીં તો કેટલીક પેઢીમાં, બારીક અભ્યાસ અને નિરીક્ષણથી કેટલાંક સામાન્ય લક્ષણ પણ જણાયા વગર નહીં રહે, એટલે દરેક કવિના લક્ષણો તપાસતાં તે એના પોતાનાં કેટલાં અને એની પેઢીનાં કેટલાં ગણાય, એવી તુલનાત્મક ચર્ચાનું ક્ષેત્ર પણ હજી અણખેડયું છે. વળી બીજા દેશોમાં કોઇ કોઇ કવિ એક પછી એક બે પેઢીનો વત્તાઓછો પ્રતિનિધિ ગણાયો છે, એવા દાખલા આપણા કવિઓમાંથી પણ મળી આવવા સમ્ભવ છે.

૫ વર્તમાન તત્ત્વને સત્કારવામાં હિન્દની પ્રજાઓમાં ગુજરાતીઓ પછાત નથી, તો એ હકીકત આપણા પ્હેરવેશ, આચારવિચાર, સમાજ-વર્તન, ખાનપાન, રોજની રહેણીકરણીમાં અને આપણા વ્હેપાર ઉદ્યોગ મુસાફરીઓ આદિમાં જણાઇ આવે, તેમ આપણી ગદ્યપદ્ય ગોફગુંથણીમાં પણ કયાં ઢાંકી રહે એવી છે. અહીં આપણે વાવેલો લણેલો કવિતાફાલ જ આપણો વિષય છે, અને તેમાં જૂના છન્દ, જૂનવાણી શૈલી, કલામયતાનાં વારસે મળેલાં બીબાં અને આદર્શો, પરમ્પરાપ્રાપ્ત વિષયો અને તે દરેક-ની શિષ્ટસંમત માંડણી, સુન્દર સ્મૃતિઓ પડઘા ઊર્મિઓ ભાવતરંગો વિચારસ્પર્શો અને સૂચન સ્પન્દો જગાડતી રૂઢ કવિતોચિત મનાયલી પદા-વલિ ( પોયેટિક ડિકશન poctie diction ),‡ આદિ અનેકાનેક

---

* કવિની પેઢીનો નિર્ણય કરતાં માત્ર જન્મતિથિ બસ નથી; દિવાં છોડી પિતા માતા, ચંદા, કલાન્ત કવિ વસન્તવિજ્ય, હૃદયત્રિપુટી, પિતૃતર્પણ, એવી મુખ્ય અને લાક્ષણિક કૃતિની જન્મતિથિ પણ ધ્યાનમાં લેવી ઘટે. જન્મતિથિઓ તો મેં જરા શ્રમ લઇ લેવડાવીને આ ચોપડીની કર્તાઓની સૂચિમાં દાખલ કરી છે. આ બીજી સાલો દરેક અભ્યાસી પોતપોતાની મેળવી લે એજ ઊચિત છે કેમ જે જુદાં જુદાં દૃષ્ટિબિન્દુ પ્રમાણે એક જ કર્તાની જુદી જુદી કૃતિ તેના ગુજરાતી કવિતામાં પ્રેરક-બલ લેખે અવતારના પુરાવા તરીકે પસંદ થવી સમ્ભવિત છે.

‡હેટરિક સારું નીચ બે જાતનું તેમ પોયેટક ડિકશન પણ વખાણવા લાયક નિન્દવા

ઝીણીમોટી વિગતે આપણા દરેક કવિ વિષે તેમ આપણી દરેક કવિતાપેઢી વિષે પૃચ્છા ઉઠાવવી, તપાસ કરવી, અને ચર્ચા વિસ્તારવી પ્રાપ્ત થાય છે, જે તેમાં પુરાપ્રાપ્ત અંશ કયા કયા, નવીન અને વર્તમાન પરિસ્થિતિપ્રેરિત કયા કયા, અમુક કાવ્ય અમુક કવિ કે અમુક શૈલીનાં જ અનુકરણ જેવું શું શું,—ઉદાહરણ લેખે, ન્હાનાલાલની "ડોલન" કેટલે દરજ્જે વ્હીટમાનક વર્સ લાઈબ્રર ( Whetman: vers iiber ) છે, કેટલે દરજ્જે નથી,—નવા જૂનાનો મેળ કેવો સધાયો છે, પ્રધાન સૂર જૂનો છે યા નવો, પડઘો માત્રછે કે નવું સર્જન, વિજય જૂનાને લઈને છે કે નવાને, નવીન કેટલે દરજ્જે તલપદા જેવું સોહાવાયું છે, કેટલે દરજ્જે બાહ્ય અલંકરણ કે વિલાયતી વિચિત્રતા કે વર્ણસંકરતા જેવું રહે છે, વગેરે, વગેરે, વગેરે.

૬ પરન્તુ આવી આવી ચર્ચા ફેલાય અને લોકમત કેળવાય તે પ્હેલાં કવિતાઓ જ વધારે વંચાય અને વંચાય તેટલી સંગીત-લલકાર કે ભાવને તેમ પરિચિત વા પસંદ વિચારલઢણને માત્ર ઘુંટયા કરવાને નહીં, વધારે ઉંડી અને સ્પષ્ટ સમઝથી અને ઉદાર સુસંપન્ન તુલનાત્મક રસિકતાથી વંચાય, એ આવશ્યક પગથિયુ છે. આ સંગ્રહની યોજનામાં વિવરણને આટલી જગા આપવામાં આવે છે એવા અભિપ્રાયથી, કે સારી કવિતા સારી કેમ, નબળી કવિતા નબળી કેમ, નઠારી કવિતા નઠારી કેમ, એ માત્ર લાગણી સંવેદ્ય અને રુચિભિન્નતાનો વિષય નહીં, પણ સિધ્ધાંતોને વળગીને એવી શાસ્ત્રીયતાથી ઠસાવી શકાય એવી વસ્તુ છે, કે આ પ્રતિપાદનો સર્વમાન્ય અથવા લગભગ સર્વમાન્ય થવા પામે. કલાના દરેક ક્ષેત્રમાં તેમ કવિતામાં થોડી ઘણી પક્ષાપક્ષી અને ઓછાવત્તા રુચિભેદ રહેવાના જ. તથાપિ એવા અનિવાર્ય અપરિહાર્ય મતભેદોનું વર્તુલ કલાની દુનિયામાં વસ્તુતાએ

યોગ્ય બંને જાતનુ હોય પ્હેલી જાતનો કવિતોચિત પદાવલી કહું છું. બીજી જાતને કવિતાભાસી પદાવલી. પ્હેલી જાતના હેટરિકને વાકછટાં અને વાગ્વૈભવ કહું છું, બીજી જાતનાને વાગ્ડમ્બર; બંનેનાં મનમાન્યા ઉદાહરણો રા. રા. ન્હાનાલાલની કૃતિઓમાંથી મળી રહેશે.

અતિમર્યાદિત છે, લેભાગુઓ માનેમનાવે છે એવું વિશાળ નથી. વળી સ્ફુટાર્થવતી વાણી જે કલાઓનું વાહન, તે કલાઓમાં તો બીજી કલાઓને મુકાબલે મતભેદવર્તુલ વધારે મર્યાદિત છે. પક્ષાપક્ષીથી અલગ, બિનંગત, નહીં માત્ર યશોગાન કે નહીં વિપરીત, કારણ અને દાખલા આપી આપીને જ ડગલું ભરે, અને મત કરતાં તેનાં કારણોને જ પ્રધાન ગણે, એવી શાસ્ત્રીય નિખાલસ સૌંદર્યપ્રીત્યર્થ સેવાભાવી ટીકા અને તુલનાને કવિતા અને સાહિત્યકલાના ક્ષેત્રમાં તો એટલું વ્યાપક સ્થાન છે, કે આપણે શાસ્ત્રીય વિચારણામાં જેમ જેમ ટેવાતા જઇએ, તેમ તેમ તેનો વિસ્તાર વધતો જતો જ અનુભવાય છે. બેશક, આવી સમીક્ષા યથાયોગ્ય કરવાને માટે નાના પ્રકારની યોગ્યતાઓ મેળવવી પડે છે. પુખ્ત વિવેકની સાથે સૂક્ષ્મ રુચિતંત્ર, કવિતાપરમ્પરા છન્દ પરમ્પરા આદિનું ઝીણું અને સંગીન જ્ઞાન, બ્હોળો અનુભવ, વિવિધ શૈલીઓ અને કલાજાતિઓ સાથે સહાનુભૂતી, પરિસ્થિતિમાં તેમ કવિના ચિત્તંત્રમાં પ્રવેશવાતી કલ્પના, અને બીજું પણ ઘણું શાસ્ત્રીય તુલનાત્મક ઐતિહાસિક પ્રર્યેપક વિવેચનાનું ગંભીર પચરંગી કર્તવ્યે માગી જ લે છે, જે બધુંયે કોઇ પણ એક વિવેચકમાં પૂરતા પ્રમાણોમાં સંચિત હોતું જ નથી. મતલબ કે આવા ઉચ્ચ આશયોથી વિવરણ લખવાનું લઇ બેસવામાં સાહસ પણ છે, અને વિજય કેટલો મળે તે છેક જ અનિશ્ચિત રહે છે.

૭ એ બધું જે હો તે હો,—કીસ્તી ઝુકાવું છું. બીજા બન્ધુઓને આવી સફર ખેડવાને નિમંત્રું પણ છું. જૂના સર્જકોની વર્ષોથી વ્હાલી થઇ પડેલી અને સુન્દરતાનો સાર લાગેલી કૃતિઓ જાણે પ્હેલી વાર વાંચતા હોઇયે એમ નવેસર અનુભવવાનો, નવા નવા સર્જકો સાથે નવોજ બુદ્ધિ સમ્બન્ધ બાંધવાનો આનન્દ, આનંદ ઉપરાંત તાજગીભર્યો ઓરિયો પણ છે.

પૂછું; મ્હને કહેજો !

(સોરઠા)-પુષ્કળ કવિતા માત્ર શ્રવણરંજનીઃ તે વિષે
પૂછૂં રસિક સુપાત્ર,—કવિતા બસ વાદિત્ર કે? ૧

પુષ્કળ કવિતા માત્ર લાલચવશ, જશ જોડતી :
રસિક વિવેકિ સુપાત્ર,—કવિતા શૂં ભાટણ સુઘડ ? ૨
પુષ્કળ કવિતા માત્ર ફૂલણફિસિયારી, વળી
પુષ્કળ કવિતા માત્ર પોચટ, આંસૂ સારતીઃ ૩
પુષ્કળ કવિતા માત્ર ખોડો ઓપ, અસત્પ્રભાઃ
પુષ્કળ કવિતા માત્ર બલિહારી ભાષાતણી. ૪
વળિ કવિતાના થોક ટાણે, ટોળે, વાયુમાં
જુસ્સા જે, જે શોક, નર્યાજ પડઘા તેહના. ૫
" કવિઓ " ના પણ થોક જથ્થા જેહ માને, લહે,
પિરસી તેહ જ લોક વાહ વાહ રળતા ફુલે. ૬
કવિ તો ગુરુ, ઋષિ, દેવદૂત, વગેરે સાંભળ્યું:
પૂછું, મ્હને કટેવ,—સાચું આ, કે ઊપલું ? ૭
કવિતા દેવી ભવ્ય, સંસ્કૃતિ રક્ષે, ઉદ્ધરેઃ
તો કોનાં કર્તવ્ય નીરક્ષીર વિવેકનાં ? ૮
ને કવિતાના હંસ નીર ક્ષીર વિવેચકો,
તેને મામા કંસ ગણી શું ગરદન મારવા ? ૯

૮ **શ્રવણરંજની** : લલકારતાં કે સાજ સાથે મીઠે કંઠે ગવાતાં સારી લાગે એવી. **જશ જોડતી, ફૂલણ ફિસિયારી** : " મોટા " એટલે નામાંકિત સત્તાધારી ઉચ્ચ પદવીના ધનાઢ્ય માણસો વિષેની, અમુક ગામ શહેર વિષેની, સ્વદેશ વિષેની, સદ્‌ગત મહાપુરુષો અને ભૂત કાળના બનાવ વિષેની, અને એજ વર્ગમાં પડે એવી બીજી ઘણી કવિતાઓમાં ભારોભાર અનૈતિહાસિક અતિશયોક્તિઓ હોય છે, માથું ફાડી નાખે એવી ખુશામદો ય હોય છે. જેમ પ્રજા પોચટ અને ઊર્મિલ તેમ તેની આ વર્ગની કવિતા ઉતરતી. આના માત્ર દિગ્દર્શન લેખે જુવો " ગુજરાતનાં પ્રશસ્તિકાવ્યો " એ વિષય ઉપરનું વ્યાખ્યાન.* મિત્રભાવે કવિતાપ્રીત્યર્થ અને આછડતી પણ ટીકા કરિયે છિયે, ત્યારે મોટે ભાગે એક જ જવાબ મળે છે, જે આ ઇતિહાસ,

* ગાંડીવ સાતવારિયાનો તા. ૩–૨–૧૯૩૦ નો ખાસ " વસન્ત " અંક.

ભૂગોળ વિદ્યા, કે શાસ્ત્રચર્ચા નથી, આ તો ક વિ તા છે! આવા ઉદ્ધત એજવાબદાર જવાબથી તો તે દર્દને હાથ ધોઇ નાખનાર માણસોના વિચાર ગોટાળામાંની કવિતા વિષે જે ભાવના ભાવનાશૂન્યતા વા ભ્રમિત ભાવના વ્યક્ત થાય છે, તે જ મ્હને તો કવિતાને ભારે મોટું અપમાન થતું હોય ને, એમ હરહંમેશ લાગ્યા કરે છે. કલાના ગૌરવથી જ અજ્ઞ અને સૌંદર્યપ્રેમી, એ બે પક્ષો વચ્ચે મધ્યમ માર્ગ મેળવવા માટેની વ્યવહારું બાંધછોડ ( કોમ્પ્રોમાઇઝ comporomise ) ની પદ્ધતિ શક્ય જ નથી.

૯ **ખોટો ઓપ, અસત્પ્રભા.** શૃંગાર રસ, દેવભક્તિ, આત્માની મુક્તિ, કે પુરાણકથાને નામે ચલાવી લેવામાં આવતી, અને પોતાના વર્ગમાં વળી વખણાતી, કેટલીક કવિતા ગંદી અને અતીતિમય હોય છે. 'લિરિક' માં લખી ગયો છું જે એવા કોઇ કોઇ નમૂના છેક કચરો હોય છે તેને ઉસેટી દેતાં પણ પગ જ વાપરવો ઘટે, અને પછી પગને પૂરેપૂરી સંભાળથી ધોઇ લેવો ઘટે ( પૃ ૧૩૪ ). આટલે દરજ્જે નિંદ્ય નહીં તથાપિ આ વર્ગમાંની કેટલીક કવિતા, બીજા સર્વ વર્ગમાંની મળીને ઘણી કવિતા, ખોટી સોનેરી જેવી ક્ષણિક ચળક વાળી જ હોય છે; અથવા થોડી ઘણી વિપથગામી હોય છે. કવિએ પોતે ભૂલથાપ ખાધેલી છે, એણે માની લીધેલું અમૃત મૃગજલ છે. અને કૃતિ ઉપરથી જે આ જોઇ શકે, તેણે તે કવિને પોતાને પણ બતાવવાનો બંધુધર્મ બજાવવાની તક તેની છે. બતાવ્યા છતાં કવિ વત્તાઓછા સમય લગી જોઇ ન શકે, મંડ્યો રહે, ઉલટો દુરાગ્રહી બને, તો તેનું ભવિષ્ય. પરંતુ અમુક અમુક કવિતાઓના આ પ્રકારના દોષ ખુલ્લા દેખાડી દેવાનો મુખ્ય હેતુ બીજાઓ ચેતતા રહે, ચેપે ચેપે વાડીમાં સડો ન ફેલાય, એ હોવો જોઇએ. અને ઉંચામાં ઉંચો હેતુ

† To Advance art men's lives must be given, and to receive it their hearts.—Ruskin. (તરજુમો) જીવનમાં કલા પ્રવૃત્તિ સાધવા માટે, જીવનતુંજ સમર્પણ કરવું પડે; અને કલાસંદેશ પણ ઝીલાય, હૃદય તેને સંવાદી બને તોજ.

કવિતાભાવનાની શુદ્ધિ સંરક્ષવા અને પોષવાનો જ હોય. આમ વિવેચનના સામાજિક કર્તવ્યક્ષેત્રમાં દોષ ચોક્ખા જોઇએ તથાપિ મૌન પાળવું એ કર્તવ્યચ્યુતિ છે, વિનય અને મીઠાશથી પરન્તુ ચોકખી દલીલો વડે દોષને દોષ રૂપે જણાવી છૂટવું, એજ ધર્મ છે. આ ક્ષીર છે નીર નથી, આ તો નીર છે ક્ષીર ન જ કહેવાય. એમ બંને અન્યોન્યાશ્રયી કથન યથાયોગ્ય ભાર દઇને કહેવામાં આવે, ત્યારે જ વિવેચનાપ્રવૃત્તિ કવિતાભાવનાનો દેખાદેખી વિનિપાત અટકાવી શકે. ઉત્તમ કૃતિઓ ચેપી હોય નહીં, કેમકે એવી તો દરેક ઉપજાવવાને માટે તેવી શકતીઓ જોઇએ. સુપાટિયા ક્ષણિક ક્રીસ અને ભૂલવનાર ઝળકઝમક વાળી કૃતિઓ જ ચેપી હોય.

૧૦ ભાષાબલિહારી. દેહ અને દેહીની જેમ વાણી અને તેમાં વસેલો અર્થ, એ જોડી અન્યોન્યસંપૃક્ત અને એક જ છે. એ યમલને પૃથક્ પૃથક્ જોઇયે, ડાબી બાજુએથી જોઇયે જમણી બાજુએથી જોઇયે, જોડીમાંના દરેક અર્થના ગુણ અને દોષ જુદા જુદા જોઇયે, તે માત્ર વિચારણાની સફાઇ અને સરલતા માટે કરવું પ્રાપ્ત થાય છે. અર્થગર્ભ નહીં એવી કવિત્વાભાસી પદાવલી (પોયેટિક ડિક્શન), વાગડમ્બર (ઉતરતી પ્રતિનું હ્રેટરિક rhetoric) અનુચિત અલંકરણો, પ્રકાશ બલ અને પ્રસાદ છૂટા છૂટા શબ્દ કે શબ્દજુથ કે લયખંડ કે બેચાર પંકિતમાં જરા ચમકે પણ કૃતિને સમગ્રે લેતાં તેનો અભાવ અથવા બાધક દોષ—દોષોની પ્રધાનતા, વગેરે બાબતોને આ 'ભાષા બલિહારી" ટીકા સ્પર્શે છે.‡ નવજુવાનીમાં, અમુક સંજોગોમાં, કે દેખાદેખી, થોડી કવિતા તો ઘણાય સાહિત્યથી ટેવાયલા માણસ લખી શકે; અને ક્ષણિક કલ્પના વ્યાપાર પ્રેરિત નિખાલસ વિનમ્ર માણસની કવિતા છબીરાગી (રીયલિસ્ટિક realistic) અને સારી પણ હોય.

‡ બાળુરાવ દેસાઈ કૃત. 'સ્નેહનું સ્વપ્ન' આ દોષનો સારો નમૂનો છે. જુવો કાવ્ય માધુર્યમાં એ કવિતા. સને ૧૯૮૬ ના પ્રસ્થાનના અંકમાં એ ઉપર વિવરણ પ્રસ્થાનમાં આપેલી લેખમાલામાંથી અહીં ચોપડી રૂપે સંગ્રહ કરતાં કેટલીક નમૂના છોડી દીધા છે (૧) નવા કવિઓ માટે એટલી જગા મેળવવાને; (૨) વિવરણમાં દોષોના નિરૂપણાનો ભાગ અને વાદાવાદી જેમ બને તેમ ઓછાં કરવાને.

વિધિએ કલ્પનાનો કવિઓનેજ ઇજારો આપેલો
કેવળ જ નહીં. કલ્પનાશક્તિ આખી જનતામાં છે,
દરેક માણસમાં હોય છે જ, તેથી તો કવિતા અને કલા
સામાન્ય રીતે જેની કલ્પના માત્ર ભોકતા થવા જેટલી હોય છે, ત
સંજોગોમાં અસાધારણ પ્રવૃત્તિ પ્રકાશે, અને એમ અકવિ માણસને હાથે પણ સારી કવિતા રચાવા પામે. પરન્તુ આ ઉપરથી જો તે વિનમ્ર મટી "કવિ" બનવાની મહત્વાકાંક્ષાનો શિકાર થઈ પડે, તો પરિણામ શો આવે વારુ? વળી આ જરા વર્ણવ્યો તેવા ઇતિહાસ વગર પણ ઘણા માણસોને કવિ કહેવાઉં, કવિ બનું, એવા દોહદ પ્રકટે છે—મહત્વાકાંક્ષા અને પોતાના સાથીઓમાં કોઇ ને કોઇ રીતે સરસાઇ મેળવવાની ઇચ્છા જિજીવિષાનો જ એક પ્રકાર છે,—અને આવા માણસો ઝમાને ઝમાને પાકે છે, અને વધતા જાય છે. એવા લેખકો અને કવિપદલોલુપોના મથનનો પરિણામ ઉપલકિયા ટાપટીપ અને આભાસી પદાવલિ વાળી રચનાઓમાં જ આવે. એઓ જે ગોફ ગૂંથે છે અને ઉપર 'આ કવિતા છે હોં!' એવી ચિઠ્ઠી આંધળો પણ વાંચી શકે એમ ચોંટાડે છે, તેમાં પ્રભાન જેવી કે અસત, ઓપ ખોટો અને અલ્પજીવી, અને અર્થ સર્જકતા કે નવીન કલ્પનાદર્શન વિનાનો એટલું જ નહીં, પણ નિખાલસ પ્રતીતિ વિનાનો અને સામાન્ય બહુકે પામર જ હોઇ શકે. આવી રચનાઓ જે સમયે જન્મે તે સમયની ખાસિયતો અને વિચિત્રતાઓને આવા લેખકો અતિ ઉપર ખેંચી જવાના. કેમ જે ક્યાં અટકવું, ઔચિત્યમાંથી અનૌચિત્ય ક્યાં થઇ જાય, ગાલ ઉપર તલ કયો કહેવાય, લાખું કયું કહેવાય, લોહી બગાડશેને કહેવો, તે એમનું અપકવ રુચિતંત્ર બીચારું શું જાણે ‡ અલંકારિક કવિતા લોક પ્રિય હોય તે અરસામાં જન્મેલી આવી રચનાઓમાં પ્હેલા દિદલમાં પ્રેમઘોડો હણહણે, બીજામાં પ્રેમહાથી ડોલે, ત્રીજામાં પ્રેમસિંહ ત્રાડે, અને ચોથામાં તે ચંદ્રના કિરણભાલાથી વીંધાઇ જઇ મરવા પડે. શબ્દોની કટિમાં લચકવાળી નાજુકતા લોકપ્રિય હોય, તે અરસામાં જન્મેલી રચનાઓમાં આંખલડીની પાંપણલી ફરકે, ત્યાં

કૃતિ ‡ રાજકીય સામાજિક આર્થિક પ્રદેશોમાં પણ પ્રબોધાય છે સત્યં શિવં સુન્દરં, અને આચારમાં મુકતાં મુકતાં તેનું ઘોર ઘાતક અસત્ય કરી નાખવામાં આવે છે. આપણા દેશ પૂરતું કે ચાલતા સમયને માટે જ નથી કહેતો; ત્રિગુણાત્મક સૃષ્ટિની એક સનાતન અવળાઇ ઉચરવા મથું છું.

મંત્રદ્રષ્ટા કહે છે-સ્વદેશી. સેનાપતિ આની નઆકૃતિ (નેગેટિવ ફોર્મ negative form) પકડીને વટહુકમ છોડે છે—બહિષ્કાર. વિભાગી નાયકો આનો અર્થ કરે છે—કપડાંની હોળી. અને શહેરો ગામડાં બજારો અને સ્ટેશનોમાં સ્વયંસેવકો મુસારિયા અને મોસલિયા મકાનો અને દુકાનો ફેંદે છે, પેટીઓ અને પાર્સલો (parcel) તોડે છે, તાકા ને થાન ઉઠાવે છે, અને છીંડે ઝલાઈ જતા દેશબન્ધુઓને નવસ્ત્રા પણ કરે છે.

મંત્રદ્રષ્ટા કહે છે--સમાનતા. સેનાપતિ આની નઆકૃતિ પકડીને વટહુકમ છોડે છે—સંઘબલ. વિભાગીનાયકો આનો અર્થ કરે છે--મજૂર દલ, મૂડીદાર મહાજન. અને આ બે સામ સામે મોરચા બાંધે છે, પેંતરા ચલાવે છે, છાપા મારે છે, ઘસારા કરે છે, સામાને નુકસાન તેટલો પોતાને લાભ એવા ઉંધા હિસાબ જ ગણ્યા કરે છે, અને ઉંદર બીલાડાંના જીવન જીવતા થઇ જાય છે. એકને સ્વપ્નાં આવે તે પણ કાંતો સામાના અત્યાચારનાં, કાંતો તેને કેવો ફસાવ્યો એ રૂપનાં.

મંત્રદ્રષ્ટા કહે છે પ્રજાશાસન. સેનાપતિ આની નઆકૃતિ પકડીને વટહુકમ છોડે છે--વંશપરમ્પરા ઉતરતી ખાસ પદવી માત્રનો બહિષ્કાર. અને પરિણમે છે રાજવંશને ઠેકાણે ચૌદશિયા પ્રમુખોની હાર, ખાનદાની માનસના ધારા બાંધનારાઓ અને આગેવાનો અને પ્રતિનિધિઓને ઠેકાણે ચૌદશિયા અને કાયદાબાજ ચોવટિયા, જિલ્લા શેહર અને ગામડાના કુલીન પેઢીદારોને ઠેકાણે પક્ષાપક્ષીના કીડા. સમગ્ર દેશહિતને ઠેકાણે કાવાદાવા અને લાંચ લાલચથી ભેગી કરેલી ક્ષણિક બહુમતિ ક્ષણિક 'કાયદા' અને કરવ્યવસ્થા ઊપજાવે છે, ઉપજાવે છે અને તે તુટ્યા જ કરે છે, દેશને લાભ કરતાં ગેરલાભ જ હાંસલ થયા કરે છે, શાન્તિ સમૃદ્ધિ અને પ્રગતિની જગાએ આખી પ્રજામાં રાજકીય અને આર્થિક ઝઘડાઝઘડીનો જ્વર ફેલાઇ જાય છે. (ચૌદશિયા = સ્વાર્થસાધુ, પોતાને આબરૂનો ને પ્રાપ્તિનો લાભ પ્રથમ તાકનારા). આ ગાળાગાળી, મારા મારી, વગેરેનો અધિક જ્વર અને કોલાહલ એટલો તો વધીજાય અને દુરાગ્રહી બને, કે શાસ્ત્ર અને નીતિ અને દૂરઅંદેશીનો અવાજ સંભળાવાને નામે આરતી! લઘુસંખ્યાવાળા પ્રજાવિભાગોને પોતાના વ્યક્તિત્વના રક્ષણ માટે પણ શસ્ત્રાસ્ત્ર સજી બંડ કરવા લગીનો વખત આવે!

સત્ય રૂપ અને હિત બધુંયે તેમ રજે રજ--પ્રમાણસર, મર્યાદિત, સર્જક, ભાવાત્મક (પોઝિટિવ positive) તથાપિ તેમાંથીજ બેલગામ અતિમાત્ર હિંસક નખોદિયાં અભાવપ્રસારક અસત્ય અપરૂપ અને અહિત ફેલાઇ જાય છે. વારંવાર

આંબલડા ડાળે કોયલબ્હેનડી ટહુકે ને મ્હારી રસિકડીનું હઇયલડું હેલે ચડે. ચંટોળિયાના મહિનામાં ઘર દહાડામાં જેટલી વાર વળાય એટલી વાર એટલી ને એટલી ધૂળ, તેમ રાસ વગેરે લોકપ્રિય હોય, તે સમયમાં રાસ, ગરબા ગરબી ગાડાં ભરાઇને શાકપીઠમાં આવે, અને ચીભડાં દૂધી વેંગણ ગાજર હોય એમ ટકે તેર શેર વેચાય......

૧૧ એક હતો ચીતારો. તેણે જાપાની સ્ત્રીનું ચિત્ર આલેખ્યું તેના હાથમાં પંખો આપ્યો હતો. અને પંખાનો લમ્બગોળ, તેનાથી ઉચિત ઉંચાઇએ સ્ત્રીના મુખનો લમ્બગોળ, સ્ત્રીની નાજુક દેહ આ બે લમ્બગોળ સમેત ચિત્રના જે મધ્ય ભાગમાં, તેનો રસ્તાની બંને બાજુએ છોડ વેલા તરુ આદિ વડે રચેલો મોટો લમ્બગોળ, તથા ઉપર આકાશ અને નીચે ધરતીના આખા ચિત્રપટનો બે છેડે સીધી લીટીએ કાપેલો વિશાળ લમ્બગોળ,—એ સર્વ તેની ચિત્રસૃષ્ટિમાં એક બીજાને અનુરૂપ હતું. તેમ એ જાપાની સ્ત્રીનાં નેત્ર અને તેનું અદઉઘડું મુખ પણ અતિનાજુક લમ્બગોળ આકૃતિમાં જ દોરીને ચીતારાએ આખું ચિત્ર મનોહર બનાવ્યું હતું. અંગોપાંગની ઉચિતતા અને સપ્રમાણતા સ્ત્રીના મુખ તર્ફ જ પ્રેક્ષકની આંખને આકર્ષી લેતાં; અને એ મુખ ઉપર યૌવનોલ્લાસના રંગ પૂરવામાં એ કુશલ કલાકારે વિજય મેળવ્યો હતો.

ચિત્ર એકદમ ચોતર્ફ વખણાવા લાગ્યું. કેટલાક અતિચતુર નિરીક્ષકો હાથપગ વૃક્ષવેલ આદિની કંઇ કંઇ ખોડ ઉપર ટીકા કરતા, પણ તે કોઇએ સાંભળ્યું નહીં, અને સૌ શ્રીમન્તો જ્યાં કોઇ ચીતારો જોવામાં

---

વારંવાર આમ બને છે. 'ઇન્કિલાબ ઝિન્દાબાદ!' એ ડંકાગર્જન આ અર્થમાં અમર છે. એની સામે ઝઘડવું ઝઘડયા જ કરવું, એ સર્વોપરિ થઈ બેસવાની અણી ઉપર આવે આવે ને તેને ફાવવા ન દેવું એ જ પ્રતિભા અને ચારિત્ર, શાસ્ત્ર અને કલા સત્ય અને રૂપનાં જીવન અને તેમનો ઇતિહાસ છે. "અતિ સર્વત્ર વર્જયેત્" કહિયે છિયે કહિયે છિયે અને તેનો અમલ કરતાં સંયમ પ્રમાણ અને મર્યાદા ભૂલિયે છિયે, અને જ્યાં જેટલું જે પ્રકારે ભૂલિયે છિયે, તેટલે દરજ્જે, તેટલો સમય, તેટલા પાત્રો દ્વારા, તેટલી કૃતિઓમાં—ચડી આવીને ફાવે છે અને જીવે છે અને ઘોર નક્ટ તાંડવ નાચે છે વળી અટ્ટહાસ્ય ગજવે છે અસ્લુસૂલ ઇન્કિલાબ (primordial chaos).

આવે ત્યાં તેને પૂછે, ' ત્હમે આવું કંઇ દોર્યુ' છે ખરૂં ? હોય તો દેખાડો. ' એ ચિત્રની નકલો ઉપર નકલો થવા લાગી. દરેક નકલિયો પોતાની કંઇક વિશિષ્ટતા પણ દાખલ કર્યા વગર ન રહ્યો.

એક નકલિયાએ સ્ત્રીના બંને હાથમાં પંખા આપ્યા. બીજાએ સ્ત્રીના હાથ પગ અને મસ્તકના છેડા લમ્બગોળના પરિઘને સ્પર્શતા હોય એમ ગોઠવ્યા. કેટલાક નકલિયાને આંખ મુખ ગાલની સુરખી ભાલનું તેજ એવું કશું આલેખતાં ન આવડે, એ ખામી તેમણે ઢાંકી દેવાને આસપાસની વિગતો અને અલંકૃતિઓને વધારી દીધી. કેટલાકે લમ્બગોળોની ઝાડી જ ઉપજાવી, જેમાં સ્ત્રીનું મુખ પણ ધારીને જુવે તે જ જોવા પામે. ઘણા ખરા મૂલ ચીતારાની નાયિકા જાપાની યુવતી હતી એ મુદ્દાને પણ અવગણીને પોતાના ફાંટામાં આવી તેવી, ન તો ધરતીની ન પુરાણની, એવી સ્ત્રી જ ચીતરી મુકવા.

એ સમાજમાં જેમનો પડયો બોલ ઝીલાતો એવા બે ચાર ખાનદાન યુવાનોએ એક દિવસ મૂલ ચીતારાને ચાહ પીવા ન્હોતર્યો, અને તેની આગળ નકલોનું આ જંગલ રજૂ કરી દીધું, તેના અભિપ્રાય માટે. ચીતારો અતિથિધર્મ શાને ચુકવો એમ ગણીને, ત્રીશ ચાળીશ મિનિટ લગી તે આ નકલોનાં જંગલમાં તે યુવાન ઉમરાવો સાથે ફર્યો. પણ પછી તેનાથી રહેવાયું જ નહીં; અને જે પ્હેલી ખુરસી દીઠી તેમાં એ બેસી ગયો. એક યુવાને શરબત આણ્યો, બીજો પંખો નાખવા લાગ્યો, ત્રીજાએ ' કેમ કંઇ અસુખ છે ? ' એવી અત્યન્ત વિનયથી પૃચ્છા કરી. ચીતારો તો આંખોને હાથથી દાબી દઇને બેઠો હતો, તે થોડી વારે ચિત્રો તર્ફ પીઠ ફેરવીને બોલ્યો. " સાહેબો, અસુખ તો શારીરિક, તેવું કશું મ્હને નથી થઇ આવ્યું બેફિકર રહો. પણ મ્હારી વ્યથા માનસિક છે. " અને યુવાનો પણ ખુરસીઓ ખેંચી કુંડાળું વળીને બેઠા, એટલે તે આ ઉપચીતારા, અપચીતારા, લેભાગુ, અને અહંભાવી ( ઇગોઇસ્ટ egoist ) ઘુસણિયાને ગાળ ઉપર ગાળ દેવા લાગ્યો. " અમે કલાકારો ( તે કહે ) દુનિયાને તરછોડી અમારા લોહીનું પાણી કરીને ભાવનાઓને મોહક-સુગસ રૂપસ

અવતારવાને સારુ પ્રાણ પાથરિયે છિયે, પણ પ્રજાને અમારી કલાનો લાભ મળવા પામે તેમાં આ મૂજીઓ જ આડે આવે છે..."

લાંબી વાતચિત ચાલ્યા પછી ચીતારાને જવાનો વખત થયો, એટલે એ યુવાન ઉમરાવોમાંનો એક કહે, "આ ઉપચીતારાઓ વગેરે આપ કહો છો તેવા જ છે. પણ, ગુરુજી, આ ઢાલને પણ બીજી બાજુ નહીં હોય શું? આ કલાની કૂખે પાકતા કપૂતોમાંથી પણ કેટલાકના પ્રયાસનું ફલ આવું નહીં આવતું હોય વારુ, કે એમને લીધે જ કલાનભિજ્ઞ વર્ગો પગથિયે પગથિયે કલાના સ્વચ્છ બલ્ય પરન્તુ કંઇક જલદ વાતાવરણ લગી ચઢતાં શીખી શકે છે, જે સીડીએ ચડી શકયા તેને જ પછી લાત મારવાનો વિશેષ પાઠ પણ શીખીને તેઓ શુદ્ધ કલા અને સાચા કલાકારોના ભોકતા પણ બની શકે છે. કલા એકલા અમીરી ખસલતના મૂઠીભર સંસ્કારીઓને માટે થોડી:જ ઉપજી છે; માનવજાતિનું સાચું શ્રેય તેના વડે સધાય, એ તો તમામ વસતી એના ચેલા બની શકે ત્યારે જ ને?"

ચિત્રકાર તે સમયે તો આ સાંભળી જ રહ્યો. પણ થોડા દિવસ પછી જ્યારે તે યુવાન પોતાને ત્યાં કોઇ નવું ચિત્ર જોવા આવી ચડયો, ત્યારે તેને ખાસ રોકી, એણે તેને પોતાના મિત્ર લેખે સ્થાપી દીધો, અને વિના સંકોચે સ્વીકાર્યું: "તે દિવસે ત્હમે ત્હમારા પ્રત્યગ્ર ચિત્તત્રનો ઉચિત ઉપયોગ કરીને મ્હને ઉદાર સહાનુભૂતિનો અમૂલ્ય ધડો આપ્યો, તે હું કદાપિ નહીં ભૂલું."

અર્થાત્ કડકમાં કડક ભાવનાભકતે પણ સદૈવ ધ્યાનમાં રાખવાનું જે બીજનિપાતથી માંડીને ફલના પરિપાક પર્યન્ત દરેક દશામાં સદોષ અથવા હાનિકારક, એવી એક પણ સરજત આ સૃષ્ટિમાં તો નથી. વિપથગામી કવિ અને કુકવિ, ઉપકવિ અપકવિ અને અકવિ, નકલિયા અને ઢોંગી, તલસતા વૈરાગી, અને વેદાન્તીમાં ખપવા મથતા વિલાસી, ગમે તેવા તોય માણસ છે; આપણા બન્ધુ છે; એમનામાં પણ ક્યાંક કોઇ ને કોઇ પ્રકારની નિખાલસતા, સ્નેહબદ્ધ સેવાબુદ્ધિ અને અતૃપ્ણ તપોમયતા હોય છે ખરી—તો વિવેચકને તે પ્રથમ પરિચયે જડે નહીં માટે

નથી જ એમ માની લેવું, એમાં ઉતાવળ છે એટલું જ નહીં પણ પોતાની અશક્તિના જ ગુલામ બનવા જેવું છે. સુરુચિ ફરતી જાય છે તેની સમુત્ક્રાન્તિના ઇતિહાસમાં પગથિયાં જોવાનું કાર્ય ગમે તેટલું વિકટ હોય, તથાપિ વિદ્યમાન કવિઓમાં આજે પણ જોનાર જોઈ શકે એમ છે, કે મૂળ શક્તિ મુદ્દલ નહીં એવામાંથી કવિ થઇ શકેલાઓ છે. વળી અનુકરણિયામાંથી થોડાજ વખતમાં સારી પેઠે સ્વતંત્રતા ખીલવી શકેલા, એવા વર્ગનો આપણો ઉત્તમોતમ દાખલો " કલાપી " છે.

૧૨ જથ્થો પામર લોકસમૂહ. કવિ તો ગુરુ, ઋષિ, દેવદૂત, કવિતા તો દેવી, કલાઓ સર્વે નિઃસ્વાર્થી નિરાડમ્બર, અનન્ય તપોમય ભક્તિભાવે સેવવા યોગ્યઃ વગેરે અન્યોન્યપુષ્ટ અંશોની બનેલી ભાવના એટલી તો પ્રતિષ્ઠિત છે કે તેના વિવરણ અને સમર્થનમાં દુનિયાના અગ્રેસર કવિઓ અને સૌંદર્ય મીમાંસકો, ફિલસૂફો જ્ઞાનીઓ અને ચિન્તકોનાં મહાવાક્યો જ ઉતારિયે, તોય પાનાં ને પાનાં ભરાય. અહીં ગુજરાતમાં સારી રીતે જાણીતા એક લેખક એવાં ત્રણ આપ્ત વચનો એક વાક્યમાં સાથે સાંકળે છે, તે વાક્ય જ ઉતારીશ.

" Poets are the heralds of philosophy ( ફિલસૂફી મોડુંમોડું ભાખે છે તે કવિઓએ તો આગળથી કહેલું હોય છે ), એ વર્ડ્સવર્થ ( Wordsworth) નું સૂત્રઃ " જ્ઞાન એ કવિતાનો આત્મા છે " એ ગોવર્ધનરામનો સિદ્ધાન્ત; " કવિ એકલે દ્રષ્ટા " એ ગીતા-ઉપનિષદોનું અર્થરહસ્ય. " *

૧૩ આ નવ સોરઠામાંથી બે નવા છે, બાકીના ' વસન્ત ' માસિક ( વિ. ૧૯૮૫ અષાઢ ) માં છાપ્યા, ત્યારે ' પ્રજાબન્ધુ ' સાતવારિયામાં ભાઇ " સાહિત્યપ્રિય " ( રા. રા. ચુનીલાલ વર્દ્ધમાન શાહ ), એમણે પોતાના

---

* ન્હાનાલાલ દલપતરામ કવિ. " કવિ એટલે દ્રષ્ટા " એમ લાઘવ માટે વાપરેલા ત્રણ શબ્દોનો અર્થ એવો નથી કે કવિ માત્ર દ્રષ્ટા. સંસ્કૃત પ્રણાલિકા કવિ કુલગુરુને પણ દ્રષ્ટા નથી કહેતી. વેદસૂક્તોના કવિઓ, વાલ્મીકિ અને મહાભારત સંહિતાનો વ્યાસ એટલા જ દ્રષ્ટા. આ કલિયુગી ઝમાનામાં તુલસીદાસ, જ્ઞાનદેવ, અને પ્રેમાનન્દ જેવા માટે દ્રષ્ટા પદનો દાવો થાય છે, ત્યારે હું પૂછીશ-પૂછું, ન્હને કહેવ !-શું આ અર્વાચીનો કાલિદાસથી ચડે ?

સામયિક 'સૂક્ષ્માવલોકન' નિમિત્તે એજ વિચારમાલાની પુષ્ટિમાં ત્રણ સોરઠા પોતે જોડયા ( તા. ૧–૮–૧૯૨૯ નો અંક ), તે શાબ્દિક ફેરફારો સાથે અપનાવી લઇને વિચારતન્તુને આગળ ચલાવું છું.

**ઘણીય કવિતા આત્ર નીરસ, કર્કશ, દુર્ગમ:**
**જોતાં ગળતાં ગાત્ર —અર્થકણી પણ વા ન વા! ૧૦**

નીરસ બલ્કે કર્કશ કવિતા કે દુર્બોધ કવિતાને ઉઘાડી પાડવા માટે વિવેચકની જરૂર પડતી નથી; પ્રજા જાતે તેનો અસ્વીકાર કરે છે. પણ ઉલટ પક્ષે બ્હારથી અનાકર્ષક છતાં આન્તર ગુણો એવા કે સાચા અધિકારીને શ્રીફલ જેવી લાગતી કવિતા પણ હોય છે, જો કે વિરલ; અને એવી કવિતાને સામાન્ય વાચક માટે સુગમ બનાવનાર નીરક્ષીર વિવેચક પણ ઘણા નથી હોતા.

**જટાળ તલ્કિ-કઠોર† છોલી ફોડી નાળિયર**
**કોપરું શરબત આર આપે વિરલો હંસલો. ૧૧**
**સ્થલ સ્થલ હંસ ન સ્હોય સ્થલ સ્થલ ન્હૈં ઋષિ કે કવિ;**
**સ્થલ સ્થલ કવિતા ન્હોય: સ્થલ સ્થલ રસિક સુપાત્ર ના. ૧૨**

મ્હારી પણ એજ જિકર છે. અને રોજિંદા ઉપયોગની ઘણી વસ્તુઓનું મૂલ્ય આપણે તે ચીજના સર્વસાધારણ ( અવરેજ average ) નમૂના ઉપરથી આંકિયે છિયે, તે ખોટું નથી; પણ એ જ ધોરણે માણસની ભાવનાઓ અને માણસના શ્રેયને લગતી બાબતોનું મૂલ્ય રખે આંકતા! ભાવનાપોષક સમુત્ક્રાન્તક વસ્તુઓમાં તો ઉત્તમ નમૂના વડે જ મૂલવણી થાય; ઉત્તમ નમૂનાઓને જ એ વર્ગના શુદ્ધ સાચા નમૂના ગણાય. વળી

(મિશ્રજાતિ) કોનૂં આખું, કોનૂં હૈયું ગળેલૂં
કોની સાચી, કોની ખોટી પરીક્ષા,
એ પ્રશ્નોને તે જ જાણે ઉકેલી
જે દેખતો સાર નિ:સારમાંનો.
નિ:સાર જે નિરખતો વળિ સારમાંનો.†

---

† તલ્કિ-કઠોર, કઠણ કાચલીવાળું. શરબત, પાણીચા નાળિયેરમાંનું સ્વાદુ પાણી.

૧૪ **ગળેલુ:** દરિયાઇ નાળિયેર, અન્દરથી ગર્ભાઇ ગયેલું પણ કાચલી વગેરે રક્ષાકલેવરને જરાય ઇજા પ્હોંચી ન હોય, તે જીવન્મુકત માણસના દૃષ્ટાન્ત લેખે યોગ વેદાન્ત સૂફીવાદ અને ભગતોનાં પદોમાં જાણીતું છે.* આ એક શબ્દ શિવાય આ-છેલ્લી કડીની ત્રણ લીટી (ઘણું કરીને) ભાઇ "કુસુમાકર" (રા. રા. શમ્ભુપ્રસાદ જોશીપરા)ની છે. ચોથી લીટી પણ એમની, પાંચમી સાથે આખી કડીના લયસંવાદ કાજે, જરા છન્દ ફેરવીને મુકી છે. કવિતા કલાની જીવન્મુકિત અને ફિલસૂફી તેમ ધર્મની જીવન્મુકિત સહોદર બ્હેનો છે; રૂપક ફેરવીને કહિયે તો, ભાવનામય જીવન રૂપ એકજ હીરાના પ. અને બે પાસા છે. અને આ કારણથી અને આ અર્થમાં હું ઇસવી વીશમી સદીનો લેખક પણ આપણી આર્યસંસ્કૃતિના શાસ્ત્રકારોની જૂનામાં જૂની પરમ્પરાને આ ચોપડીના આરમ્ભમાં અનુસરી શકું છું. દરેક આર્ય શાસ્ત્રકાર પોતાના શાસ્ત્રના આ મ્ભમાં પ્રતિજ્ઞા કરે છે જે એનું શાસ્ત્ર મોક્ષમાર્ગ પ્રવાસીને અપ્રતિકૂલ અને ઉપકારક હોવાથી જ તે એનો બોધ કરે છે. દુનિયામાં જીવવું અને પ્રાપ્ત કર્મો કરવાં તે ભાવનામય હૃદયે થાય તેમાં જ સાચું જીવન છે અને કર્તવ્યપાલનની શાન્તિ છે, તથા હૃદયની આવી ભાવનામયતા ખિલવવા પોષવા અને ટકાવવા માટે કવિતા અને કલાનાં સાધન નિર્મલ, આકર્ષક, આનન્દ જેનો સ્થાપી ભાવ છે એવાં, અને ફલપ્રાપ્તિ સદ્ય આપે એવાં છે. વ્હાલી ગૃહિણી અને સન્મિત્ર જેવાં એ ડગલે ડગલે સદ્બોધ આપે છે, અને સાત્ત્વિકતાનું વાતાવરણ જમાવે છે. સદ્ગુરુ અને સન્તસમાગમ તેમ મહત્સમાગમના જેવાં એ પાવક અને શ્રેયસ્કર છે. વળી

---

* અને આવા ગળેલ હૈયાથી ઉલટું તે આખું, એટલે વ્યવહારુ, ભાવનામૂઢ, દુન્યવી. કદાચ આ એક શબ્દ ફેરવતાં જ મૂલ કર્તાના કથનની આખી ઝોક હું ફેરવી નાખતો હોઇશ. માટે આને પણ અપનાવી મ્હારી કડી બનાવી લીધી છે.

‡ પ્હેલી ત્રણ પંકિત **શાલિની** છન્દની, જેનું માપ-મ ત ત ગા ગા; વિવરણમાં વાપરેલી પરિભાષા પ્રમાણે આની વ્યાખ્યા, મા(તારા) તા(રાજ) તા (રાજ) ગા ગા. ૪થી પંકિત ત ત ત ગા ગા એ માપની એટલે શાલિનીનો ૩જો વર્ણ ગુરુ, આમાં લઘુ, એટલો જ એ બે વચ્ચે ફેર છે. આ છન્દનું નામ પ્રાકાર બન્ધ ( અને બીજાં ત્રણ-જુવો રણપિંગલ પૃ ૨૮૪ ). છેલ્લી પંકિત વસન્ત તિલક છે.

ચોતરફ ફેલાઇ રહેલી આકાશ, દરિયો, ગિરિ, નદી, વાડી, ઉપવન, જંગલ, પંખી, વાદલ, ઉષા, સંધ્યા, વર્ષા, વસન્ત, દિવસ, રાત, આદિ અનન્તરૂપ અનન્તવેશ અનન્તોર્મિ કુદરત, જે આપણો સદાનો સાથી છે, તેને પ્રિયમાં પ્રિય, અને ગુરુઓનો ગુરુ પણ બનાવી લેવાની અદ્‌ભુત શક્તિ ખિલવીને, કવિતા અને કલા, માનવીને તેના એકાકી જીવનમાં દૃષ્ટવ્ય પોતાની બ્હારથી પણ જોતો, શ્રોતવ્યને પોતાની બહારથી પણ સાંભળતો બનાવી શકે છે. તો આ મ્હારો રંક વિવેચનાયત્ન જેટલે અંશે કવિતાની સાચી કસોટીઓ ગુજરાતમાં સ્થાપવા અને ફેલાવવામાં સાધનરૂપ છે, તેટલે અંશે પરમ પુરુષાર્થનો નમ્ર સેવક પણ છે. સત્ય સૌંદર્ય અને ચારિત્ર્ય એ ત્રણ વચ્ચે એટલો તો મેળ છે કે એ ત્રણ નથી એક જ છે; અને આ મહાસિદ્ધાન્ત વિષે જે બુદ્ધિ હજી શંકાશીલ, તેની કને કવિતા કલા અને તેમની મીમાંસાની મૂલવણી ઇચ્છતો પણ નથી.

૧૫ છેવટ, મ્હારે વિષે નથી લખતો પણ–જે શ્રેષ્ઠ વિવેચકને કવિતા કે સાહિત્યપ્રદેશમાં ભાવનામય દૃષ્ટિ સિદ્ધ થઇ ગઇ હોય, જે વિવેચકોમાં રાજહંસ હોય, તે ગુજરાતના મહાલેખક શ્રી હેમાચાર્યનો દાવો પણ કરી શકે:—જે અમો અનેકાનેકની કૃતિઓ તપાસતાં અને વિચારતાં, તેનું તેનું હૃદ્‌ગત યથાર્થ પકડવા અને કસી જોવાને માટે તે તે કર્તા વિષે પ્રથમ દૃષ્ટિએ અંગત દીસે એવું લખાણ પણ કરવું અનિવાર્ય થઇ પડે ને કરિયે કદાપિ, તથાપિ તેમ કરવામાં અમારો આશય અંગત ટીકાનો મુદ્દલે હોતો જ નથી. ભલે આ ન સમઝી શકે, અમારી આટલી યોગ્યતા ન સ્વીકારે, કિંવા તે તે કર્તાના મોહપાશમાં નિખાલસ' પણે બંધાયલા હોય. તેવા બન્ધુઓ અમને નિન્દવા હોય તેટલા નિન્દો, પોતાનો ચાંટો ચાલે અને ત્રિગુણાત્મક રોષ ધરાઇ રહે ત્યાં સુધી:—

अह्मे निन्दउ कोऽवि जणु    अह्मइं वण्णउ कोऽवि ।
अह्मे निन्दहुं कांवि नवि    नह्मइ वण्णहुं कंवि ॥

(તરજુમો) નિન્દો અમને કોઇ જન સ્તવો અગર જન કોયે,
નવ નિન્દાસ્તુતિ કોઇની ભણિયે અમો કદીયે !

## તારીજ અને ભવિષ્ય

૧૬ હું તો વિચારપ્રધાનકવિતાને * કવિતાસૃષ્ટિમાં દ્વિજોત્તમ જ્ઞાતિની માનું છું ને ? સંગીતકાવ્ય લાંબુ હોઇ શકે નહીં, એક લગની એક ભાવ એક ઊર્મિનું જ તાન જરા લાંબું ચાલતાં અનાકર્ષક અને વધતી જતી ઝડપે કંટાળો દેનારું બની જાય; ગેય કવિતાના દૃઢ પુનરાવર્તી લયમાં વિચારણાનો સજીવન (કુદરતી લહરીઓવાળો અને કલાની લીલાએ સર્જક) પ્રવાહ ભાગ્યે હોય; કલાના મિનારા તો લાંબા તથાપિ એકે અક્ષર વધારે પડતો નહીં એવાં ઉદાત્ત વિચારપ્રધાન સર્જનો જ ચણી શકે : એવી એવી મ્હારી પ્રતીતિઓ હું તો પંદરેક વર્ષથી આગ્રહપૂર્વક અને પ્રસંગે તેમ અપ્રસંગે જાહેરમાં પણ જણાવતો આવ્યો છું ને ? ખરી વાત છે. અને આવો સવાલ અંગત વિસંગતિ (ઇન્કન્સિસ્ટન્સી inconsistency) ચીંધવાને, અગરતો આ સંગ્રહમાં ગેય કવિતાના મોટા પ્રમાણને ચીંધવા કાજે ઉઠાવવામાં આવશે જ, એમ સમજી લઇને તેનો આગળથી જવાબ આપી લઉં.

આ સંગ્રહ પાછળ મેં દોઢ વર્ષથી વધારે સખ્ત મેહનત કરી છે તે મ્હારાં અંગત વલણો પ્રમાણેનો સંગ્રહ રચવને નથી કરી. પ્રજાનો સમજીને વાંચતો વર્ગ વધારે સમઝતો થાય, અને સારી કવિતાનો વધારે શોખી બને, એટલા માટે આ સંગ્રહ મેં અનેક કવિઓની અનેકાનેક કૃતિઓ વિચારી વિચારીને કર્યો છે. વળી સંકલયિતા વ્યાસ ભગવાનનો અવતાર હોય ને, તોય પોતાના હવાડામાં તે પાણી લઇ શકે મૂલ કુવામાં જે હોય તે જ. અને આ ચોપડી માટે તો (છેલ્લી વાર પુનરુકિત કરી લઉં), કર્તા જેમ અને તેમ વધારે લેવા, કોઇ બી કર્તાની બે કૃતિઓ પણ નહ્યૂટકે લેવી, આખો સંગ્રહ માફકસર કદનો જ રાખવો, સદ્ગત કર્તાઓ પ્રસિદ્ધ કર્તાઓ

---

* " Anoble & expresive language invaluable as the vebicle of thought but by itself nothing "–Ruskin

(તરજુમો) "ઉમદા અને સ્પષ્ટ વાણી, વિચારના વાહન લેખે અમૂલ્ય, પણ જાતે ફૂટી બદામની કીંમતની યે નહીં." રસ્કિને આ કહ્યું છે ચિત્રકલા અને કલા માત્ર વિષે. જેમાં એણે ગદ્યકલા અને પદ્યકલાનો સમાવેશ પણ કર્યો છે. (જુવો– "અર્વાચીન ચીતારા," વાલ્યુમ ૧ પ્રકરણ બીજું.)

અને ઉછરતા એ ત્રણે વર્ગની સંખ્યાને પ્રમાણસર રાખવી, વિવરણ મિતાક્ષરી પણ આવશ્યક લંબાઇનું લખવું જ, એવી એવી પ્રતિજ્ઞાઓ પણ પાળવાનું ઠરાવેલું.

ગુજરાતી સાહિત્યનો સક્રાન્તિકાલ હજી પૂરો નથી થયો. નર્મદથી આરમ્ભાયલો યુગ હજી પ્રવર્તે છે. સંગીતકાવ્યની પરમ્પરાપ્રાપ્ત અભિરુચિ, કવિતામાં માત્ર પદ્યલય બસ નથી ગાણું પણ હોય તો જ પૂરતી મીઠાશ-એ શોખ, હજી બલવાન છે. વિચારપ્રધાન કવિતા પોતાની કક્ષાએ વિવિધતાએ અર્વાચીનતાએ ચોટે અને સર્જકતાએ નવા નવા કવિ-આત્માઓને પોતાનાં વાહન બનાવતી જાય છે. પરમ્પરાપ્રાપ્ત કવિતા-આદર્શમાંના દોષ એમાં ઘટતા જાય છે. અને, દાખલા તરીકે, દલપતરામ અને નર્મદને અક્ષરમેળ વૃત્તામાં પણ પ્રાસ આવશ્યક ગણવા પડેલા, એવી લોકરુચિની દશા ક્યારની યે ભૂતકાલની થઇ ગઈ છે. વર્તમાન બલો પ્રજાનાં ચિત્તતંત્રને હલમલાવી રહ્યાં છે, તેનું એક આ તાજું પરિણામ પણ લક્ષમાં રાખવું ઘટે, જે એજ બલો પાછલા સમયના જુદા જુદા દટાઇ ગયેલા અંશો અને અવશેષો—લોકકથા, રાસ, ગરબી, ભજન, દૂહા, આદિ—ને વધુ આકર્ષક બનાવી રહ્યાં છે. આ સંગ્રહમાં ગેય કવિતાને પ્રાધાન્ય તો નથી મળ્યું એટલું જ સૌયે સ્વીકારશે તોય મ્હને સન્તોષ છે. જે ગેય કવિતા લીધી છે તે પોતાના વર્ગમાં ઉંચી જાતની લાગશે એવી પણ આશા રાખું છું. સવૈયા, શિખરિણી, સ્રગ્ધરા, હરિણી, આદિ કેટલાક બન્ધ ગેય ગણાયા કરે છે, જો કે શાસ્ત્રદૃષ્ટિએ હોવાં જોઇતાં સંગીતનાં લક્ષણો એબંધોમાં ઓછાં છે, તેનો ખુલાસો મ્હને તો આવો લાગે છે, કે સંગીત લેખે ઉતરતું જે કંઇ પણ સ્વીકારવું પડે તેને સારી કવિતા ગણાય જ કેમ, એ જૂની ભ્રાન્તિનો અમલ હજી ચાલે છે. અને એ ગમે તેમ,-સંગ્રહને ટીકવા કાજે તપાસનારાઓને પણ, હું આશા રાખું છું, કે કબૂલ કરવું પડશે, જે આમાં વિચારપ્રધાન વિચારાનુસારી લયવાળાં પદ્યમાં રચેલી કવિતા પણ પુષ્કળ મનોવેધક અને ઉંચી કોટિની છે. રામનારાયણ અને ગજેન્દ્ર, ત્રિભુવન વ્યાસ અને સુન્દરમ્, કૃષ્ણલાલ અને બેટાઇ, દેસળજી અને મનસુખ, કાંતો સૌંદર્યે કાંતો ગાંભીર્યે, વિષયે કે માંડણીએ,

તરંગે કે દર્શને, માર્દવે કે વિશાલતાએ, કલાએ સહાનુભૂતિએ માધુર્યે અને વિશદતાએ પ્રજાના હૃદય ઉપર વિજયી ધસારો કરી રહ્યા છે. સાહિત્ય ક્ષેત્રમાં પ્રજાની વ્યવસ્થાશકિત જેમ વધશે, તેમ આ વિચારપ્રધાન કવિતાનો ફેલાવો પણ વધશે જ. છઠ્ઠી સાતમી પેઢીના ઉછરતા કવિઓને ઉદ્દેશીને કંઇ પણ ભલામણ કરવાનો અધિકારી હોઉં તો તે આટલી જઃ-લખ લખ કર્યોથી કવિત્ર નથી ખિલતું. લખાય તે બધું જ પ્રકાશન યોગ્ય ક્યાંથી હોય ? લખેલું સુધારવાની કલા સર્જકતાની જ ન્હાની બ્હેન છે. અને એ મોટી બ્હેનના તો આશક જ બનો. બાહ્ય અને મૂર્ત વિષયોમાં કલ્પનાને વધારે ખેલવો. સાહસિક સર્જક બનો. કર્યું કરે તે શાનો કવિ ! વળી કૃતિમાં ત્હમારા વ્યકિતત્વની છાયા જેમ ઓછી રહે તેમ ત્હમારી કલા વધારે વિજયી, એ કલાભકિત સેવો. ક્ષણિક પ્રસંગ પણ ભલે આલેખો, તુચ્છ મનાતા વિષય ઉંપર પણ ભલે લખો. પરન્તુ પેલું ખાબોચિયું ગગનનું પ્રતિબિમ્બ બની રહે છે, એ જ કલ્પનાકીમિયાનો ખરો આદર્શ છે. તુચ્છ લઘુ ક્ષણિક કે સત્રાક્ષણિકના નિરૂપણમાં અનન્તતા અને અજબતા સાથે સાથે જુવે બતાવે તે જ કલ્પનાનેત્ર. ક્ષરને અક્ષર કરે, અણુને મહાન કરે, આ કાને પેસી બીજે કાને નીકળી જવાની પ્રકૃતિવાળાં શબ્દઝુમખાંને મગજમાં ચોંટાડી દે, રે સ્વપ્નામાં પણ તેમનું રટણ કરાવે, તે જ કલાનો વિજય અને કવિતાની સિદ્ધિ. નવું * સંગીન અને બિનંગત, બિનંગત સંગીન અને નવું ઉપજાવે તે સાહસિક

* કવિતા અને કલાના ક્ષેત્રમાં નવું એટલે શું, એ સવાલ બેશક અટપટો છે. **કવયોઽપ્યત્ર** મોહિતાઃ વિષય કે માંડણીની નવીનતાને જવા દઈ, લય નવીનતાજ વિચારિયે. વાલ્મીકિએ અનુષ્ટુપ નવો સાધ્યો, ત્યારે તેમાં નવીનતા કેટલી સૂક્ષ્મ હતી તે એ વેદયુગ–અને પ્રથમ પ્રાકૃતના યુગ–માં ચાલતા છન્દોને મુકાબલે બરાબર અને પૂરે પૂરું સમજી લ્યો. કોલમ્બસ ( C. Columbus ) વિષેની પેલી દન્તકથા જાણો છો ને ? ઇંડું ટેબલ પર ઉભું મુકો; એ એની સમસ્યા. વિદ્યા બુદ્ધિ અનુભવ આદિમાં શ્રેષ્ઠ પુરુષો ટેબલ આસપાસ હાજર હતા, કોઇથી એ કોયડો ન ઉકલ્યો. કોલમ્બસે ઇંડાંને એક છેડે જરા ટોચીને ઉભું રાખી દેખાડ્યું. કાન્તના વસન્તવિજયમાં, દયારામની લાવણીમાં, ગો. મા. ત્રિ. ના કટાવમાં, પ્રવાહી પૃથ્વીમાં, ગુલબંકીમાં, સર્જકતા છે, કેમ કે તેમાં વિષયાનુરૂપ નવીનતા અને લક્ષ્યસિદ્ધિ છે.

સૌંદર્યસેવક જ કવિ. અને આપણી કવિતાનું ભવિષ્ય કેવું લાગે છે, એ સવાલનો પ્રથમ પ્હેલો જવાબ આ, જે વિચારપ્રધાન કવિતા હજી ઉંચી ચડશે, નવાં ક્ષેત્રો સર કરશે, અને વધારે ફેલાશે નિઃસંશય.

મહાકાવ્ય વિચારપ્રધાન કવિતાજાતિમાં જ શક્ય છે. 'વેનચરિત્ર', 'ઇંદ્રજિત વધ', 'શાન્તિસુધા', 'કલિકા' વગેરે લખાયાં છે તે જાણું છુંઃ પણ યથાર્થનામ મ હા કા વ્ય હજી નથી જ સર્જાયું, એમ નમ્નો ભણવામાં લખાયાં છે તે લાંબાં કાવ્ય બાધક નથી. સાચું મહાકાવ્ય રચાય અને કવિતાશોખીનોને હૈયે તે વસી જાય, ત્યારે જ આ નર્મદયુગ વા સંક્રાન્તિયુગ--જેને હું "સુખારિ" યુગનું નવું નામ આપું છું (જુવો આ પ્રવેશકના છેલ્લા ટિપ્પણમાંની આર્યા,) તે–ચાલ્યા કરે છે, તેનો મોક્ષ થયો સમઝાય, નવા યુગનો અવતાર ત્યારે જ જોવામાં આવે, તથા તેની કવિતા કયાં લક્ષણ–લક્ષણોએ વિશિષ્ટ થવાની એ તદ્દન નવો સવાલ ત્યારે જ વિવેચકના દૃષ્ટિવર્તુલની ઉગમણી દિશાએ ઉગવા પામે. એ નવો જન્મ ગુજરાતી કવિતામાં જાતે જોવા પામીશ એવી મહામોટી આશા મ્હને ઇ. સ. ૧૯૦૦–૧૯૨૦ લગી હતી. હવે નથી.

દરેક બાલક જન્મે છે ત્યારથી તે પોતાની નવી સૃષ્ટિ જન્માવે છે. પણ વ્હેલોણા વારે કે પેઢીએ પેઢીએ કે 'સરસ્વતીચંદ્ર', 'કુસુમમાલા', 'કલિકા', 'ભગવાન કૌટિલ્ય', 'સત્યાગ્રહના પ્રયોગો', 'કાન્તા', 'ઇન્દુકુમાર', 'ઉષા'; 'એ નફ્ફટ આદમી', 'અનન્તા', કે 'અશક્ય આદર્શો' જેવી જરા વધારે ધ્યાન ખેંચનારી ચોપડી બ્હાર પડતાં નવા યુગપ્રભાતનું કૂકડેકૂકૂક લલકારીને

---

કુન્ચવી અને સ્થૂલ ત્રાજવે કાટલે મપાય એવી એ નવીનતા મુદ્દલે નથી. અત્ર્યાન્દસ "વર્સ લાઇબર" નો તો એમાં પાશ પણ નથી. ચાલતા રુચિતંત્રનો લાભ લઇ તેને જરા નવું વલણ આપી દેવું, તે જ આ રૂઢિરક્ષિત રુચિતંત્રના પ્રદેશમાં સૂક્ષ્મ તથાપિ તેની લક્ષ્યસિદ્ધિએ મહાન નવીનતાનો પ્રકાર છે. અથવા દેવનાગરી લિપિને આપણી ગુજરાતી લિપિ જોડે સરખાવો; ફરક કેટલો તો સૂક્ષ્મ છે, તથાપિ રૂપ અને લેખનકાર્ય માટેના પ્રવાહીપણામાં કેટલો તો મહાન તફાવત પ્રજાની ઔચિત્યસાધક પ્રેરણાએ ઉપજાવી લીધો છે. સર્જક પ્રતિભા પણ સ્ફુટ અને શાસ્ત્રીય તત્વાન્વેષણની વિચારણા કરતાં પ્રેરણાને વધારે મળતી આવે છે. એનું સ્વરૂપ પાંડિત્યલીલાનું નથી, બાલોચિત લીલાનું છે, અજબ ચમત્કારનું છે, નિયતિને તોડવાના આભાસ દ્વારા સવિશેષ પાળતા વિધિ ખેલના જેવું, સૌ અધિકારી પ્રેક્ષકને મોહચકિત કરી મુકે છે.

નાચવું,–તે ઉપલા ફિલસૂફીપ્રદેશના ગમ્ભીર તેમ ગહન સત્યને અનુરૂપ આચરણ છે નહીં. 'ગોવર્દ્ધન યુગ', 'નરસિંહ યુગ', 'કલાપી યુગ', 'રણજિત યુગ', 'કવિ યુગ', 'ગાંધી યુગ'. 'મુનશી યુગ', 'હાજી યુગ', 'મસ્તફકીર યુગ', 'શયદા યુગ,' વગેરેને દર સપ્તાહે ને દર મહિને લડાવે નહીં, એ વાવટા ફરકાવ્યા જ ન કરે, એ ધ્વજારોપણ ધ્વજવન્દન આદિ માટે યુવકોને હાકલ કરે નહીં, તો સારી પ્રજાના માનસને નવું જ વલણ આપવાનો ઇજારો લઇ બેઠેલા એ કલમબાજો, ફાઉન્ટ્પેન કે સીસપેનને ચાવતા ચાવતા અથવા ચાહકાફીના પવાલાં ને પવાલાં ગટકાવીને પણ,–પોતાની કટારો ભરે શી રીતે, પોતાના વાદિત્રો નિયમિત રીતે ચલાવે શી રીતે, તથા રોજ ત્રણ ટંક જોઇતું ચવેણું ઉતારે પણ બીજે કયે ઝાડથી, એ મોટી વ્યવહારુ મુશ્કેલીનું મ્હને પૂરેપૂરું ભાન છે. એમાંના પંચાણું ટકાથી વધારે પોતપોતાના જન્મ પ્હેલાં પ્રકટ થયેલી ચોપડીઓ વાંચી પણ શકતા નથી, એ એમની વિદ્વત્તા કોઇથી યે અજાણી નથી. અર્વાચીન દુનિયામાં સત્યકામી, કલાભક્ત શાસ્ત્રમર્યાદિત વિચારણાએ આ અર્વાચીન મુશ્કેલીને પણ જીત્યે છૂટકો છે; કેમકે પ્હેલાં કોઇ કાળે ન્હોતો એવો બેસમઝ બેજવાબદાર છેક જ અનધિકારી, અરે ઉદ્ધત અને તુગરો કોલાહલ અત્યારે ચોતર્ફ ગાજી રહ્યો છે અને વધતો જ જશે. સાહિત્ય અને કલાના પ્રદેશ વિનમ્ર નિખાલસતાના, દૃઢ ચારિત્રના, સ્વતંત્ર અભ્યાસ, સંશોધન અને મનન વડે રચાતા અધિકારના, ગુરુ–સત્ય –કલા એ ત્રિપુટીની ભક્તિના અને યદૃચ્છાએવિહારિણી પ્રતિભાના પ્રદેશ છે. ધૃષ્ટતાથી કોલાહલથી વાક્યચાપલથી કે કેવલ બુદ્ધિચાતુર્યથી એ નન્દનો-પવનમાં દાખલ થવાની ટિકિટ નહીં મળે, એ અપ્સરસ્તીર્થથી સુશીતલ ચતી લહરી પણ ત્હમારા આશાએ તકતકતાં–જાંબાકુસુમે સુવાસિત–લમણાં ને નહીં સ્પર્શે.

આ પંચાવન કર્તામાં સ્ત્રીકવિ એક પણ નથી; બ્રાહ્મણો અને તેમાં પણ નાગરોની સંખ્યા ખાસ મોટી છે. પારસી, બ્રહ્મક્ષત્રિય, તેમ ગુજરાત-કાઠિયાવાડમાં શ્રીમાળી, વાણિયા, અને પાટીદાર, વળી બીજી પણ કોઇ કોઇ ન્યાતના કેટલાક ભાગને કેળવણી સંસ્કૃતિ કે કુલસંસ્કાર, કશામાં ઉત્તમ નાગર

કુટુમ્બોથી જરાયે ઉતરતા ગણાવી શકાય એમ નથી. ઉલટ પક્ષે બ્રાહ્મણ ન્યાતોના કેટલાક વિભાગને ગુજરાતમાં તો વસતીના છેક ઉતરતાં થર જોડે જ મુકવા પડે એ પણ જાણીતું છે. વળી અનવરમીયાં, અર્જુન, અને ઋષિરાય જેવા ભક્તોનો પન્થ જેટલો ન્યારો તેટલો વિશિષ્ટ સંસ્કારો વડે ઉર્જ્વલ છે, અને ન્યાતવાર ગણતરી કરવા જઇયે તેને ખોટી પાડવામાં સંસ્કૃતિવૈવિધ્યે ટેકો આપે છે. ગુજરાત કાઠિયાવાડની સંસ્કૃતિ બહુતન્તુ પચરંગી અને અવ્યવસ્થિત છે. સિદ્ધરાજના સમયમાં તો શું ઔરંગઝેબના સમયમાં પણ આપણી પ્રજામાં પ્રધાન સુર કયા પ્રવર્તતા હશે તે કશું જ અત્યારે આપણે જાણતા નથી. અને કોઇ પણ ઐતિહાસિક કે સ્થૂલ લક્ષણો વડે પ્રજાનુ વર્ગીકરણ કરવામાં આવે, તે આપણને બહુ માર્ગદર્શક નીવડે એમ લાગતું નથી. તથાપિ આ પંચાવન કવિઓનું ન્યાતવાર વર્ગીકરણ કરી જોશો. "દ્વિજેતર" કવિઓની સંખ્યા વસતીના પ્રમાણમાં છેક ન્હાની છે એ વિષે બે મતને અવકાશ જ નથી. વર્તમાન સમયની ગુજરાતી સ્ત્રીઓ કવિતામાં હજી પડધા પાડવાથી કે સાથિયારંગોળી રચવાથી આગળ–સ્વતંત્ર સર્જકતા-લગી નથી ચડી, એ વિષે બે મતને અવકાશ જ નથી. અને **સાહિત્ય તો આખી પ્રજાની વાણી,** એ અંબાલાલ સાકરલાલ દેસાઇનું અર્થઘન સૂત્ર જો માનનીય, તો ગુજરાતી કવિતામાં હજી પ્રજામાંના ઘણા સુર ભળતાજ નથી, એવા તારીજની સ્થૂલ સત્યતા સ્વીકારવી જ પડશે. સંક્રાન્તિકાલ જ ચાલ્યા કરે છે, એ મતનું આ દૃષ્ટિએ પણ સમર્થન થાય છે. વસતીનાં નીચલાં થરોમાંથી સ્થાયી અને ઉંચા સાહિત્યમાં ખુરસી મેળવે એવા કવિઓ પાકવા જ જોઇએ. અને આપણી કવિતાનું ભવિષ્ય કેવું લાગે છે, એ સવાલનો બીજો જવાબ આ, કે એમાં નાગરો અને મ્હારા જેવા, રા. રા. ભાઈ 'વસન્ત વિનોદી' કે ખબરદાર જેવા, સ્વ૦ કલાપી કે દામોદર જેવા, તેમ બીજા ( ન્યાતે નાગર નહીં તોય કેળવણી આદિની પરિસ્થિતિમાં "દ્વિજોત્તમ" ની હારના ) કવિઓનો ફાળો ઘટવો જોઇએ. એ વર્ગની વ્યક્તિઓ પોતાની ગુણવત્તા ખોઇ નીચલે તબકકે આવી પડે એમ બિલકુલ નહીં; નીચે તબકકેથી ઘણી વધારે વ્યકિતઓ–સ્ત્રી પુરુષ બંને-યોગ્યતા

મેળવી ખીલવીને મોખરે આવી જાય, બલ્કે હાલના મુખડાને જ પોતાની શકિત વડે કંઇક ડગલાં આગળ ધપાવે એવી થાય, તેમ તેમ જ ગુજરાતી કવિતાનું ભવિષ્ય સુધરતું આવે. પ્રજાની સજીવનતા મહત્તા અને વિવિધતાની હૂબહૂ રેખાઓ કવિતામાં તો જ વધી શકે. પરન્તુ આવો ફેરફાર ટુંકી મુદતમાં થઇ આવે એવાં કશાં ય ખાસ ચિહ્નો અત્યારે તો વર્તાતાં નથી. પ્રૌજાકીય કેળવણી–પ્રાથમિક, માધ્યમ, અને ઉચ્ચ—રાજ્ય અને પ્રજા બંનેના પ્રયાસ વડે વધારે ગુણવત્તાવાળી બને અને પ્રજાનાં તમામ થરોમાં ઘણી વધારે ઝડપથી પ્રસરે, તેમ તેમ જ સાહિત્ય અને કવિતામાં આપણી પચરંગી પ્રજામાંના થરે થરમાંથી વિભૂતિઓ પૂરતી સંખ્યા અને વિવિધતામાં પ્રવેશ પામતી જાય; અને કેળવણીની આવી પ્રગતિ કે તેનાં આવાં પરિણામ આપણને મળવા માંડતા હજુ તો કેટલાયે દાયકા વહી જશે, નજાને.

અહીં સંગ્રહેલા પંચાવન કવિઓમાં ઈ. ૧૯૦૦ થી ૧૯૧૧ લગીમાં જન્મેલા નવ જોવામાં આવે છે.

ઇ. ૧૯૦૧–ચંદ્રવદન મ્હેતા, ચતુરભાઇ પટેલ;
૧૯૦૨–ગજેન્દ્ર બુચ
૧૯૦૩–' સ્નેહરશ્મિ ";
૧૯૦૪–સુન્દરજી બેટાઇ;
૧૯૦૫–ઇન્દુલાલ ગાંધી;
૧૯૦૭–મનસુખલાલ ઝવેરી;
૧૯૦૮–" સુન્દરમ્"
૧૯૧૧–કૃષ્ણલાલ શ્રીધરાણી.

ઇ. ૧૯૦૨ માં જન્મેલા ગજેન્દ્ર બુચ તો ગયા. આ ૧૯૦૧–૧૯૧૧ લગીના દાયકાના બીજા કવિઓ પણ હશે, પણ જેમની ઉત્તમ કૃતિઓ મ્હારા જોવામાં નથી આવી તેમને મ્હારી ગણતરીમાં લઇ પણ ક્યાંથી શકું. એ ઝમાનાના કેટલાક હવે પછી કવિતા લખવા માંડે એમ પણ બને. આમ મ્હારી ગણતરીના પાયામાંજ અપૂર્તિઓ છે તે સ્વીકારું છું. પણ ગણતરી માટેનાં સાધનો વધે તેમ તેમ પરિણામમાં ફરક એક રૂપનો જ પડે,

એ પરિણામને વધારે વિશ્વસનીય અને વધારે આશાવન્ત બનાવવાનો. એથી ઉલટા પ્રકારનો ફરક ના જ પડે એવો આ વિષય છે, તે ઉપર ભાર દેવો અનુચિત નથી. અને આ આઠ ઉપર થી યે હું તો આપણી કવિતાના ભવિષ્યને માટે આશાવન્ત છું; કેમ કે એ પ્રત્યેકમાં નહીં તો એ સમૂહમાં પ્રતિભા અત્યારે પણ નિર્વિવાદ ખીલી આવી છે. વળી કોના કોનામાં છે, અથવા કેટકેટલી છે, એવી અટકળોમાં કોઇ પણ એક દ્રષ્ટા ભૂલ ખાઇ જાય એવો સમ્ભવ પણ ઓછો નથી, એટલે એ વિષે વાચકે પોતપોતાના મત આઠે કવિની બને તેટલી કૃતિઓ જોઇને-જોતા રહીને-સ્વતંત્રપણે અને ધીરે ધીરે બાંધવાનો રસ્તો જ ઉત્તમ છે.

ઇ. ૧૯૦૦-૧૯૦૧ માં જન્મેલા અત્યારે ત્રીશ વર્ષના. એથી મોટી ઉમરના, આ સંગ્રહમાંના ૫૫--૨૮=૨૭કવિઓ વિદ્યમાન છે; સૌથી વૃદ્ધ રા. રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ અને રા રા. ડાહ્યાભાઇ દેરાસરીથી માંડીને રા. રા. રંજિતલાલ, મેઘાણી અને રસિકલાલ લગીના. અને આ સત્તાવીશમાં બીજા ઓછામાં ઓછા પાંચ સાત અહીંની વિચારણા માટે ઉમેરવા ઘટે, જો કે તેમાંના કોઇનો એક પણ નમૂનો અહીં લઇ શકયો નથી; ( ૧ ) મ્હારી ચોપડી ન્હાની એટલે, સદ્‌ગત કવિઓમાંથી વીશથી યે ઓછી સંખ્યા તો છેક ઓછી પડી જાય એવી સમઝે. ( ૨ ) મ્હને જોઇતો ( છન્દ, શૈલી, વિષયમાં ) ચોપડીની વિવિધતા વધારે એવો દાખલો ન મળવાથી. મતલબ કે અત્યારે આપણા વિદ્યમાન કવિઓ ત્રીશ વર્ષ અને તેથી ન્હાની વયના આઠ દશ છે, તો મોટી વયના એથી ચારગણા છે જ. અને ઉછરતા લેખકો માટે હું આશાવન્ત છું, તો આ પાકા ઘડાઓ વિષે શું હું ઓછો આશાવન્ત છું ? શા માટે ? પણ અશુભ વર્તારો તેમ શુભ વર્તારો ભલે ઓછામાં ઓછા તથાપિ લગભગ નક્કી જેવા લાગે એટલા ટકા રૂપે જ જાહેર કરવામાં જોખમ ઓછું એમ દુન્યવી શાણપણ કાનમાં કહે છે, તેને જવાબદારીના ભાનવાળો માણસ ના જ અવગણે. આપણા સૌથી જુવાન આઠ કવિઓની ટુકડીમાં પ્રતિભાકિરણ મુદ્દલે ન હોત, તો તેમ ચોકખું કહી દેતાં હું જરાયે ખંચાત, એમ ગુજરાત મ્હારે વિષે માની શકે શું? પાકી ઉંમરના કેટલાકમાં

પણ હજી પ્રતિભા અને કલાસર્જકતા ચમકી રહી છે, અને સૌથી ન્હાના આઠમાં પણ છે, એટલું તો ચોક્કસ.

૧૭ પ્રતિભાને પૂરી ન ખીલવા દે એવાં ત્રણ વિઘ્નો પણ ધ્યાનમાં રાખવાનાં છે. પહેલું વિઘ્ન આયુષ્યનું આપણા પ્રાન્તમાં અલ્પ પ્રમાણ. કલાપી, મલયાનિલ, અને ગજેન્દ્ર એ ત્રણજ દાખલા યાદ કરો, એટલે આ વિઘ્ન વિષે વધારે લખવા જરૂર નથી. આયુષ્યનું અલ્પપ્રમાણ અને બીજા અવજોગ કેટલીકવાર કવિને એવી રીતે પણ નડે છે, કે તે જાતે જીવે તો છે, પણ તેનો આખો સંસાર કથળી જાય છે, તેનું કવિજીવન પણ સુનું થાઇ જાય છે.

બીજું વિઘ્ન પ્રજામાં કવિતા નામને દીપાવે એવી કવિતા માટે કદરનો અને તૃષાનો અભાવ. રમણભાઇનો દાખલો આ સમ્બન્ધમાં હું વરંવાર ટાંકું છું. રમણભાઈમાં પ્રતિભા ન્હોતી શું ? ત્યારે એ પ્રતિભાવન્તનો કવિતાફાલ આટલો જ કેમ ? આ વિઘ્ન કવિ જેવા પટુકરણ જન્તુને કેટલું તો નડે, તેનો જડ ગુજરાતને અત્યારે ખ્યાલ પણ આપી શકાય એમ નથી. પરન્તુ આવા વિઘ્ન સામે કસર કરીને પોતાનો ઇષ્ટ માર્ગ કરી લે, તે પ્રતિભા જ પ્રજામાં પ્રેરક બલ બની શકે. અસમભાવી પરિસ્થિતિ સામે દૃઢ રહી પોતે પોતાના જ જન્મસિદ્ધ કર્તવ્યકર્મમાં મચ્યા રહેવાનું સંકલ્પસામર્થ્ય, દાખલા તરીકે રા. રા. ન્હાનાલાલ દલપતરામે ખીલવ્યું છે, તેટલું કાન્તે ખીલવ્યું હોત, એમ ઘડીવાર કલ્પો: તો ત્હમને નથી લાગતું શું કે 'વસન્તવિજય' અને 'ચક્રવાકમિથુન' નો કર્તા 'દેવયાની' કાવ્ય પૂરું કરત, એટલું જ નહીં પણ તે પછી એક મહાકાવ્ય પણ ગુજરાતી ભાષામાં ઉમેરત ? ઇટાલિયન મહાકવિ દાન્તિના બે એક સર્ગ તો એમણે ગુજરાતીમાં ઉતાર્યા પણ હતા; કેટલાક ભાગનો પ્હેલો ગદ્યાનુવાદ લખેલો, કેટલાક ભાગ પ્રથમથી પદ્યમાં લખેલા. તેય પછી કાઢી નાંખ્યા જણાય છે. સ્વીડનબોર્ગી વિચાર મિનાર સાથે મેળ નહીં એટલે આમ કર્યું હશે ? ગુજરાત નહીં ઝીલે એવા સન્દેહથી ? સારા નથી લખાયા એમ ખાત્રી થતાં ? નજાને.

ત્રીજું વિઘ્ન સંક્રાન્તિકાલના વાતાવરણમાં કવિતાપ્રવૃત્તિને પ્રતિકૂલ ન્હાના મોટા વાયુ ચાલ્યા કરે, એ રૂપનું છે. કાન્ત તો જાણે ધર્મશોધના ઉંડા અને

કલાદૃષ્ટિએ અન્ધારા કુવામાં સરી પડયા, તથા તેમાંથી સત્યપ્રાપ્તિ પછી જામવા પામે છે તે શાન્ત વાતાવરણમાં પાછા આવી જ શકયા નહીં. પણ આવા દાખલા અતિવિરલ. મનુષ્ય જીવનમાં જ કેટલીક અનિશ્ચિતતાઓ ઉંડી અને સનાતન છે. એટલે આવા અપવાદ તો ગમે તેવા સ્થિરદ્યુતિ દેશ કાલમાં પણ કોઇક બને. અહીં આપણે વિચારવાના છે સંક્રાન્તિકાલના ખાસ વાયુઓ- જે કેટલીકવાર એવા તો જોરથી ચલે છે, કે આખા સમાજને તળે ઉપર કરી નાંખે છે. તેમાં પટુકરણ કવિને તો તે ઘડીના છઠ્ઠા ભાગમાં ઉત્તરથી ઉંચકીને દક્ષિણમાં ઉસેટી દે એમાં શું આશ્ચર્ય ?

બીજા વિઘ્નની સામે તેમ ત્રીજાની સામે સાચી ઢાલ એક જ છે, જીવનની બીજી મુશ્કેલીઓ અને આપત્તિઓમાં માણસને જે જવાબ દે છે તે: એટલે કે દૃઢ **ચારિત્રબલ.**

૧૮ અને પ્રતિભા સાથે ચારિત્રનો પાવક સુયોગ આપણા જુવાન અને નિવડેલા વિદ્યમાન કવિઓમાં જે પ્રમાણમાં સધાયો છે, સધાય છે અને સધાશે, તે જ પ્રમાણમાં ગુજરાતી કવિતાનું ભવિષ્ય અહીં તોળી તોળીને આંકું છું તે કરતાં વધારે ઉજ્જ્વલ નીવડશે. પ્રતિભાની લોકોત્તર વાંસળી પોતાની અમીઝરતી મધુરતા લલકાર્યા વગર રહી જ ન શકે, એ રા. રા. જન્મશંકરે ગાયું છે, તે હું પણ અનુભવ અને શ્રદ્ધા બંને નેત્રે જોઉં છું, બુદ્ધિ અને હૃદય બંને કરણે માનું છું. આ પ્રવેશક એમની એ કડી ટાંકીને જ પુરો કરું છું.—

**" નિર્ઝરણી જન્માન્તરની :**
**કરણી તું કાલાન્તરની :**
**અભિસરણી શી અન્તરની :**
**અમિઝરણી શી નટવરની :**
**—ઝરૂપે કયાંથી વાંસલડી ! "**

વડોદરા, ૨૧-૧૦-૧૯૩૦, મંગળ, વિ. સં. ૧૯૮૬-૧૨-૩૦.*

---

***વૃષની છેલ્લી તિથિએ કાવ્યભાવના કેસરુચિરે કથવા**
**સુખારિ સમય તણી આ રચી બોલિ સમૃદ્ધિ સવિવરણા.**

---

વૃષ વિ. સં. ૧૯૮૬ નું વિશેષનામ; તેની દીવાળીને મંગળવારે રચી પૂરી કરી આ વિવરણ સહિત કવિતા સમૃદ્ધિ, બલિ નામે લેખકે, રુચિકર પદ્ધતિએ કાવ્યની સાચી ભાવના આલેખવા માટે રચેલી. કયા અરસાની કવિતાઓમાંથી ચુંટીને ? આ ચાલતા સુખારિ સમયના: સુખ=૮, અરિ=૬ સુખારિ=૮૬ ( સીધો ક્રમ જ રાખ્યો છે ): વૃષ સંવત્સર લગીના આ છ્યાશી વર્ષના ગાળાની કવિતાઓમાંથી. વળી સુખારિ સુખી સુન્દર શોભન શાન્તાનન્દક વગેરેથી ઊલટો એવો સાહિત્યમાં સંક્રાન્તિકાલ, જે દરામયાન ગુજરાતી કવિઓની શક્તિઓ પૂરેપૂરી ખાલી શકી નથી, તે હાલની કવિતાઓમાંથી કરેલી આ સંકલના પુરી કરી. સુખારિનો અર્થ સાચાં સુખથી વિરૂદ્ધ એવાં જડ દુન્યવી સુખમાં માણસોને ઘસડનારો એવો પણ થઇ શકે. અને સાદામાં સાદો અર્થ સુખ=શાન્તિ, જેના વિના કલા ખિલે જ આછી, તે જેમાં ઓછી.

આ આર્યાછન્દનામાપ માટે જુવો વિવરણ ૫૮ સું. આ ૨૧૦૦ થી થોડી વધારે પંક્તિઓના સંગ્રહમાં આર્યા એક પણ નહીં; એ તો ઠીક ન લાગવાથી ચાર આર્યા ઉમેરી છે.–સંગીતકવિતા પ્રશસ્તિ ( સંસ્કૃત સુભાષિત તરજમો ) ૫૮ મા વિવરણને અન્તે; કવિતાપ્રશસ્તિ વિવરણને અન્તે ( સંસ્કૃત સુભાષિતના ઉદ્ભવિત તરજુમો ); સમૃદ્ધિને અન્તે; અને પ્રવેશકને અન્તે કર્તા, વિષય, વિષયપ્રદેશમર્યાદા, અને પૂરી કર્યાની તારીખ નોંધતી આ આર્યા.



# કવિતા લેખન માટે નિયમો*

**૧ વિવૃત ઉચ્ચારણ** કવિતાલેખનમાં પંક્તિનો લય† શુદ્ધ દર્શાવવો એ મુખ્ય, જોડણીશુધ્ધિ એ મુકાબલે ઉતરતી, બાબત છે. આપણી ભાષામાં એ ઓ સ્વરોનાં બે ભિન્ન ઉચ્ચારણ થાય છે. સરખાવો—કોઇ ડાગળો; કેતુ અને કેમ.

આમાંના પ્હેલા ઉચ્ચારણને લાંબુ કે **સંવૃત** કહિયે તો બીજું પ્હોળું કે **વિવૃત** કહેવાય. આ બે માટે જુદાં જુદાં ચિહ્ન આપણે વાપરતા નથી, અને નવું ચિહ્ન ખરેખરી અને પૂરેપૂરી અને સૌના ધ્યાનમાં તુર્ત બેસી જાય એવી અગત્યને માટે પણ જવાબદાર સુધારક તો અત્યંત વિરલ દાખલામાં જ ઉમેરવાને તૈયાર થાય, અને વળી દૃઢ મર્યાદાઓ બાંધીને જ પોતે પણ વાપરે. એ ઓના વિવૃત ( પ્હોળાં ) ઉચ્ચારણ માટે **અવળી માત્રા** મેં ગદ્યમાં પ્રથમ સ્વ૰ નવલરામ કૃત 'ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ' ( ગુજ-સા. ૫. ભંડોળ કમિટિ માટે ) છાપ્યો, તેમાં ( ઈ. સ.૧૯૧૪માં ), માત્ર અંગ્રેજી કે ફારસીમાંથી આવેલા શબ્દો-મુખ્યત્વે વિશેષ નામો-માટે વાપરી. અને આજે પણ ગદ્યમાં અવળી માત્રા હું તો

( ૧ ) એવાં સ્થાનોમાં, અને

( ૨ ) વાચકને ( ગોળ છે કે ગૉળ એમ ) અર્થમાં શંકા પડવાનો

---

* અંગ્રેજી કવિતાલેખનના ઇતિહાસમાં લયને શુધ્ધ પ્રતિબિમ્બવામાં કેટલી પ્રગતિ થઇ છે તેનો ખયાલ આવવાને જુવો ટેનિસનથી માંડીને છેલ્લા રાજકવિ બ્રિજિસ અને વિદ્યમાન રાજકવિ મેઝફીલ્ડની પોતપોતાની કવિતાની જોડણી. અંગ્રેજી કવિતાલેખનમાં બ્રિજિસની પધ્ધતિ કાલક્રમે છતી સર્વસંમત બનશે એમ લાગે છે. પરંતુ આપણી ભાષાના ફેલાવને મુકાબલે, અંગ્રેજી જેવી આખી દુનિયામાં ચાલતી ભાષાનો ફેલાવ જેટલો વધારે, તેટલો આવશ્યક સુધારાને પણ સર્વસંમત બનતાં વિલમ્બ લાગે જ.

† પદ્યલય અને અવળી માત્રાને વળી સમ્બન્ધ જ શો એમ રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા પૂછે છે, અને લખે છે:—"નેન લખો કે નૅન, લયમાં તેથી શો ફેર પડવાનો ? મ્હારી અલ્પમતિમાં કંઇ નથી ઉતરતું." ( બુધ્ધિપ્રકાશ માસિક, જાન્યુવારી ૧૯૩૧, પૃ. ૨૭ )

સંગીતના ચશ્માંમાંથી જ પદ્યને જોનાર "લય" શબ્દનો સંગીતશાસ્ત્રની પરિભાષામાંનો અર્થ જ લે, એ કુદરતી છે. રિધમ rhythm રવ સંવેદન, લઘુગુરુસ્વર-વ્યંજન-રવ-પ્રવાહની કાન ઉપર પડતી છાપ (પર્સેપ્શન ઓફ ધિ સાઉન્ડ-ફ્લો) નો અર્થ સંગીતમાં તાલવાળો સારીગમ પ્રવાહ થાય છે; પદ્યમાં નિયમિત ગણપ્રવાહ થાય છે; અને વિજ્ઞાનમાં (ફિઝિકસ ના સાઉન્ડ-વિભાગમાં) કેવલ રવ-પ્રવાહ થાય છે. વિજ્ઞાન ઘોડાની હેષા અને ગધેડાની ભૂંકમાં પણ લય—રિધમ્—જુવે છે. પરંતુ એટલા આઘા નીકળી જવાની જરૂર નથી. કલાગ્રથિત ગદ્યમાં પણ **લય** હોય છે તથા તેનું પૃથક્કરણ કરવામાં આવે છે, ત્યાં લય શબ્દ સંગીતમાંના કે પદ્યમાંના લય કરતાં વધારે વ્યાપક અર્થમાં જ વપરાયો હોય છે.

થોડા દાખલા જોતાં બાબત વધારે સ્પષ્ટ થવા સંભવ છે.

પ્રથમ માત્રામેળ રચનાઓ લઇયે. એક જ બન્ધ એટલે ખોખામાં ગુરુલઘુ યોજના અને પ્લુતસંખ્યા તથા પ્લુતસ્થાનો ભિન્ન ભિન્ન આવતાં, તે કડીઓ જો કે એક જ છન્દની ગણાય, તોપણ જુદા જુદા રાગમાં ગાઇ શકાશે. અહીં છન્દ એક જ રહે છે; તથાપિ તેમાં સંગીતશાસ્ત્રીને પણ સ્વીકારવું પડે એવું લય વૈવિધ્ય આવે છે.

હવે સંગીતને પડયું મુકો. દોહરા છંદ વિષે પિંગલ શાસ્ત્રીઓ નોંધે છે જે ગુરુ-લઘુ યોજનાના વૈવિધ્યે એ કડી ત્રેવીશ જુદી જુદી જાતની રચાય (જુવો કૃતિ & વિવરણમાં ટિપ્પણ ‡) આ ત્રેવીશે ખોખાં દોહરાનાં જ ખોખાં છે. ત્રેવીશેનો રવ-પ્રવાહ એકસરખો લાગશે ખરો ? નહીં લાગે. અહીં પણ લયવૈવિધ્ય આવે છે એમ સૌને સ્વીકારવું પડશે. અને ત્રેવીશે જુદા જુદા "રાગ" થાય છે એમ તો કોઇથી પણ નહીં કહેવાય.

વર્ણમેળ અને સંખ્યામેળ છન્દોપર આવિયે. **શ ષ સ** ત્રણે લઘુ, એકને બદલે બીજો આવતાં વર્ણમેળ રચનાઓમાં પણ માપમાં ફેર ન પડે. તથાપિ પંક્તિમાં કવિ **શ ષ સ** ની જેવી યોજના રાખે તે પ્રમાણે કાન ઉપર જુદી જુદી છાપ પડે; કેટલીક યોજના ખાસ મધુર લાગે, કેટલીક સાધારણ લાગે, કેટલીક કર્કશ લાગે, કેટલીક તો ઉપહાસ જ પોષે.

(૧) રાધાસું **સ્રૃંગાર** અને હાષ્ય **ગોપાવૃંદ શાથ** (પૃ. ૧)
(૨) **સ્વદેસ** શુધારવાની ષભાનો છું શભાષદ (પૃ. ૪૬);

એમ એ પંક્તિઓને વાંચનારો તેમનો ઘાણ જ વાળે. આ ખોટા ઉચ્ચારણથી શું છન્દ તુટે છે ? ના. ખોટા ઉચ્ચારથી આપણને ચીડ ચઢે છે, અને તેમાં પંક્તિનો લય પણ બગડવાથી વધારો થાય છે.

કવિ વ્યંજનગુંથણીથી પંક્તિને વિવિધ રીતે મીઠી, ચોટદાર, મૃદુ, વગેરે બનાવે છે, તેમ સ્વરવૈવિધ્યની ગુંથણીથી પણ કરી શકે છે. આમાંની કેટલીક કરામતને આપણે શબ્દાલંકારને નામે ઓળખિયે છિયે. આ જ લયવૈવિધ્ય છે, જે જ્યાં કોઇ પણ રીતે અર્થપોષક કે લીલામય હોય ત્યાં ઉચિત છે. છંદનું માપ તે મોટો

સમ્ભવ જણાય એવાં અતિ વિરલ સ્થાનોમાં જ વાપરું છું. અને આમાં પણ છાપખાનાં ઘણે ઠેકાણે મ્હારી પ્રુફ સુધારણાનો અમલ નથી કરતાં તે સહી લઉ છું. પરન્તુ કવિતાલેખનમાં **એ ઓ માટે એવી અવળી માત્રા** છૂટથી વાપરવી સારી છે. એ ચિહ્ન નવું તો છે, પણ એની નવીનતા નજેવી હોઇ એની સામે બહુ વાંધો નહીં ઉઠે એવી આશા રાખું છું. છાપખાનાઓમાં એને માટે નવું બીબું વસાવવું નહીં પડે, મુદ્રકને પણ માત્રાને આમ અવળી ગોઠવતાં ટેવાયા પછી એમ કરતાં કશીવાર લાગતી નથી.

૨ (ક) **ઇ ઉ લઘુ અને ગુરુ.** ઇ ઉ લઘુ કે ગુરુ બોલવામાં આપણે ગુજરાતીઓ વિકલ્પવાદી છિયે, બલ્કે ઘણા **અ કુત** બોલિયે છ, તેમ ઘણા ઇ ઉ લઘુ બોલિયે છ. એ ઇ જોડેજોડે ગુરુ કે બે ઊ જોડેજોડે ગુરુ આપણે ન છુટકે જ બોલવાના. અને પ્રયત્નલાઘવનો નિયમ કુદરતી જ છે. આ સામાન્ય રૂઢિમાં શિક્ષિત અને શિષ્ટ બોલનારા પણ મોટો અપવાદ એક જ સ્વીકારે છે. ગુજરાતી શબ્દ "તત્સમ" હોય, એટલે સંસ્કૃત ભાષામાંનું એનું રૂપ અસલ પ્રમાણે ગુજરાતીમાં પણ ચાલતું હોય, તો એવા શબ્દમાંના ઇ ઉ મૂલ સંસ્કૃત પ્રમાણે જ તેઓ બોલશે અને લખશે. અને કવિતાલેખનમાં પણ આપણે આ તત્સમશુદ્ધિ દૃઢતાથી પાળવી. એટલે કવિ, ઇશ, ઉચિત,

લયપ્રવાહ, તે મોજાઓની હાર; અને તેમાં આવાં આવાં વૈવિધ્યની લહરીઓ મોજા એક પછી એક આવતા જાય છે તેમ ભાત પાડતી જાય છે.

એ, ઍ ઓ ઑ, બંને જોડકાં માપમાં ગુરુ છે. પણ એ ઍ ગુંથણીનો એક જ દાખલો જુવો:—

(૩) ઍના એક ક્યારે અને કેમ બન્યા નેક મિત્ર (પૃ. ૧૮)
અહીં ક્યારે અને એ બે શબ્દોના સંવૃત **એ એક** અને **નેક**ના સંવૃત **એ** જેટલો લાંબો નથી, મુકાબલે "કુત" છે; અને આ યોજના વડે જ કવિ જ્યાં ખાસ ભાર આવવો જોઇએ–અર્થના પૂરા ગ્રહણ માટે—ત્યાં ભાર આણે છે.

લયવૈવિધ્ય અને સ્વરવ્યંજનમાધુર્યના અંગ્રેજી કવિતામાંના કેટલાક જાણીતા દાખલાથી વિષય વધારે સ્પષ્ટ બને કદાચ, પરન્તુ ગુજરાતી કવિતામાં સંગીતલયથી અને પદ્યમાપથી ભિન્ન અને પદ્યમાપમાં ભાત પાડતો લય એટલે શું, તે જ બતાવવાનું હોવાથી અંગ્રેજી દાખલા નથી આપતો.

ઉલૂક, કુટિલ, અધીન, અતીન્દ્રિય, અતિથિ, અદ્ભુત, ભૂત, દ્વિતીય, અનિષ્ટ, અનભીષ્ટ, અનાદિ, નિમિત્ત, અનિલ, અનુકૂલ, અરિ, અરુણ, એવા એવા અસંખ્ય તત્સમ શબ્દોને કવિતામાં પણ શુદ્ધ જ લખવા. એમાંના કોઇનો લઘુ કવિને પંક્તિમાં ગુરુ વંચાવવો હોય તો ઉપર ગુરુસૂચક—ચિહ્ન કરવું, એમાંના કોઇનો ગુરુ કવિને પંક્તિમાં લઘુ વંચાવવો હોય તો ઉપર લઘુસૂચક ચિહ્ન ~ કરવું. પરન્તુ દરેક કવિએ ધ્યાનમાં રાખવું જે આવી છૂટ ગુજરાતી કવિતામાં ઘણી જ ચાલે છે અને વધતી જ જાય છે, તે જેમ બને તેમ ઓછી હેક જે નજેવી કરી દેવી આવશ્યક છે. ઉગતા કવિએ તત્સમ શબ્દોની જોડણી શુદ્ધ રાખીને જ પોતાની પંક્તિઓ રચવાની આદત પ્રથમથી જ પાડવી જોઇએ. આ બાબતમાં ઉગતા કવિને સ્વ૦ મણિશંકર રતનજી ભટ્ટને પગલે ચાલવાની ભલામણ કરું છું. આજ સુધીમાં થયેલા બીજા કોઇ પણ ગુજરાતી કવિએ તત્સમ શબ્દોની શુદ્ધિ કાન્તના જેટલી જાળવી નથી. અને દરેક ઉગતા કવિએ તો પોતાની પંક્તિઓમાં તત્સમ શબ્દોની શુદ્ધિ કાન્ત કરતાં પણ વધારે રક્ષવાનો આગ્રહ રાખવો. —~ચિહ્નો પોતાની આખી ચોપડીમાં પાંચદશ ઠેકાણે પણ તત્સમ શબ્દો ઉપર મુકવાં ન પડે એ સમાલી લેવું. અને તત્સમ શિવાયના શબ્દો ઉપર તો એ ચિહ્નો વાપરવાં જ નહીં, એ મ્હારા આ નિયમનો અર્થ છે, જે આગળ ચાલતાં સમઝાઇ જશે.

આપણી ભાષામાં ઘણા તત્સમ શબ્દોનાં પણ બે રૂપ ચાલે છે, એક શુદ્ધ તત્સમ. બીજું વ્યંજન કે હ્રસ્વદીર્ઘમાં ( કે બીજા અત્યંત વિરલ ) થોડાક જ ફેરવાળું. આ બીજાં રૂપોને આપણે તદ્ભવ કહિયે છિયે. સંસ્કૃત શબ્દ પ્રાકૃતમાં ઉતરતાં ફરી ગયો, અને આપણો આ ગુજરાતી શબ્દ આપણે સંસ્કૃતમાંથી સીધો ન લેતાં, વચ્ચેની પ્રાકૃત ભાષામાંથી લીધો એ ઐતિહાસિક કારણથી બંને રૂપ સાથે ચાલે છે: જેમાંના કેટલાક દાખલામાં ગુજરાતીમાં પ્રથમ પ્રાકૃત શબ્દ ઉતર્યા પછી પાછો મૂળ સંસ્કૃત, તો બીજામાં એથી ઉલટા ક્રમનો ઇતિહાસ છે.

હવે મ્હારી ભલામણ એ છે જે આવા જોડકામાંના અતત્સમ રૂપની

જોડણીમાં અને ઉચ્ચારણમાં ઇ ઉ વિષે પ્રજા ચીકણી નથી, તો વિદ્વાનોએ પણ ચીકણા ન થવું; પોતાની સાક્ષરતાનો આ સ્થાને દેખાડો ન કરવો. અને કવિતાલેખનમાં તો પંક્તિનું માપ માગી લેતું હોય તે પ્રમાણે લઘુગુરુ લખી જ નાખવા.

°થી, °ની, °નું,—નૂં,° °ઉં—°ઊં (ઉદાહરણ મ્હારું—મ્હારૂં), એ પ્રત્યયો આપણાં વાકયોમાં—ગદ્યમાં તેમ કવિતામાં—ડગલે ડગલે આવવાના જ. કવિતાલેખન માટે મ્હારી નમ્ર ભલામણ આ છે, કે આ પ્રત્યયોને પંક્તિ લઘુ સ્વર માગે તે ઠેકાણે લઘુ લખવા, ગુરુ માગે તે ઠેકાણે ગુરુ લખવા, અને કવિતાલેખનમાં બંને રીતને એક સરખી શુદ્ધ ગણવી. આવા પ્રત્યયો ઉપર પંક્તિનું માપ માગે ત્યાં — ચિહ્નો મુકવાનું ચોખલિયાપણું વર્જવું. ગદ્યલેખનમાં, બેશક થિ કે નિ ના જ લખાય પરન્તુ તો પદ્યમાં ય ના લખાય એ જોડણીશુદ્ધિના હિમાયતીઓની માગણીને ગણકારવી જ નહીં; કેમકે ગદ્યમાં પણ સર્વત્ર થી, ની જ લખિયે છિયે તથાપિ ઘણે ઠેકાણે પૂરૂં દીર્ઘ ઉચ્ચારણ નથી જ કરતા, એ નિર્વિવાદ છે; અને પદ્યનો દેહ લખેલી લિપિમાં નથી ઉચ્ચારાતા અવાજોમાં જ છે. તો ઉચ્ચારણ પ્રમાણે એટલે પંક્તિમાં કવિએ ગુરુ લઘુ ગોઠવ્યા હોય તે પ્રમાણે જ કવિતાલેખનમાં આ પ્રત્યયોને લખવા. પંક્તિમાં કવિએ થિ ઉચ્ચારણ ગોઠવ્યું હોય તો તે માટે થીૅ લખવું છાપવું નહીં: થિ ને જ થી જેટલું જ શુદ્ધ ગણી લઇને તે જ લખવું છાપવું અને ઉચ્ચારવું.

અને કરી, ખમી, ગઈ, તુટી, નમી, વહી, એવાં ઇકારાન્ત રૂપો આપણી ભાષામાં ઘણાં આવે છે; વળી વળી, કહિ. ફરિ-ફરી, જેવાં અવ્યયો, ખરી, ગળી, જુનિ-જૂનિ-જુની-જૂની, તિણિ-તીણી-તિણી-તીણિ, જેવાં વિશેષણો, કળિ-કળી, જેવાં નામો, વગેરે વગેરે આપણી ભાષામાં અનેકાનેક છે. ટુંકામાં ઉપલા બે પેરામાં અતત્સમ શબ્દરૂપો અને પ્રત્યયો વિષે કહ્યું તે જ આ પેરામાં તમામ તદ્ભવ અને દેશ્ય શબ્દો અને તેમનાં રૂપો વિષે કહું છું. આ શબ્દોના ઉચ્ચારણમાં આપણે ગુજરાતીઓ પ્રયત્ન લાઘવનો કુદરતી નિયમ પાળતા વિકલ્પવાદીઓ છિયે. ઇ ઉ હ્રસ્વ કે દીર્ઘ

બોલવાની સુગમતા અને વાક્યની ઝોક પ્રમાણે જ ઉચ્ચારિયે છિયે. તો ગદ્યના લેખનમુદ્રણમાં જોડણીની શુદ્ધિ અને નિયમિતતાના હિમાયતીઓ આપણને ગમે તે નિયમો પાળવાનું ફરમાવે તે ભલે, કવિતાલેખનમાં તો આપણે એ કે કશા જ નિયમ પાળવા નહીં, પંક્તિનું માપ જ્યાં લઘુ માગે ત્યાં આ શબ્દોના ઈ, ઉ લઘુ લખવા,–ગદ્ય જોડણી પ્રમાણે ગુરુ લખી ઉપર ᵕ ચિહ્‌ન કરવું એ ચોખલિયાવેડા વર્જવા; તેમ જ પંક્તિનું માપ જ્યાં ગુરુ માગે ત્યાં આ શબ્દોના ઈ ઉ ગુરુ લખવા,–ગદ્યજોડણી પ્રમાણે લઘુ લખી ઉપર–ચિહ્‌ન કરવું એ ચોખલિયાવેડા વર્જવા. અને આ બંને લેખનને –કવિતામાં–શુદ્ધ જ ગણવાં. આમ વિકલ્પવાદી થતાં એક જ પંક્તિમાં પણ **ફરિ ફરી કે ફરી ફરિ, નમું નમૂં કે નમૂં નમું, વિનવું વીનવૂં,** એમ આવશે; ભલે આવે.

૨ ( ખ ) **અનુસ્વારવાળો ઉ ( ઉં ).** આને આપણે લઘુ કે ગુરુ ફાવે એમ જ બોલિયે છિયે. કદાચ કહી શકિયે કે શબ્દાન્તે આવે ત્યારે એને ગુરુ ગણિયેછ. અને જોડેનો જ સ્વર લઘુ ગુરુ હોય તેમ એનું ગુરું લઘુ ઉચ્ચારણ કરતા હોઇયે–ઘણે ખરે ઠેકાણે–તો નવાઇ નહીં. રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ ગુરુ ઊ અને ઊં ને પ્રતિષ્ઠિત વિદ્વાનોમાં સૌથી વધારે લખે છે. પણ જો એકસરખી જોડણીના આગ્રહને કવિતાલેખનમાં સ્થાન નથી, તો એ દૃષ્ટિએ આમાં શુદ્ધ શું અને અશુદ્ધ શું એ કોયડો પણ મ્હારે અહીં ઉકેલવાનો નથી. કવિતાલેખનમાં તો પંક્તિમાપને અને તેમાં પણ લયશુદ્ધિને મુખ્ય ગણવી એ આપણા ધોરણ મુજબ ઉ ઊ ઉં ઊં પણ પંક્તિમાપની લઘુગુરુ વ્યવસ્થા પ્રમાણે જ લખવાં, અને બંને રીતને એકસરખી શુદ્ધ ગણવી. વળી આ નવો નિયમ કે અપવાદ છે નહીં; ઉપર જે આપણી પ્રજાના વિકલ્પી ઉચ્ચારણને અનુસરતું ધોરણ બાંધ્યું ( તત્સમ શિવાયના શબ્દો વગેરેના કવિતાલેખનને માટે ), તેનો જ આ એક દાખલો છે.

અને આમાંથી આ બીજા નિયમ પ્રમાણે ગુરુ લઘુ ચિહ્‌ન ᵕ -ની કવિતાલેખનમાં જરૂર જ રહેતી નથી, અને પ્હેલો નિયમ તત્સમ શબ્દો વિષે છે તેમાં આપણે કહ્યું છે કે એ ચિહ્‌નો જરૂર પડે ત્યાં વાપરવાં ખરાં,

તથાપિ કવિએ ખરું સાચવવાનું તો આ છે કે તત્સમ શબ્દો શુદ્ધ રાખીને જ એણે પોતાની પંક્તિઓ રચવી. ગુજરાતી કવિઓ જેમ જેમ આ ભલામણ વિશેષ પાળવાનો આગ્રહ રાખતા જશે, તેમ તેમ ᵕ – એ લઘુગુરુ-દર્શક ચિહ્નો ગુજરાતી કવિતાના લેખન અને મુદ્રણમાંથી ઘટી જશે. છેક જ વિરલ થઇ જશે, પૂરેપૂરો બહિષ્કાર પણ પામશે. અત્યારે તો એ ચિહ્નો પાને પાને શું કડીએ કડીએ પણ અનેક જોવામાં આવે છે, તે ગુજરાતી કવિઓની તત્સમ શબ્દો વિષે બેદરકારીનું, તેમ ગુજરાતી જોડણીકારોની એકસરખી જોડણી માટેની માગણી કેટલી તો અકુદરતી અને વધારે પડતી છે, તેનુંજ માપ છે.

૩ બે અનુસ્વાર. આપણા ઉચ્ચારણમાં અનુસ્વાર પણ બે છે, પોચો અને દૃઢ. સરખાવો આંખ – અંશ, માં – મંદિર. ખરી રીતે અંક, અંજલિ, ખંડ, મંદિર, કંપ, એવા શબ્દોમાં અનુસ્વાર માત્ર પ્રતિનિધિ છે. એ દરેક શબ્દમાં બીજો વર્ણ જોડાક્ષર છે, અને તેના પ્હેલા અંશ,– અનુક્રમે ङ् ञ् ण् न् म् લખવા છાપવાની તસ્દી ટાળવાને જ અનુસ્વાર વાપરીને ચલાવી લઇયે છિયે. કવિતાલેખનમાં સ્વર ઉપરનો પોચો અનુસ્વાર, લઘુ સ્વરને ગુરુ ન બનાવવા હોય ત્યારે તથા ગુરુ સ્વર ઉપરનો પોચો અનુસ્વાર, બંનેને માટે ન્હાનું ચિહ્ન – અનુસ્વારનું પરિચિત ચિહ્ન ˙ – વાપરવું. પણ લઘુ સ્વરને ગુરુ બનાવતાં અનુસ્વારને માટે, તેમ દૃઢ અનુસ્વારને માટે મોટું મીંડું કે પોલું વર્તુલ ૦ વાપરવું. આ ચિહ્ન નથી નવું, નથી નવું વસાવવું પડે એવું, નથી કોઇ પણ મુદ્રકને વાપરતાં ન આવડે કે ત્રખત લાગે એવું. વાચકને પણ એ નવું નથી. અને આ બે ચિહ્ન યથાયોગ્ય વાપરવાનું ધોરણ રાખે તો લઘુગુરુનો તફાવત નિઃશંક પ્રત્યક્ષ થઇ જાય છે; પોચા દૃઢનો ઉચ્ચારણ ભેદ પણ નિઃશંક પ્રત્યક્ષ થઇ જાય છે. કવિ જે પ્રમાણે ઇચ્છે છે તે પ્રમાણે જ વાચક પંક્તિને ઉચ્ચારી શકશે. અને કવિતા લેખનને માટે આવશ્યક નથી, તથાપિ અહીં પ્રતિનિધિ અનુસ્વાર વિષે સૂચના પણ ઉમેરું છું, જે અન્દર, અમ્બ, સમ્બન્ધ, સામ્પ્રત, ઇન્દ્ર જેવા શબ્દોમાં, અર્થાત્ જોડાક્ષરનો પ્રથમ અંશ न् કે म् હોય અને જોડાક્ષર ત્રણ અંશનો હોય તથાપિ ત્રીજો र् હોઇ બીજાના કાના કે ગોળાઇમાં ભળી જઇ

શકે, એવા દાખલામાં (કવિતામાં તેમ ગદ્યમાં) પણ અનુસ્વાર-પ્રતિનિધિ ન વાપરવાની રીત જ ઉત્તમ છે.

અહીં પ્હેલા વાક્યમાં લખ્યું છે કે જોડણીશુદ્ધિને ભોગે પણ લયનું શુદ્ધ પ્રતિબિમ્બ પાડે એવું કવિતાલેખન રાખવું. પરંતુ સૂક્ષ્મ વિચારક જોઇ શકશે કે નિયમ ૧ લા કે ૩ જામાં જોડણીશુદ્ધિનો ભોગ આપવાનો પ્રસંગ જ નથી. **નેન ને નૅન** લખવું, કોણ (ખૂણો) અને કોણ (જ્યાં જે હોય તે) લખવું, બીજો વર્ણ લઘુ ગણાવવા છછુંદર લખવું, પણ ગુરુ ગણાવવાને છછુદર કે છછુન્દર લખવું એમાં જોડણીની શુદ્ધિ અશુદ્ધિનો સવાલ આવતો જ નથી.† વળી બીજા નિયમ વિષે પણ ફરીને કહું કે તત્સમ શબ્દોને શુધ્ધ એટલે સંસ્કૃત ભાષામાં એ શબ્દોની નિશ્ચિત જોડણી પ્રમાણે જ લખવા, – ગદ્ય અને કવિતા બંનેમાં; પરન્તુ બીજા શબ્દોને પણ એક સરખા લખવા, એવી જોડણીસુધારકોની માગણીને હું વધારે પડતી ગણું છું, ગદ્ય લેખનને માટે પણ; અને કવિતાલેખનમાં તો પંક્તિના ગુરુ લઘુ માપ પ્રમાણે જ એ શબ્દોના વિકલ્પે ઉચ્ચારાતા ઇ ઉ સ્વરોનું લેખન રાખવું. પ્રત્યયો અવ્યયો વિશેષણો અને ઇ ઉ આદિમાં કે અન્તે હોય એવા ટુંકા તદ્ભવ શબ્દોનું લેખન ગદ્યમાં એકસરખું રાખવાની માગણી થાય તે સમઝી શકાય એવું છે, પરન્તુ તે માટે નિયમાવલિઓ ભાષા અને તેના ઇતિહાસની ઘણી વધારે ખણખોદ પછી જ થઇ શકશે એમ મ્હારું માનવું છે. અત્યારથી એવા નિયમો બાંધવામાં બહુ ઉતાવળ થતી મ્હને લાગે છે, તેથી એ શબ્દો રૂપો આદિના લેખન માટે ગદ્યમાં પણ હું તો વિકલ્પવાદી છું; હું પોતે બનતાં લગી એકસરખી જોડણીવાળું લખું છું. તો પણ બીજા બીજી રીતે જોડણી કરે તેને "અશુધ્ધ!" નથી ગણતો. અને કવિતાલેખનમાં એ શબ્દોને પંક્તિના લઘુગુરુ માપ પ્રમાણે જ કવિઓએ લખવાછાપવાની ભલામણ કરૂં છું.

† આમ તો કવિ સુન્દર શબ્દના પ્હેલા વર્ણને લઘુ ગણાવવા સુંદર પણ લખે, એવો ભય અસ્થાને છે. સુન્દર શબ્દ તત્સમ છે. વળી એને તદ્ભવ કરી નાખીને કવિ જે પંક્તિમાં સુંદર લખશે તે પંક્તિમાં છન્દનું માપ તુટે છે એમ જ બધાય વાચક ગણશે.

૪ **કવિની છૂટ** ( poetic license **પોયેટિક લાઇસેન્સ** ): હું બહુ થોડી ભાષાઓ જાણું છું તેમાં કવિઓ શબ્દોને લંબાવવા ટુંકાવવા: મચડવા મરડવાની કેટલીક છૂટ લેવાનો હક્ક ભોગવે છે. પરન્તુ આ છૂટ શીખાઉ કવિ શરુવાતમાં—ભાષા અને છન્દ ઉપર હાથ જામે તે પ્હેલાં વધારે પડતી જ લે છે; જેમ તેનો હાથ બેસી જાય તેમ તે ઓછી છૂટ લે છે એ જાણીતું છે, અને ઉગતા કવિઓએ ધ્યાનમાં રાખવું ઘટે. કવિની લોકપ્રિયતા, પ્રતિષ્ઠા, કે અમરતાને અને આ છૂટને સમ્બન્ધ જ નથી. પરન્તુ **પઈ** બેવર્ણી શબ્દ છે કે એકવર્ણી પૈ જ છે? ખઈ ( ખૈ=ક્ષય ) ને પ્રાન્તિક ગણાય, પણ **પાઈ** જ શુદ્ધ શિષ્ટ રૂપ, **પઈ** પ્રાન્તિક, કાંઇ ( કાંઈ ) શુદ્ધ અને શિષ્ટ પણ કંઈ ( કૈં ) અશુદ્ધ, કે અશિષ્ટ,—એવું ફરમાન શા આધારે વારુ ? કવિ પૈ કૈં વગેરે લખે તેનો " કવિતોચિત છૂટ " લેખે બચાવ શોધવાની જરૂર જોતો નથી. હા **નહીં નહિ** બેવર્ણી જ ગણો અને ન્હૈં ગદ્યમાં ના જ વાપરો, તથા પદ્યમાં કવિ વાપરે તો " કવિતોચિત છૂટ " જ ગણો, એ કંઈક સમજાય એવું છે. વધારે દાખલાની જરૂર નથી. કવિતાને જેમ બને તેમ થોડી તથા સારી પેઠે મર્યાદિત છૂટનો તો હક્ક છે, એટલું જ વક્તવ્ય છે.

કવિતા છાપતાં સામયિકોના તંત્રીઓ અને ચોપડીઓના પ્રકાશકો આ સાદા નિયમો સ્વીકારશે, તો વાચકોને કવિતાનું વાચન યથાયોગ્ય કરવામાં સુગમતા ઘણી વધશે. કવિઓએ જાતે તો કવિતા ઉચ્ચારણમાં જ વસે છે લેખનમાં નહીં, એ સૂત્રને વળગી કવિતાલેખનને—આપણી લિપિની મગદૂર પ્રમાણે—ઉચ્ચારણનું જ પ્રતિબિમ્બ બનાવવાને ચીવટ રાખવી જ જોઇએ.

છેવટ, આ ચાર નિયમની ભલામણ કવિતાલેખન માટે જ કરું છું; છતાં મ્હને એ નિયમો માટે પણ કોઇ જાતનો હઠાગ્રહ નથી. કવિતાના ઉચ્ચારણને વળગવાનો સિધ્ધાન્ત સ્વીકારે તે જ જોડણી અને લેખન સર્વ સંમત થવાં ઘટે, અને આ સિદ્ધાન્ત ઓછા કે વધારે સાદા નિયમો વડે પળાય એમ કોઈ બતાવી આપશે, તો આ નિયમો છોડી દઇને તે વધારે સારા નિયમો સ્વીકારવા હું તૈયાર છું.

ગદ્યલેખનના પ્રદેશમાં પણ એકસરખી જોડણી માટેનો ખુમાર કેટલો તો અર્થહીન છે તે વસન્ત માસિકના ૧૯૮૫ના છેલ્લા બે અંકમાં પ્રકટ કરેલા બે

પત્રોમાં પૂરતા દાખલા ટાંકીને અને બનતી સરલતાથી ઉઘાડું પાડ્યું છે. ઇ. સ. ૧૯૦૯ થી આંજ લગી જોડણીશુદ્ધિનો વિષય મેં યથાશક્તિ વિચાર્યો. અને ભાષાશાસ્ત્ર, જૂની ગુજરાતી, તથા પ્રાકૃતમાં પણ ગમ પડવા લાગી, તે પછી જ નિર્ણય ઉપર આવ્યો છું. વિષયને ઐતિહાસિક દૃષ્ટિએ તેમ બંગાળી મરાઠી હિન્દી-ઉર્દૂમાં અત્યારે જોડણીની જે સ્થિતિ છે તેની તુલના સાથે જે ગુજરાતી વિદ્વાન જોશે, તેને પોતાની ભાષાની જોડણી તો મુકાબલે બહુ જ સારી સ્થિતિમાં છે, ઉપર ગણાવેલી ભાષાઓના વિદ્વાનોને અદેખાઇ આવે એવી સ્થિતિમાં છે, એમ લાગ્યા વગર નહીં જ રહે. અને પોતાની માતૃભાષા માટે ભાવ ધરાવતા દરેક ગુજરાતી જિજ્ઞાસુને આ નિયમાવલિની સાથે ઉપલા બે પત્રો પણ સ્વતંત્રપણે વિચારી જોવા નિમંત્રું છું. ટુંકામાં હું એ જ ધોરણને વળગું છું;—( ૧ ) તત્સમ શબ્દોના લેખનમાં શુદ્ધિ માટે પૂરો આગ્રહ રાખવો; ( ૨ ) અને બીજા શબ્દોમાં તેમ લખાણના બીજા અંશોમાં દરેક લેખકે પોતે પોતાનું લખાણ એકસરખું બનાવવા મથવું, પરન્તુ બીજાઓ બીજી જોડણી કરતા જણાય, તે પોતાને ન બેસે તથાપિ "ફલાણું તો અશુદ્ધ !" એમ કહેતાં ખંચાવું, નફ્ફટકે જ કહેવું, ઉદાર વિકલ્પવાદી રહેવું. લેખકો વાચકોનાં ભાષાજ્ઞાન વધતાં જશે તેમ તેમ જોડણી-વિ. સંવત ૧૯૦૧ થી આજ લગી સર્વસંમત નિયમો વગર પોતાની મેળે સુધરતી આવેલી છે, તેમ હજી પણ હાયકે હાયકે પોતાની મેળે સુધરતી જશે. વિદ્વાનો પોતપોતાનું ભાષાજ્ઞાન વધારે, અને પ્રજામાં ભાષા અને વ્યાકરણના ઇતિહાસનું જ્ઞાન ફેલાવા પામે, તેમ તેમ ભાષાશુદ્ધિ અને શુદ્ધ જોડણીના વધતા જતા ફેલાવાનાં ફળ. એ ખીલતાં જ્ઞાનવૃક્ષ ઉપર પોતાની મેળે આવશે. જે પ્રજાએ ગુજરાતી જેવી લિપિ, જેની સુન્દરતા સુવાચ્યતા અને ચાલતી કલમે લખવાની સરલતા એ ગુણત્રિપુટીના સંયોગમાં જોડી જ નથી તે, પોતાની મેળે ઉપજાવીને આખી પ્રજામાં એક સરખી ફેલાવી છે, તે પ્રજાની વ્યવહારુ ભાષાસુધારણાશક્તિમાં મ્હને તો શ્રદ્ધા છે. એવી પ્રજામાં વિદ્વાનોનું કર્તવ્ય વ્યુત્પત્તિ સંશોધન અને વાસ્તવિક ઉચ્ચારણો અને પ્રયોગોના વૈવિધ્યની પૂરી નોંધ રાખવી, એટલામાં જ સમાપ્ત થાય છે. ( તા ૧-૨-૧૯૩૧. )

# આપણી કવિતાસમૃદ્ધિ

And I know not if, save in this, such gift be allowed to man,
That out of three sounds he frame, nota fourth sound, but a star.
Consider it well : each tone of our scale in itself is nought;
It is everywhere in the world—loud, soft, and all is said :
Give it to me to use ! I mix it with two in my thought :
And tuere ! ye have heard and seen : consider and bow the head !

— R. Browning

Tey light alone—like mist o'er mountain driven,
Or music by the night-wind sent
Through strings of some still instrument,
Or moonlight on a midnight stream,
Gives grace and truth to Life's unquiet Dream.
Love, Hope, and Self-esteem, like clouds depart
And come, for some uncertain moments lent.
Man were immortal, and omnipotent,
Didst Thou, unknown and awful as Thou art,
Keep with thy glorions train firm state within his heart.

— Shelley

. . . . . . .

કરુણ અને કોમલ કવનો કે વીર સમી વીરહાક,
ચેતનવન્તી તુજ વીણા ત્યાં તાર ન એક અવાક
—ત્હારા શુદ્ધ સનાતન પન્થ હો ! ત્હારા યુગ યુગ લે આદેશ !

—ગજેન્દ્ર બુચ

. . . . . . . .

ઓ માલણ રે ! ક્યાંક્યાં ફૂલ ખિલે ત્હારા બાગમાં ?
જગમાલણ રે ! ક્યાક્યા ભેદ હિયે તું પરાગના ?
ગુલાબ સુન્દર ક્યાં ખિલે ?
ચમ્પાપરમલ ક્યાં સિલે ?
મ્હને કહે ને કમલ ઝૂલે કો સલિલે — ઓ મા૦

—સ્નેહરશ્મિ

. . . . . . .

મ્હારા અન્તરમાં જ્યોત એક જાગી—સુહાગી કોઇ રશ્મિ ઝિલો, ર૦
જેની દીપ્તિથિ માયા દૂર ભાગી—સુભાગી કોઇ ર૦ ર૦

— શ્રી ઉપેન્દ્રાચાર્ય

## ૨ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા—

### રસિકોને સૂક્ષ્મ સહચાર માટે નિમત્રણ.

આવો આવો વ્હાલાં સાથે ઊડિયે
ભોગવવાને મધુરા સૂક્ષ્મ વિલાસ જોઃ
ઊંચાં ઊંચાં તેજોમય આકાશ છે,
ઊંચા ઊંચા આત્માના અભિલાષ જો:                આવો૦   ૧

એકલવાયું ઉડવું સુજને ના ગમે,
ચાહે આત્મા રસિકોના સહકાર જોઃ
ઊણાં ઊણાં સુખ તે સુજને લાગતાં
સ્નેહી ન્હેં જ્યાં સાથે ભોગવનાર જો:                આવો૦   ૨

મ્હારાં છો ને મ્હારાં રહેશો સર્વદા,
બાંધ્યા પ્રભુએ સૂક્ષ્મતન્તુસમ્બન્ધ જો:
વિધિનિર્ધ્યા સમ્બન્ધો કરવા સાર્થ એ
સંચરિયે સાથે આ વ્યોમ અનન્ત જો:                આવો૦   ૩

## ૩ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ—

### કવિ ચકોરની લગની

કવણ રસિકતા જાણશે
હૃદય રસિકની ?
લગની કવણ પિછાણશે
હૃદય રસિકની ?
કહીં ઇન્દુ સુધાસિન્ધુ ગગનમંડલે,
કહીં રંક પંખિ જ્યોતિરંખિ ભૂતલે !   ૧

એ દિવ્ય જ્યોતિના ધ્યાને
એ અમૃત રસના પાને,
એ અમીટ મિટના તાને,
અતિદુર્ઘટ ઘટયોગ કવણ ઉર આણશે
સુભગ ભોગીનો ?
લય શુચિ કવણ પિછાણશે
નવલ યોગીનો ? ૨

હળેલ અતિઘોર ઘારણ વિષે
બન્યૂં નર્યું અચેત ચેતન દિસે,
તમોમય જ છે:
તહિં દીન રસવિલીન,
રજનિગુહામહિં લીન,
એ ચકોરકેરિ સમાધિ,
મિટ ઝીણિ રસભીનિ સાંધી,
ચકચકતા તારલિયા ચકિતનયન નાણશે
બન્ધુ ઇન્દુના:
સાહૃદય સંગિ પ્રમાણશે
સુધાસિન્ધુના. ૩

હૃદયરસિકની તે જ રસિકતા જાણશે
રસિક હૃદયના:
તન્મયતા તે માણશે
પ્રણયિ પ્રણયના. ૪

## ૪ કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ (નૂતનશ્રી)

### કવિનું સમણું.

સમણું દૂરનું દૂર રહે એ:
સમણા વાંસે દિવાનો બન્યો હૂં, એકલેહ ચકચૂર: સમણું૦—ટેક.

આશા અન્તરમાં ઉભરાતી,
ભાવ રસે ખુલ્લી છલકાતી,
શબ્દમાળ કંઠે ગૂંથાતી,
તો ય ન આવે ક્રૂરઃ સમણું૦ ૧

રસપુષ્પોની સેજ બિછાવૂં,
ઉરહિન્દોળે પ્રાણ ઝુલાવૂં,
આમંત્રણ ફરિફરિ દઇ આવૂં,
તો ય કરે છ અસૂરઃ સમણું૦ ૨

ના'વે તો ય ન લુપ્ત થાયે,
દૃગસીમે ફરિફરિ ઝંખાયે,
કદિકદિ તો પગલી સંભળાયે,
જાણે આ આવે જરૂરઃ સમણું૦ ૩

આશ નિરાશથિ ઉર હેરાયે,
મન વ્યાકુલતામાં અકળાયે,
નૂતન શ્રી-કુંક લગિર પમાયે,
તો સમણાંનાં પૂરઃ સમણું૦ ૪

૫ હરગોવિન્દ પ્રેમશંકર કવિ—

કવિ અને જગત વચ્ચે વિરોધ.

સુણૂં ક્યાં પ્રેમનૂં ગાણૂં મળે ક્યાં ઊરની મિજલસ ?
કહે ક્યાં ભાવ દિલતખ્તે ? —બતાવી દે તું એ કિસ્મત ! ૧

વદી તૂં દે અરે ઓ આભ ! ખલક સારી જ તેં વીંટી,
દિઠી છે એવિ તેં દુનિયા દિલે દિલ પૂર ઝીલે જ્યાં ? ૨
ગજાવે ઇશ્કને નાસે અરે દરિયા ! બધા કાંઠા,
દિઠું તેં કોઇ બંદર, જ્યાં પિછાણે દિલ તલપતૂં દિલ ? ૩

ધરી ખુશ ઓ ફરે દિનરાત    સદાગતિ, બોલ એ ક્યાં કુંજ,
સલૂણાં ઉર ઉર સાથે    ગળે લાગે જ્યહાં સાચે? ૪

અસી વર્ષાવતી ચન્દા,    જુવે છે શુદ્ધતમ ખૂણા,
કહે તેં એવું દીઠૂં ક્યાં    દિલે દિલ જ્યાં રસે ખુલ્લાં? ૫

નહીં ઇર્ષ્યા, નહીં તૃષ્ણા,    પ્રવૃત્તીના નહીં પાખંડ,
સુહાતાં હેત હૈયાનાં    મળે ક્યાં, કહે રૂહને કિસ્મત? ૬

સરવમય જ્યાં બને એકેક    સરવમાં સર્વ ગળિ જાતાં,
જુદાઈ ના, નહીં શંકા,    જનો એવાં ક્યહાં, કિસ્મત? ૭

ખુદાઈ ઇશ્કનૂં દીપૂં    પડયૂં ઉર તે બ્હલોવે ઉર,
અરે તારા અમર, બોલો,    હતૂં કો કાળમાં એવૂં? ૮

હશે એવૂં ક્યહાં આજે?    થશે વા એહવૂં ક્યારે?
—ન બોલે કો, ન જાણે કો,    પિછાણે કો ન ઊર્મી આ! ૯

અરે ઓ ઉર! તૂં એકલ    ખુદાઈ ઇશ્ક કેરી એ
ધરે આશા! ઝુરે એકલ!    -દિસે છે એ જ તુજ કિસ્મત! ૧૦

૬ દલપતરામ ડાહ્યાભાઈ—

બાપાની પીંપર

વિચરીને વઢવાણથી    લિધો લીંબડી પન્થ,
વીતક વર્ણવતાં વધે    ગ્રીષ્મવર્ણન ગ્રન્થઃ—
ગ્રીષ્મવર્ણન ગ્રન્થ,—    પન્થમાં ન મળ્યૂં પાણી,
તપ્યો પ્રલય સમ તાપ    રહી શિર રામ કહાણી;
દાખે દલપતરામ,—    રામનૂં રટણ કરીને
અતિશય કર્યાં ઉચાટ    વાટ મધ્યે વિચરીને. ૨

લગભગ આવી લીંબડી    દોઢ ગાઉ પર દૂર,
ત્યાં તો ઘામ ધખ્યો ઘણો    ન રહ્યૂં તનમાં નૂર;
ન રહ્યૂં તનમાં નૂર    સૂરજે શરિર તપાવ્યૂં,
છાયો ન મળે છેક    એક પણ ઝાડ ન આવ્યૂં;

દાખે દલપતરામ, ભલી જોતાં મન ભાવી
પીંપર આપાતણી લીંબડી લગભગ આવી. ૨

આપાની પીંપર ખડી પૃથ્વી પર અખ્યાત,
પ્રસિદ્ધ જેવો આગવડ, વિશ્વ વખાણે વાતઃ
વિશ્વ વખાણે વાત, પીપળો પ્રભાસ પાસે,
કદરુખ જમનાકુલ, કલ્પતરુઓ કૈલાસે;
દાખે દલપતરામ, ઉપમા એ આપ્યાની
ભલે થઈ ભૂમહીં ખડી પીંપર આપાની. ૩

ત્યાં બેસીને ત્રણ ઘડી કવિએ કર્યો વિરામ,
અતિ સુખ ઉપજ્યૂં તેથકી આશિષ દીધી આમઃ
આશિષ દીધી આમ, —નામ તુજ નવ જુગ રહેજો!
તુજને વાવી તેહ લાખ સુખ સ્વર્ગે લેજો!
દાખે દલપતરામ પરમ પદમાં પેસીને
લેજો ઉત્તમ લ્હાવ બહૂ જુગ ત્યાં બેસીને. ૪

આંબા કરતાં અતિ ભલૂં દીસે ત્હારૂં ડાળ,
શેલડિ શા હીસાબમાં આપે સાકર ગાળઃ
આપે સાકર ગાળ તાપ તનનો ન મટાડે;
સુરતરુ સ્વર્ગે વસે ન દેખે નર કોઇ દ્હાડેઃ
દાખે દલપતરામ, સરવ તરુના ગુણ સ્મરતાં
તુજમાં અમૃતતત્ત્વ, અધિક તૂં આંબા કરતાં. ૫

પ્યારી પીંપર પદમણી શાન્તિ દાન દેનારી
ભૂપતિ વિક્રમરાજ સમ તૂં અતિશય ઉપકારીઃ
તૂં અતિશય ઉપકારિ ત્હારિ કીર્તી શૂં કહિયે,
જે ઉચરૂં તે અલ્પ, એમ અન્તર ધરિ રહિયે.
દાખે દલપતરામ, કોટિધા તૂં ગુણકારી,
રાખિશ ત્હારૂં નામ પૃથિવ પર, પીંપર પ્યારી! ૬

આપે ગામ ગરાસ કે દ્રવ્ય વસ્ત્ર દે દાન,
એમાંનૂં એકે નહીં શાન્તી દાન સમાનઃ

શાન્તીદાન સમાન જગતમાં કશૂં ન જાણૂં,
તે માટે હૂં ત્હને વિશેષે કરી વખાણૂં.
દાખે દલપતરામ, કષ્ટ કાયાનાં કાપે
દુનિયા મધ્યે દાન કહો એવૂં કો આપે ! ૭

જ્યાં સૂધી આ જગતમાં મુજ કવિતા કહેવાય,
બાપાની પીંપર તણા ગુણ જગમાંહિ ગવાય:
ગુણ જગમાંહિ ગવાય, -પામજો બહુ પ્રખ્યાતી,
કીર્તી દેશવિદેશ મુલકમાં થાજો ખાતી !
દાખે દલપતરામ, અરે સુખના અરૂણુધી !
જીવે તૂં જગમાંહિ જિવે કવિતા જ્યાંસૂધી. ૮

ઓગણિસેં ઊપર થયે વિક્રમ વરખે એક
વદ દશમી વૈશાખની વાસર શની વશેક:
વાસર શની વશેક પીંપરે તાપ ઉતાર્યો,
નિશ્ચલ રહેવા નામ આમ આ વિષયઉચ્ચાર્યો:
દાખે દલપતરામ ભલે જનમી આ ભૂ પર !
વિક્રમ વરસ ગણાય એક ઓગણિસેં ઊપર. ૯

૭ નર્મદાશંકર લાલશંકર—

કબીર વડ

ભુરો ભાસ્યો ઝાંખો દુરથિ, હુમસે પ્હાડ સરખો,
નદી વચ્ચે ઊભો નિરભયપણે, એક સરખો;
હિંસ્યો હાર્યો જોદ્ધો હરિતણું હૃદે ધ્યાન ધરતો,
સવારે, એકાન્તે; કબિર વડ એ શોક હરતો. ૧

કહે દેખાવે એ અચરતિ જણાયે જગતમાં,
ખરે એ ન્હોરાનો સગરુર રહે દેશ નવ કાં ?
મનાયે સત્સંગે પવિતર કબીરાભગતમાં
અજાની વૃદ્ધીએ નિત અમર કહેવાય નવ કાં ? ૨

જતાં પાસે જોઊં વડ ન હિ વડોનું વન ખરે,
સળે આડા ઊભા અતિનિકટ નીચે ઉપર જે;
વડો ઝાઝા તોયે સહુ ભળિ ગયે એક દિસતો,
વળી સન્ધાઓનૂં અસલ જિવતું એક મુળ તો. ૩

ફુટી ડાળોમાંથી પ્રથમ તરુ કેરી નિકળતા,
ખુંચે તેવા તન્તૂ વધિ જઇ નિચે જે લટકતા;
જટાની શોભાથી અતિશ શરમાઈ શિવ ઉઠયા,
જટાને સંકેલી વડ તજિ ગિરીએ જઇ રહ્યા. ૪

જટા લાંબી લાંબી મુળ થડથિ થોડેક દૂર જે
નિચે ભૂમી સાથે અટકિ પછિ પેસે સહિંજ તે,
મૂળા મૂળાયાંમાં ફરિ નિકળિ આવે તરુરુપે,
થડો બાંધી મોટાં ઘણિક વડવાઈ કરિ રહે. ૫

વડો વચ્ચે વચ્ચે તરુ અવર આસોપલવનાં
વડોથી ઊંચાં છે, ખિચખિચ ભર્યાં પત્રથિ ઘણાં;
ઘણા આંબા ભેગા, વળિ ઘણિક સીતાફળિ ઉગે,
બિજાં ઝાડો છોડો વડનિ વચમાં તે જઇ ઘુસે. ૬

ઉન્હાળાનો ભાનૂ અતિશ મથિ ભેદી નવ શકે
ઘટા ઊંચે એવી, જન શિતલ છાયા સુખ લિયે;
ખુલી બાજૂઓથી બહુ પવન આવી જસિનને
કરે ચોકખી રૂડી, પછિ મિત થઈને ખુશિ કરે. ૭

ઘણાં જન્તૂ પંખી અમસ સુખ પામે અહિં રહી,
ઘણા જાત્રાળૂઓ અહિં ઉતરતા પૂણ્ય સમઝી;
ઘણા શીકારીઓ ગમત કરતા રૂહે બહુ અહીં,
હજારો લોકોને અડચણ સમાતાં અહિં નહીં. ૮

ઘટા થાળાં લીધે ઘણિક ફરવાને ગલિ થઈ,
અખોલો બન્ધાઈ, રમણિય બહૂ બેઠક બની;

નિરાંતે જેમાં તો ખુશિ થકિ રમે લાલલલના,
નિરાંતે જેમાં તો ખુશિ થકિ રહે જોગિ જપમાં. ૯

દિપે છાઈ ઝાડાં હરિત કુમળાં પત્ર કુમમાં,
વળી રાતા ટેટા ચુગિ બહુ જિવો પેટ ભરતાં;
પડે બાજૂઓથી બહુ ખુશનુમારંગિ કિરણો,
નિચે ચળકે તડકે પરક્ સરખાં ઠારથિ પડો. ૧૦

ઠરી મ્હારી આંખો કબિર વડ તૂંને નિરખિને,
ખરી પાપી બુદ્ધી, ખરિ જ રુડિ જાત્રા થઇ મ્હને.
વિશેષે શોભે છે ગભિર વડ, તૂંથી નરમદાઃ
કૃતાર્થી મોટો હૂં દરશન વડે હૂં નરમદા. ૧૧

## દામોદર ખુશાલદાસ બોટાદકર—

### શત્રુંજય

ભીંજાયેલા ઉરેથી જગત ભિંજવતો (સ્નેહભીના કવિ શો),
ભાનુના આગમાર્થે વન ગિરિ નગરો છાંટવા ચિત્ત મ્હાતો,
મુક્તાના સ્વસ્તિકોથી તૃણ કુસુમ તરૂપત્રને પૂજનાર,
આછેરા અભ્ર જેવો દશ દિશ ધસતો એકલો આ તુષાર. ૧

તે મધ્યે આ હિમાદ્રિવિરહવિપદના શોકથી સ્તબ્ધ જેવો,
ઊંચી દૃષ્ટી કરીને જનકપથ ભણી ધ્યાનથી જોઇ રૂહેતો;
દેવો ને માનવોના મધુ મિલન તણા સ્થાન સંકેત જેવો,
દૈવી વૈમાનિકોના વિરતિભવન શો સિદ્ધ શૈલેશ ઊભો. ૨

દેખીને શષ્પ સ્વાદુ, સલિલ બહુલતા, વૃક્ષની વાડિઓ ને,
ઊતાર્યો સ્વર્ગમાંથી નિજ ગજપતિને વાસવે વ્યોમ વાટે;
તે તો સંતૃપ્તિ એવી–અચલ બનિ રહ્યો નન્દનાનન્દ છોડી!
હારીને ઇંદ્ર પાછો અમરપુર વિષે હા! ગયો આશ મૂકી! ૩

તો યે વીસારતાં એ ક્ષણ નવ વિસરે આંગણે ઊછરેલો,
પાળેલો પૂર્ણ પ્રેમે, પ્રતિ સમરપથે વાહરૂપે વસેલો;

તેથી પૃષ્ઠે પનોતૂં નગર નિરમિને દિવ્ય દેવાલયોનૂં,
દેવોનો વૃન્દ સંગે સુરશચિપતિએ શૂં અહીં સ્થાન કીધૂં ! ૪

ઓઢેલી ઝૂલ લીલી પદસરણિ તણી મધ્ય રાજે કિનારી,
ને ચારૂ આંતરાઓ પથિક વિરતિના શ્વેત ગુચ્છા સુહાગી;
ડોલન્તો મસ્ત વાયૂ શ્રમ સહજ હરી સ્પર્શથી શૈત્ય આપે,
ને ઇંદ્રોદ્યાન કેરી કુસુમસુરભિથી દોષ દૂરે હઠાવે. ૫

શીળૂં આ કુંડ કેરૂં સલિલ થિર બની શાન્ત એકાન્ત સેવે,
તેને ધીમે રહીને રવિકર રસિલા આપિ ઉષ્મા જગાવે;
ને પેલો વાયુ વેગે વ્યજન વિરચતો ઉષ્ણતાને ઉડાવે,
એ સ્પર્ધા જોઇ મીઠી હસિ હસિ હળવે વારિ નાચે વિનોદે. ૬

ઊંચે ઊંચે અહો આ શુચિતર શિખરો લોક એને વિલોકે,
ઝૂલાવીને ધજાઓ કનક કલશની કાન્તિથી ચિત્ત ચોરે;
ને ઘેરો દુર્ગ ઊંચો અડગ સુભટ શો શૈત્ય સન્તાપ સ્હેતો,
રક્ષાર્થે રમ્યતાની અનિમિષ નયને એક પાદે ઉભેલો. ૭

આ પ્રાસાદો અનેરા કર દઇ કરમાં રાસ રંગે રચીને
ઊભા દેવાંગનાનાં રસિક હૃદયનાં ઝીલવા ગાન હર્ષે;
ચિત્રોનૂં ને કલાનૂં વિવિધ હૃદયના ભાવ ને વૃત્તિઓનૂં,
સૌંદર્યોનૂં, રસોનૂં, ઉચિત ખચિત આ સંગ્રહસ્થાન સાચૂં. ૮

ગન્ધદ્રવ્યો અમૂલાં કંઇ કંઇ કુસુમો શાન્તિ આપે સુવાસે,
ઘંટાના ઘોર ઘેરા ગગન ગજવતા, સ્પર્દ્ધતા સામસામે:
તો યે એકાન્તનૂં ને કવિહૃદય તણી વીચિઓ વાધવાનૂં
ભક્તિની ભવ્યતાનૂં અચલ વિરતિનૂં સ્થાન શોભે સદાનૂં. ૯

૫૯ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ—

ગીરનાં જંગલ.

ઘોર અતીવંકી ધરતી ને વંકા પથરાયા બહુ પ્હાડ,
વિકટ અને વંકા પગરસ્તા ગીચ ખિચોખિચ જામ્યાં ઝાડ;
ઝરે ઝરણ બહુ નીરતણાં —જો ગાજે જંગલ ગીર તણાં. ૧

ઉતાવળી ને ઊંડી નદિયૂં સઘન ઘટાથી છાઇ રહે,
કાળાંભ્રમ્મર પાણી એનાં ધસતાં ધમધોકાર વહેઃ
ઝુકયા તરૂવર તીર તણા —જો૦ ૨

શિયાળ સસલાં સાબર હરણાં મનગમતી સૌ મોજ કરે,
વાઘ વરૂ ચિત્તા પારાધી શિકારિઓની ફોજ ફરેઃ
જીવનસાટાં શિર તણાં —જો૦ ૩

સિંહ સમા શુરવીર નરોની દુર્ગમ ધરતી શાખ પુરે,
ડુંગરની વિકરાળ કરાડૂં ઊભી મિત્રવિજોગ ઝુરે !
સમરી ધિંગાણાં ધીર તણાં —જો૦ ૪

અજબ ખંજરી બજે ભયાનક પ્રચંડ ધોધપછાડ તણી,
ઝીલે તેના પડછન્દાઓ પ્રજા અડીખમ પ્હાડ તણીઃ
ભીષણ સૂર સમીર તણા —જો૦ ૫

બહુરંગી વન વ્યાઘ્રચર્મ શાં અંગ ધરી યોગી ગિરનાર
બહુ યુગથી બેઠો દૃઢ આસન, પ્રેમભર્યો કરતો સત્કાર
સાધૂ સન્ત ફકીર તણા: —જો૦ ૬

પુષ્પિત તરુ વનવેલ વસન્તે નવપલ્લવ ઘેઘૂર બને,
રૂંઢ ખાખરા ખિલે કેસુડે મધુકર ગુંજન છાય વને,
કલરવ કોકિલ કીરતણા —જો૦ ૭

સ્વતંત્રતા ને સ્વાભાવિકતા સુન્દરતા સહ રાસ રમે,
ડુંગર ડુંગર દેવ વસે, ને વિરાગિઓ અહમ્મરત ભમે
વિસરી જતન શરીર તણાં: —જો૦ ૮

મોટી ગોળી સરખાં માથાં ઊપર સુન્દર ફૂંઢાં શીંઘ,
કુંજરનાં બચ્ચાંઓ જેવી ભેંશૂંની બહુ લઇને ધીંઘ,
નેસ વસ્યા આહીર તણા: —જો૦ ૯

વર્ષાની ઘનઘટા ચડે નભ, ડુંગર પર વિજળી ઝબુકે,
મેઘદુન્દુભી ગડે ગગનમાં મત્ત બની મોરા ટહુકે;
ત્રાડન કેસરિ વીર તણાં: —જો૦ ૧૦

## ૧૦ ગજેન્દ્ર ગુલાબરાય બુચ—

### ગિરનારની યાત્રા.

ક્ષિતિજમાં કંઇ મેઘ સમો રમે નજર માંહિ જંહીં દિનરાત મેં;
અંહિ ઉભો પડછન્દ પહાડ એ —નમન હો ગરવા ગિરનારને! ૧
મેં સ્વપ્નમાં સુન્દર આળખ્યો 'તો ને મોહમાં મેરુ સમો ગણ્યો 'તો;
એ અપ્સરાક્રીડિત શૈલ ક્યાં, ને આ આભને યે ભરતો ગિરિ ક્યાં! ૨
પિપીલિકાના ગણ જેમ જાય, અનન્ત લોકો ઉરમાં સમાય:
પાતાલ ભેદે પદ, ઊર્ધ્વમૂર્ધા,—વિરાટના દર્શન આજ લીધાં. ૩
જો પ્રકૃતિતાંડવરાસ આંહીં, જો માનવીના ઇતિહાસ આંહીં;
આ પત્થરે પત્થર આણવન્તો, આ એક સાક્ષી યુગ કૈં સ્મરન્તો, ૪
પડળ આંખ થકી ઉતરી ગયાં, અમર દર્શન આજ મ્હને થયાં;
પણ પ્રભો, ચડતાં ક્યમ ક્ષોભ આ? જિવન શૂં મુજથી જિરવાય ના? ૫
અગર શૂં કંઇ કાળ રટ્યા છતાં વિરલ યોગ થતાં મન થરૂભતાં?
ક્ષણિક ક્ષોભ; હવે ખમવૂં નહીં: ગિરિ ઉભો: જઇને રમવૂં તંહીં; ૬
ચડિ જઇશ હવે ભર મોદમાં, રમિશ હૂં મુજ માતનિ ગોદમાં;
ગહન સાદ હવે શ્રવણે પડ્યા, પરમ ઉન્નત પન્થ મ્હને જડ્યા. ૭
કલ્લોલતાં પંખિ મ્હને વધાવે, ને વાદળીઓ મુજ સંગ આવે;
ના પુણ્ય આવે પળ આ ફરીને, ચડૂં હવે ફાળ ભરી ભરીને. ૮
ઘડિ ઘડી ઘન ધુમ્મસ ઘેરતાં, ઘડિકમાં ગિરિ શૃંગ ગળી જતાં;
ઉઘડતાં ઘનઘોર ઊંડાણ જ્યાં, ક્યમ ઉભાય અગાધ જ આભમાં? ૯
અવનિથી કંહિ ઉચ્ચ ભૂમિ કો? નજર આવરતાં ઘન ધુમ્મસો;
જરિક ઝાંખિ થતી નહીં થતી, તુરત ત્યાં સ્મૃતિ માત્ર રૂહે જતી. ૧૦
ક્ષણિક આવરણે નવ હૂં ડરૂં, તિમિર પાર જવા ડગ મેં ભર્યૂં:
ઘડિકમાં ઉગશે રવિરાજ જ્યાં તિમિર આસિરશે મુજ પન્થનાં. ૧૧

ના, ના, હશે સ્વાગત આ ગિરીનાં, છંટાય જોને મુજ પન્થ જ્યાં ત્યાં
ને પન્થ થાક્યો ગણિ પાઠવ્યા ના શું સ્નાન આ અદ્ભુત સિંચનોનાં! ૧૨

સદાવ્રતો સ્વાગતના નિસર્ગે એ મંત્ર સૂચ્યો ગિરનારશૃંગે;
ને કૈંક સન્તો વ્રત એ ઝિલીને યાત્રાળુને સ્વાગતથી નિમંત્રે. ૧૩

અધવચે શિર ઊપર આ ઉભો ખડક ભૈરવનો ભય પ્રેરતો;
તહિં ચડી પડતૂં મુકતાં મળે નૃપતિનૂં પદઃ ભાવના ફળે. ૧૪

પ્રકૃતિ પૂજનમાં પણ વાસનાઃ મનુજને ઉડવા અવકાશ ના.
પતન પામરતા ક્યમ લે વરી? પ્રભુ પ્રભુ! જનતા જડ કાં ફરી? ૧૫

નૃપતિના પદની પરવા નથી; ફરિ ફરી તપ આદરવાં નથી;
નૃપતિ યે અંહિં આખર આવિયા, —અમર ભર્તૃહરી તણિ આ ગુહા. ૧૬

ચડિ ગયો મુજ ધૂન મહીં કહીં, ફરફરતી ધ્વજ કોટનિ જો રહી.
ભવનથી ભરચક્ક કોટ એ, નગર જો ગિરનાર તણૂં દિસે. ૧૭

અખૂટ લક્ષ્મી, સબળે સમૃદ્ધિ, ને શિલ્પિઓની બહુ સૂક્ષ્મ બુદ્ધિઃ
એ જૈન કેરાં ઘન મંદિરો આ, ચાલો અહીં યત્ન ત્હને પડે ના. ૧૮

આ ખંડિયેરો કંઇ કાળજૂનાં, આજે પડ્યાં એ પણ સાવ સૂનાં:
શૂં પત્થરોમાં પગલાં પડે ના? —આ મ્હેલ તો રાણકદેવડીના! ૧૯

એ અપ્સરા આભથિ ઊતરીને વાસો વસી શૂં ગિરિના ઉછંગે?
શૂં વ્યોમને વીંધતિ વીજળી એ? ઉભી હશે રાણક આ અટારિએ? ૨૦

સૌન્દર્ય ને શૌર્ય મહાસતીનાં સ્મરી સ્મરીને ઉર નેહભીનાં;
ફૂંકે ઉરાડે ગિરનાર એવી સૌરાષ્ટ્રની રાણક એક દેવી. ૨૧

નમું ત્હને, નમું, આણ પ્રેરજે, કઠણ અંબરણ તણા ચઢાણ છે:
નવ હવે પળ એક ગાળવી, ક્ષણ અહીં મુજ માત ભાળવી. ૨૨

ઉતરતી અંહિંથી વનવાટ આ, વિકટ પ્હાડ, બધે ઘન શી ઘટા;
કહિં કહીં વનવાનર હૂકતા, કહિં મૃગેન્દ્ર બખોલ ભરી પડ્યા. ૨૩

ગહન મોહક સુન્દર પન્થ એ, પથિકને પગલે પગલે હસે;
પ્રકૃતિપૂજનમાં હળવૂં નહીં, કઠણ ધ્યેય, વને વળવૂં નહીં. ૨૪

ફુદિ જઊં જ્યમ કો કવિકલ્પના, પગ દઊં જઇ આભ અગાસિમાં;
ચરણમાં તુજ મસ્તક આ ઢળે, શરણ, મા—મુજ જીવન આ ફળે! ૨૫

દિઙ્‌મૂઢ ઊભો, ઉર આ ભરાય; અંબાર ત્હારા નહિ જીરવાય;
મા, ચિત્ત આ શાન્ત જરી થવા દેઃ મા, ગોખ ત્હારે જરિ ઝૂપવા દે ૨૬

છૂં ગોખમાં કે ઉડતો હવામાં? શાં ચિત્ર દોર્યાં મુજ આંખ સામાં!
પ્હણે ગિરીના ફલકે પડ્યો જો શૂં કોતર્યો કોટ બહૂ રુપાળો!

ને ઊઘડ્યાં નેત્ર પ્હણે ગિરીનાં, એ તો ભર્યાં નિર્મલનીર ચશ્માં.
દેખાય ના શૂં મુજ બિમ્બ એમાં? આ કાંકરી શૂં પડશે નહીં ત્યાં? ૨૮

જો શ્હેરની સુન્દર છાંટ છાંટી રસાળ આ સોરઠની સપાટી;
ત્યાં સાપ જેવી સરતી સરીતા, ને નીર જો સાગરનાં ઝગે ત્યાં, ૨૯

નજર આમ જરી વળતી ત્યહાં કંઇક ઉન્નત શૃંગ હજી ઉભા;
સરલ સૌમ્ય નથી પ્રદેશ એ, વિકટ એ અવધૂત પન્થ છે. ૩૦

ગુરુ મછન્દર વંચિત ભેખથી જગવિયા જઇને અહૉલેકથી;
અડગ યોગિ તપ્યા તપ, એ અહીં ગગનમાં ટુક ગોરખની રહી. ૩૧

અહિં કમંડલ, જાગતિ આ ધુણી, વસમિ જો ગુરુ દત્ત તણી અણી;
તહિં રહી ટુક કારમિ કાળકાઃ ભીષણ ભવ્ય શિરો ગિરનારનાં, ૩૨

ઝળહળે નભ જો રવિ ડૂબતાં ઘણઘણે ગિરિ, ઘંટ બધે થતા;
ઝિલિશ ઝાલરના ઝણકાર, માઃ ઝણઝણે મુજ જીવનતાર, મા. ૩૩

**મા, કંઠ મ્હારો અહિયાં રુંધાય; મા, આરતી ના મુજથી ગવાય;**
**મા, આંખમાં અમૃત ઊભરાય, મા, ઝાંખિએ શૂં મુજને ન થાય!** ૩૪

**મા, દર્શને હૂં તુજ દ્વાર આવ્યો, મા, ભાન ભૂલ્યો ભવમાં ભમાવ્યો;**
**મા, બન્ધ ક્યારે છુટશે, મ્હને ક્હે! મા, પાંખ ક્યારે ફુટશે, મ્હને ક્હે!** ૩૫

મા, દૈત્ય જેવાં દુરિતો દમે જ્યાં, મા, પૂરજે પ્રાણ સદા મ્હને ત્યાંઃ
મા, બાળ ત્હારો બળ યાચતો આ, તૂં આદ્યશક્તી, જગની જનેતા! ૩૬

સરસ્વતી ના, સ્તુતિ શી કરૂં હૂં? મા, અલ્પ આ જીવનને ધરૂં હૂંઃ
અબોલ એ અર્ઘ્ય ત્હને ધરીને નમૂં, નમૂં, માત, ફરી ફરીને, ૩૭

**ઉતરવાં બહુ રહેલ સદા હશે, ઉતરવા અંહિંથી જગ ના ખસે:**
**ગગનચુમ્બિત આ ગિરનાર ક્યાં ?–ખરિ પડૂં ફરિને કયમ લોભમાં ? ૩૯**

## ૧૧ ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી—

### વૃષ્ટિ પછી કુદરતનું સૌંદર્ય

જો ! જો ! જો ! આ તુટી પડયો શા મેઘ જોરથી,
નભકટિપરથી પ્રસારિ લાંબા ધારા–કરને,
ધરતીને ઝટ બાઝી પડવા !

અહો પવન પણ
વચમાં આવી સુ સુ સુ સુ કરતો ઝટ્ટ ઝાપટી
ગભરાવી લઇ લેઇ બાથમાં ધારાપટને
શા આ દા'ડે હા હા હા હા કરિને હસતો
ઉચ્ચ સ્વરથી ! અરે, મુકી આ પાછો દેઈ
તેને ચાલ્યો અવર દિશામાં માતરિશ્વ, ને
મન્દ ઝાપટું પડી ગયું, તે રુમઝુમ રુમઝુમ
રુમઝુમ કરતું, થાકિ હાંફતું હળવે હળવે
પાછું પડિ એ જાય ભૂમિભણિ.

જિવતો રૂહેજે
જિવતો રૂહેજે અગણિત વર્ષો વિષે તું રસધર !
સ્નેહગર્ભ તું: ત્હારી પેઠે, જો ને, આજે
ભુવન સર્વ છે; અમી દૃષ્ટિ તે ઉપર કરી તૂં
રાચ ! રાચ રત્તિ સજિ રે !
વિશ્વમાં રાત ઘણી હજિ રે !

પડી રહ્યો એ મેઘ એટલે શાં ખેચરનાં
ટોળેટોળાં સ્વતંત્ર થાતાં સ્વ-સુખ કેરા

એક વિષે ફરિ કલ્લોલથી કોલાહલ કરતાં
આવે પાછાં! હર્ષપ્રમત્ત બનીને આવે,
એકબિજાને અંટીવાળે, ઉડે ઉપર ને
નીચે પાછાં! ચક્રગતિ કરિ રાસ રચી, ગિત
ગાઇ મનોહર, આણિ મુક્યૂં વૃન્દાવન આજે
વિષ્ણુપદમાં શૂં આ પાછૂં!
અહો, હ્વણે પણ
જો ને અધિક જ કૌતુકકર્ષિ થાય શું પેલૂં?
સ્નેહ વિષ્ણુરૂપ-કૃષ્ણમુકુટ-શિખિકલાપ કેરી
કમાન સુન્દર! આછી આછી દિવસદીપ સમ
પ્રથમ ભાસતી!
વધ્યો જ પ્રકાશ! વધ્યા વળિ રંગ!
વિલાસિ બન્યા રતિમૂઢ કરાકર સૂર્ય તણા
જલદોદરમાં પ્રસરી નવ રૂપ ગ્રહે અતિસુન્દર:
નામ કહે જગ 'મરુધનુષ્ય', મ્હને પણ લાગતિ
સ્નેહકમાન વિંટી સઉ ભૂમિ અને નભને
લઇ લેતિ સ્વગોળવિષે જયિની.
મન, જો! મન, જો!
રતિ રંગ કરે ઇતરેતર શૂં બહુ આજ સહૂ:
નિલ, લાલ, પિળો, વળિ ચાર બિજા, રમિ એકબિજા
તણિ સાથ રહ્યા: કર-અશ્વ ઉપર રવિ બેસિ ફરે
સુખ સપ્ત ધરે હય, તે જ! હું તે મન, જો! મન, જો!
ફરિ જો! ફરિ જો!
પણ એ ભળિ ગૈ નિજ મૂલ વિષે
રતિ ગાઢ ધરી:—પ્રભુસ્નેહતણી પ્રકળીત લિલા
મન તેં પરખી, નિરખી પરખી
લિધ! લીધ રતિ સજિ રે!
વિશ્વમાં રતિ ઘણી હજિ રે! ૨

## ૧૨ ત્રિભુવન પ્રેમશંકર—

### રસવૃષ્ટિ

અમ્બર્ ગર્જે રે અમ્બર્ ગર્જે: સ્નેહ સૃષ્ટિની માંહ્ય:
વીજ ચમ્કે રે વીજ ચમ્કે: મીઠા મેહુલાની માંહ્ય: વીજ૦ ટેક.

રસથી વ્યોમુભરાય, મીઠો મેહુલો છવાય,
અભ્ર અભ્ર અંગ અંગ જાસે આનન્દ અભંગ,
દિગ દિગન્ત બધા ય શાન્ત પ્રસન્ન દેખાય,
અંગ મ્હારાં રે અંગ મ્હારાં ઝુકે પ્રસન્નતા માંહ્ય: વીજ૦ ૧

ઊભી જોડજોડ એહ, લાગી રમવાની લેહ,
કુદડી ફરે કૈં બાળ, ચૂમતી કંઈક ગાલ,
કંઈ હસી તાળી દેતી, કંઈ કર્ણગુંજ કહેતી:
એની ગુંજે રે એની ગુંજે ઉરે મસ્તી રેડાય: વીજ૦ ૨

અવિચ્છિન્ન આ શો રાસ, જાસે અભ્રનો વિલાસ,
કૃષ્ણ મૂરતી શી એક વાજે મોરલી આલેક,
આસપાસ અભ્રનાર થરૂભી જાતી વ્રજબાલ:
ઉર થરૂભે રે ઉર થરૂભે કૃષ્ણ મોરલીની મ્હાંય: વીજ૦ ૩

થરૂભે ઉદધિનું અંગ, થરૂભે સરિતા તરંગ,
ઝાડપાનશૈલશૃંગ થરૂભે ઉર્વી અંગ અંગ,
જડ ચેતનંતરીક્ષ દશે જાસી જાતી દીશ:
ઉર થરૂભે રે ઉર થરૂભે, હવે ધૂન ના સમાય: વીજ૦ ૪
મેઘ આભે ગરજન્ત, ઘોષ અવની ઝીલન્ત,
અનિ લ્લહરી અનન્ત અનન્તોદધિ ઝીલન્ત,
ઊઠે ગર્જી ઝાડપાન સરિત્સરવર ચોગાન:
ઉર ગર્જે રે ઉર ગર્જે, ઊડે આનન્દની માંહ્ય: વીજ૦ ૫

આભે વાદળાં રમન્ત, કેકા નૃત્ય ભૂ કરન્ત,
સિન્ધુ મોજ હારોહાર કરે નૃત્ય બેશુમાર;

મરુન્નૃત્ય મીઠું લ્હાય, નૃત્યે નદી સરી જાય,
અન્તર્ મ્હારૂં રે અન્તર્ મ્હારું જામે નર્તનની માંહ્યઃ વીજ૦ ૬

વૃક્ષ વૃક્ષ ડાળ ડાળ મળે પર્ણ પર્ણ ફાળ,
ચંચુ ચંચુ પાંખ પાંખ ખગ ભેટે આંખે આંખ,
સરવર ઊર્મિલ્હેર ભળે ગળે લ્હેર લ્હેર,
ઊંડે ઊરે રે ઊંડે ઊરે ઊર્મિ ઊર્મિ ભળી જાયઃ વીજ૦ ૭

વ્યોમ અખિલે છવાય મેઘ એકતાર થાય,
દિશા સર્વ રસરૂપ જ્યાં જ્યાં જોઉં ત્યાં અનૂપ,
શાન્ત ભવ્ય રસ માંહ્ય વાયુવેગ સૌ સમાય,
ઉર વેગો રે ઉર વેગો જોતાં જોતાં સ્થિર થાયઃ વીજ૦ ૮

જોઉં પર્વતની માળ, શીતળ શાંતિજમાવ,
જોઉં સરવર સરિત, જોઉં સિન્ધુ એક ચિત્ત,
જોઉં વૃક્ષવેલ ફૂલ શાન્તિ જામી છે અતૂલ,
ઉર મ્હારૂં રે ઉર મ્હારું શાન્તિ માંહ્ય જામી જાયઃ વીજ૦ ૯

૪૩ બેહરામજી મેહરવાનજી મલબારી—

અદ્‌ભુત મિત્રભાવ

કેમ અને ક્યારે મળ્યું મન ત્હારું મ્હારી સાથ ?
દિલ સાથે દિલ મળ્યું ? હાથ મળ્યો હાથ શું ?
બેના એક ક્યારે અને કેમ બન્યા નેક મિત્ર ?
ત્હારામાં સમાવા પ્હેલાં મ્હારામાં સમાત તું ?
કોણથી કથાય એવો દૈવી એકતા સ્વભાવ ?
બેના એક થયા પ્હેલાં એકના બે થાત શું ?
હા, કશું અશક્ય નથી સર્વશક્તિમાન ! ત્હને,
એકના બે કરી બતલાવે જગતાત તું! ૧

એક ધર્મ એક કર્મ એક અધિકાર બેને,
એક કિરતાર, તારનાર એક જોઉં છું;

એક જ સંસાર, એક આચારવિચાર એને,
એક અહંકાર,—ત્હારામાં હું મ્હારો ખોઉં છું;
આવેશ ઉદ્દેશ એક, વિશેષ કહું શું બીજું,
ઐક્ય-અવલોકનમાં ચિત્ત ચહ્ની પ્રોઉં છું;
ઉમંગતરંગે ઉછળાઇ હું સમુદ્ર આંહિ
શાન્ત સુવદન તું શશી ઉપર મોહું છું. ૨

શી એ મિત્રતા જ! જેમાં જોઇ ન જુદાઇ કાંઈઃ
ભલી જ ભલાઇ ભાઇ ત્હારીથી તણાઉં છું;
ત્રાહિ! ત્રાહિ! જગતતવાઇથી પોકારતો હું
આવી ત્હારી શીતળ છાયા તળે ભરાઉં છું;
શાન્તિ શીખવી તું નિવૃત્તિએ મન શુદ્ધ કરે,
એ ત્હારા અપાર ઉપકાર નિત્ય ગાઉં છું;
મિત્રનું ચરિત્રચિત્ર અલ્પ આ ઉતારી અત્ર
એકત્ર સંગથી તું બની પવિત્ર થાઉં છું. ૩

શા હું ત્હારા હૃદયવિસ્તારના વિચાર કરૂં,
કેમ વર્ણવું, વીરા, ગામ્ભીર્ય મુખારવિન્દનૂં?
કેમ અને ક્યારે ત્હારે મ્હારે પ્રીતિપાસો પડ્યો?
—હું ગુર્જર ગુંજકર, તૂં કમલ સિંધનૂં!
ધન્ય મિત્રતા એ સગાભાઇથી સવાઇ એવી
દયારામ માંહિં દેખું દયા મધ્યબિન્દુ હૂં.
ના, ના, એ ભાટાઇથી સુગાઇ કાં ભરાઇ જાય?
ત્હારામાં શરુયો હું, તો તું પોતે પણ હૂં જ છૂં. ૪

## ૧૪ રંજિતલાલ હરિલાલ પંડ્યા (કારમલન)—

### કોકિલને

સખિ, આમ્રમંજરી મહીં કહીં વિરાજતી
કહીં વિરાજતી, રસીકડી વિલાસતી: સખિ૦ ટેક.

છન્ન થઈને બેસતી પર્ણપુંજ મોઝાર
નૌતમ વાદ્ય બજાવતી કરતી કુહુટુહુકારઃ
ગાતિ ગાન મેનકા તપસ્વિવંચનાર્થ શૂં
ખોળું તો ય કોકિલા ન ભાળતો રતી! સખિ૦ ૧

તુજ મૃદુ રવથી કાનનો લલિત ધરત શૃંગાર,
બોલાવૂં શા નામથી પ્રણયીઆત્માધાર?
મૃદુલ ગાનથી દિલે અનન્ય દિવ્યતા ભરી
બદ્ધ ચિત્તદેશ કો અસી સરો સ્ફુરીઃ સખિ૦ ૨

રંગ વસંત ગજાવતી હીંચી આંબાડાળ
ઝૂલી ઝૂલી નર્તતી નિર્ગમતી નિજ કાળઃ
જગના પટ કંઈ તોડન્ત દિલના દ્વાર થકી
તુજ મંજુલ મંજુલ ગાન ઉઠાવત ચિત્ત વીચિ સખિ૦ ૩

અસિવર્ષણ તુજ ગાનમાં લલિત સૌરુય રણકારઃ
યામિની ઘનમાં તૂં કરે વિદ્યુત વત ચમકાર
ઊર અરુંધતી તણી અનેરિ ચંદ્રિકાદ્યુતિ,
ગાન ગાય મધુ અહા સુમધુ ફરી ફરી! સખિ૦ ૪

ઉદ્ભવતા તુજ ટુહુરવે હૃદયે અવનવ ભાવ
શી રીતે વર્ણવિ શકૂં નાજુક તીવ્ર ઉઠાવ!
સ્મૃતિઓ સુતેલિ આત્મની અહો શિ જાગતી
સ્મરૂં ભુલૂં દશા અનેરિ એવિ કો થતીઃ સખિ૦ ૫

મનુકુલની સુરબાલિકા નહિ તુજને વય કોય,
અખંડ એ તુજ રેલતો અમૃતમય જગ શોરઃ
હૃદયદ્વાર ફેડિ આત્મમાં ઉંડી પ્રવેશતી
વન્દિતા સુનન્દિતા વસંતનન્દિની! સખિ૦ ૬

૧૫ ચતુરભાઇ ઉમેદભાઇ પટેલ—

અજબ તાર ખેંચ્યાં અહા!

૧ પહણે નગરપાદરે બકુલવૃક્ષ કેરી ઘટા,

વિશાલ, મન રંજતો, અતલ પ્રેમવાપી જ્યહાં
ગભીર વળી ભવ્ય (કિંતુ રમણીય એની છટા),
ઉભોજ ગત કાલના અમર શેષ જેવો સદા.
જલાર્થ પુરયુવતીગણ સદા સ્થલાકર્ષણે
તણાઇ અહિં આવતો; સચત ગોષ્ઠિ ગુંજારવ;
અને રસ ઝુલન્ત કુન્દગજરા શું સ્ત્રીમંડલ
રહે જ કૂપ ઘેરતું; મહિં અજોડ લીલાભરી
ભળે પણ જુદી તરે ગુલછડી શિ મ્હારી સખી.
ન્હણે શિતળ ચાતરે અવનવાં જ તોફાનમાં
અમે પુરકિશોરજૂથ વટરાજની છાયમાં
રમી ગજવિ કુંજ શોર કિકિયારિ કૈં કૈં કરી
વિતાડિ મધુ સાંજ થાકિ થઇ શાન્ત ચાલ્યા જતા.
છતાં રમતમાંય મ્હારું મનડૂં કુવે દોડતૂં,
અને નયન શોધતાં ફરિફરીજ મ્હારી સખી.
ભરેલ અલવે ઘડો કનક બ્હેડલે નાસતાં
થતા દગ દગે અહો ગુપત બીજસન્દેશડા!
મુખે વિચલ હાસ્યરેખ ફુટિ ને ન ફૂટી વળી
શમી થતિ અલોપ, ને શરમ રમ્ય સંધ્યા સમી
ધિરે વદન આવરી નયનને ઢળાવી જતી.
અમે દિનદિને ત્યહાં અજબ તાર ખેંચ્યાં અહા!
અજાણ વણચૂક એ અતલ પ્રેમવાપી જતાં.
અમે દિન દિને નવાં અકથ ઊર્મિતાને ભર્યાં
મુગાં નિજ ગૃહે જતાં, વિકલ તોય રાજી થતાં.
અને મધુર નીંદરે સ્મરણ એ અધૂરાં મિઠાં
અને નિશિનિશી નવાં સ્વપનવારિસીંચ્યાં નવાં.

**૧૬** ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી—

ચમેલી

પાસે નથી તો પણ, ચમેલી! કલ્પના નયનો થકી

તેના જ પાદ મહિં પાંખ પડી ગઈ સૌ,
તેને જ કાજ ઉરતખ્ત થયું જ ખાલી. ૫

સ્તબ્ધી જરા વદન એ નવ કોણ જોશે ?
ચાલ્યાં જશે નયન એ નિરખ્યા વિના કો ?
એવી ન કાર્ય તણિ કાંઈ જ તીવ્રતા છે,
કર્તાતણો અંહિં ન જે ઉપકાર ગાશે. ૬

સૌન્દર્ય આવું ધરતી ઉપરે નિહાળી
હર્ષે કર્યું હૃદય ના મગરૂર થાશે ?
તો છો યુવાન પણ આ નિજ આંખ ઢાળે,
છો પાંખને નવિન આ લહરી ઉરાડે. ૭

હજી એ કન્યા છે નવિન મૃદુ કો પુષ્પ ખિલતું,
કંહીં પાંખો ખીલી, કંહિં હજુ બિડાઈ કંહિં ખિલે;
સુગન્ધીની વેળા મધુતર હશે કોઇ જ નહીં:
સુરંગોની લક્ષ્મી વધુ વળિ હશે સુન્દર કંહીં ? ૮

જે ક્રીડા મૃદુ ઉચ્ચતા સભરતા લાવણ્ય જાદૂભર્યાં
રૂપે યૌવનની સ્વતંત્ર રસિલી સૂકી દશા જે શકે,
તે કો તાનમહીં ઊંડા હૃદયના એકાગ્રતા ધારતાં,
જોનારાં નયનો અને ઉર નહીં એકાગ્ર કોનાં કરે ? ૯

વિનિમય મધુ એવો ધોધ સાધી રહ્યો છે,
પૂરમહિં ઉર ન્હેવા છૂટ છે પૂર્ણ પાડ્યું;
ખડક જગત કેરૂં આજ પાણી થઈને
વિપુલ રસતણા કો ધોધમાં જાય ચાલ્યું. ૧૦

ભરે છે દૂર ત્યાં વારિ કન્યાની સખિ તો હજી,
ફરે છે તીરની કુંજે ભોળી એ મૃદુ આંખડી. ૧૧

થોભી ઉભી જરિક એ સખિ કાજ બાલા,
વ્હાની રહી પગતણી જરિ એક ઊંચે;

તેને અડી ફરફરે અનિલે નિમાળા,
એડા પરે અલક એક વિંટાઇ ઊડે. ૧૨

સામે જ ગૌર મુખ છે સ્થિરતા ધરીને
ને નેત્ર કાંઇ તિરછાં બનતાં ફરે છે;
પ્હોંચી હતી નજર એ ત્યંહિં યોધ પાસે
જ્યારે હતાં નયન હંસ પરે ઠરેલાં. ૧૩

પાદ ને આંખડી એ તો હતાં ત્યાં સ્થિર થૈ રહ્યાં;
હૈયાતાં આંસુડાં મીઠાં સામેની છબિએ ઢળ્યાં. ૧૪

મનહર છબી ભાળી નેત્રે અને હ્રદયે ઢળી,
પરવશ થતાં લ્હેરી મીઠી નસેનસમાં ચડી;
હ્રદય કુસુમ એ યોદ્ધામાં જડાઇ ગયૂં, અને
સહુ અરપવા, અર્પી દીધૂં છતાં, અધિરૂં બને. ૧૫

યોદ્ધાની તો નજર હજિ છે ત્યાંજ ચોંટી રહેલી,
તો યે તાજૂં તન મન થતૂં સૂચવે આંખ કાંઈ;
'હૂં એવૂં એ !'—ઉર સમજિ એ કાંઈ આનન્દ માને,
સંસારીને પ્રણયસુખની એ જ સીમા અંહીં છે. ૧૬

ક્ષણ થઇ અને બાલાનાં એ ઢળી નયનો જતાં,
પણ સુરખિ કો ગૂલાબી શી છવાઇ કપોલમાં;
ધડ ધડ થતૂં હૈયૂં લોહી વહાવિ રહ્યૂં બધે,
થર થર થતાં ગાત્રો સર્વે ધ્રુજે બનિ મુગ્ધ છે. ૧૭

જાદૂભર્યાં નેત્ર વહાવિ જાદૂ કો અન્યના જાદુમહીં ફસાતાં;
તે જાદુનૂં ઝેર ઉતારવાનૂં કોની કને ઔષધ કૈં મળે ના. ૧૮

## ૧૮ જન્મશંકર મહાશંકર બુચ (લલિત)—

### સ્વજનોની રસરેલ

દિલના અબોલ બોલ ઝીલતાં બતાવો કોઈ,
ઉરસૂર પડછન્દ ગળી ગુંજતાં બતાવો કોઈ— ટેક

પ્રાણ અને પ્રિયજન પ્રભૂ દિલ વસનારાં દેવ,
એ તો હસિ બોલાવતાં રેલાવે રસરેલ :
રસની એ રેલમાં, બસ ! ઘૂમતાં બતાવો કોઈ
નેહ નિતરતાં નયનાં ગભી ચૂમતાં બતાવો કોઈ:— દિલના૦ ૧

પ્રાણ કિરણ ચેતન ભરે શાન્તિ સ્વજનનાં હેત,
હેતતેજહિન્દોળે વિભૂ ! ઝૂલે એક અનેકઃ
એવું એક અનેકમાં આનન્દતાં બતાવો કોઈઃ
વન્દતાં બતાવો કોઈઃ— દિલના૦ ૨

## ૧૯ ભાનુશંકર ધીરજરામ ભટ્ટ ( ભાનુ ) –

ક્ષણિક શ્યામિકા પછી વિશેષ ખીલતી પ્રેમજ્યોતિ

આષાઢી પાછલી રાતે ગોકુલે ગોપગોપિકા
પોઢેલાં સ્નેહશય્યામાં, ઝબૂકે કોક તારિકા. ૧

ધીમેધીમે ઝમઝમ ઝમે મેહુલો મેઘમાંથી,
ઝીણોઝીણો રવ સમસમે શૂન્યના ગર્ભમાંથી;
ઘેરૂંઘેરૂં ઘન ગરજતું આભ ઊંડાણમાંથી,
મીઠીમીઠી રણક ઉઠતી ધેનુના જૂથમાંથી. ૨

સૂતેલાં સ્નેહશ્રદ્ધામાં રસગોઠ કરીકરી,
હેતની હૂંફમાં ઊંઘે, જાગે વ્યગ્ર વિભાવરી. ૩

એવામાં આભ ચીરી ઝળહળિ વિજળી અંધકારે સમાયે,
ઘોરંભી ઘોર નાદે ઘરરર કરતી વ્યોમથી વૃષ્ટિ થાયે;
ઘોરી ધારા ધકેલી દશદિશ ધુમતો જોરથી વાયુ વાયે,
માયાની રૌદ્રલીલા નિરખિ મનુજનો ઓસરી ગર્વ જાયે. ૪

મેઘના ગર્જને જાગી ગોપ કમ્પ અનુભવે;
દીવાના હાલતા તેજે ગોપિકા પાસું ફેરવે. ૫
યુવક ચંચલ દીપશિખા જુવે પ્રકૃતિનૂં પરિવર્તન ચિન્તવે;

યુવતિના સ્વર સ્વપ્નથકી સ્રવે, શ્રુતિમનોહર સંજુલતા દ્રવે. ૬

“મોહન મીટ માંડીને આમ શું નિરખી રહ્યા ?
માર્ગમાં સહિ સાગીને પીવાનું વિસરી ગયા ?” ૭.

એસે ઉઠી શયનમાં સુણિ શબ્દ ગોપ,
ગોપી મુખે સુભગ ભાવ રમે અનોપ;
શંકાસહીં યુવક–અન્તર ઝોક ખાય,
રોષે ભરાઇ ગૃહદીપ અલોપ થાય. ૮.

અંધારે સ્વપ્નની શાંતિ ગોપને અકળાવતી,
ઝરૂખામાં જઈ જૂએ, પ્રકૃતિ સ્વાસ્થ્ય ધારતી. ૯

ઘેરાયલી ઘનઘટા વિખરાઇ જાય,
વાયૂ ઝિણી ઝરમરે લહરાઇ વાય;
ભૂલી પડી તડિત કો તિમિરે ભરાય,
ને દૂર દૂર ડુબતો સ્વન સંભળાય. ૧૦.

નાથના નેહને ઝીલી સાચે ગન્ધવતી બને
પ્રાચીમાં પ્રગટે જોવા ચંદ્ર એ ધન્ય દશ્યને. ૧૧.

સાહી નીલાંબર જુવે મુખ યામિનીનૂં,
હેતાળ ઇંદુ મનવે મન માનિનીનૂં;
પામી શશી પ્રણયને રજની મનાય,
રેલાય નિર્મલ ઉજાસ દિગન્તમાંહ્ય. ૧૨

પ્રેમનાં પૂર શાં વ્હેતાં નીકમાં નીર ઊછળે,
માનિનીનાં મદાશ્રુ શાં નેવાં રહિ રહી ઢળે. ૧૩.
કિરણ નૃત્ય કરે જલવ્હેનમાં, યુવક દશ્ય ઝિલે ઉરનર્તનમાં;
શયનમાં ઝણકાર સુણી ફરે, કનકવેલ ભણી ડગલાં ભરે. ૧૪

ઓઢીને કૌમુદી જાણે નીંદરે નવયૌવના;
અજાણ્યે ગોપહૈયામાં હિલ્લોળે રસભાવના. ૧૫

મરકતી મધુરૂં મનમોહના, અધુકડી કળિશી પ્રિયદર્શના;

ઉમળકે નમતું મુખ ગોપનું, કરતું પાન અમીમય ઓષ્ટનું. ૧૬

મૃદુલા સ્પર્શથી જાગી દાખવી નેહ નૅનમાં,
'પિયૂ' બોલી ઝુકી પાછી ગોપિકા રસઘેનમાં ૧૭

ધીમે રહી રસભિનો શયને સુવે છે.
ને ચંદ્રચારુ વદને કર ફેરવે છે;
એવે સુણાય રસનિર્ઝરતા સરોદ,
જાણે સ્ત્રવે યુવતિના ઉરથી પ્રમોદ. ૧૮

"વાશો મા વાંસળી કાના, વાછડિયૂં વછૂટશે,
કોણ જાણે ક્યહિંથી યે હો'વાટાણે છતા થશે." ૧૯

એવૂં ગાતાં મધુર સમણે હાથ ગોપી પ્રસારે,
વેણુવાતા વ્રજરમણને કેમ જાણે ન વારે;
લંબાવેલો કર રસિકના કંઠનો યોગ પામે,
આહીરાણી પુલકિત બને સ્વપ્નસંગીત વામે, ૨૦

ઉષાની આરુણી રમ્ય સરે વ્યોમ સરોવરે,
કુસુંબી કલ્પના જાણે લ્હેરે કાવ્ય કલેવરે. ૨૧

ત્યાં તો ઝગે તડિત ભાસ્વર તેજ ભવ્ય,
પ્રત્યક્ષ થાય મનમોહન રૂપ દિવ્ય;
બ્રહ્માંડમાં મધુરતા ભરિ વેણુ વાય,
જે નાદમાં નિખિલ વિશ્વ વિલીન થાય. ૨૨

"નાગ નાથ્યો, ગિરિ તોળ્યો, વ્હાલમા, કરપલ્લવે,"
જાગીને ગોપિકા જાચે, "ભક્તિ આપો ભવે ભવે." ૨૩
આભ ભેદી રવિરશ્મિ સ્રષ્ટાને સર્જને ઉગે;
શંકા છેદી પ્રભુજ્યોતિ પ્રેમીને જીવને ઝગે. ૨૪

૨૦ મણિશંકર રત્નજી ભટ્ટ ( કાન્ત )—

વત્સલનાં નયનો અને આશાગીત

તિમિરાશયના ગહને પડતાં સપનાં વિધુરાં નજરે ચડતાં;

સહું તેઃ પણ કેમ શકાય સખે —સહિ વત્સલનાં નયનો રડતાં? ૧
નહિ તે કંઇ દોષભર્યાં નયનોઃ પણ નિર્મલ નેહ સરોવર સા-
રસ સંગમ સમાં પરિપૂર્ણ દયા- રસઃ એ જખમી દિલનાં શયનો! ૨

અહા, શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે, આશા!
બળેલો આર્ત્ત એ શા યે સ્વરસ્નાને ઠરે, આશા! ૧
અરે, શું આવશે ત્યારે ફરીથું સાથ એવો દિન
કદાપી સ્નેહને સ્વર્ગે? કહે છે શું ખરે, આશા? ૨
અને શું રૂઝશે આખિર જખમ એ શુદ્ધ હૈયાંનો?
અને એ ચાલશે સાથે? દયા કેવી કરે, આશા! ૩
નહીં પરવા જરા અમને કશી યે વસ્તુ ઐહિકની
કરે સન્તોષ જો તેને, મ્હને તો ઉદ્ધરે, આશા! ૪
નિહાળું હા! ભવિષ્યે જો ઘડી પણ નેત્રરસ જૂનો
સખીનો સૌખ્ય, હૈયું તો સુખે ભવસાં તરે, આશા! ૫
મ્હને મીઠી રહી આસ્થા સદા તવ ગાનમાં, દેવી!
સ્વરો એ દિવ્ય જીવનને ભરે ને સાંભરે, આશા! ૬

૨૧ નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા—

ઉત્તરા અને અભિમન્યુ

"ધાઓ, ધાઓ, અરે નાથ ઉગારો અગ્નિ ઝાળથી!"
—લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી.
"મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી,
કોણે ત્હને મધુર નીંદરમાંહિ ડારી?
સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ
તે ભૂલિ કોણ રમતો અંહિ મૃત્યુ સંગ?"
એવું વદી જ રણધીર નવીન નાથ

દાબે ધિરે ધબકતૂં ઉર ઊર સાથ;
" શૂં છે, મિઠી, થયું શું ? આવડિ કેમ કાંપી ?"
મુગ્ધા ફરી હૃદય સાથ ધિરેથિ ચાંપી. ૩

ઉઘેડી ભૂમિથી નેનો રોપિયાં પતિનેનમાં
લસતાં દીર્ઘ પક્ષ્મોમાં આંસુડાં ગૂંથિને નવાં. ૪

" આજે, નાથ, બન્યું વિપરીત, ત્હમને તે કહૂં શી રીત ?
જાણે પુરુષવેશ જ ધારિ મેં અશ્વે કરી છ સવારિ, ૫

ઝારી ધનુષબાણ હું ચાલિ મૃગયા કાજ વનપથ ઝાલિ;
સુન્દર એક ત્યાં સહકાર, તે પર બેઠું છે સુકુમાર ૬

જુગલ કપોત કેરૂં મીઠું કરતું પ્રેમકેલિ દીઠું.
મૂર્ખી હું અરે અનિ કાંઇ બીજૂ કાંઇ સૂઝ્યૂં નાંહિં, ૭

ને શર ફેંકિ નર તરુડાળ પરથી પાડિયો તત્કાળ.
સહસા ત્યાંહિં અગ્નિજ્વાળ ઉપનિ કપોતિ કેરે ભાળ— ૮

કુદતો એહ અગ્નિ કરાળ આવ્યો મુજ કને ભરી ફાળ,
જિહ્વા તીવ્ર નચવિ અનેક મુજને વીંટિ વળિયો છેક— ૯

છોડી સર્વ બીજાં અંગ અંબોડો ધર્યો નિઃશંક!
છળિને એકદમ પછિ જાગિ કરવા રુદન હૂં તો લાગિ." ૧૦

એમ વદીને નાર સહસા આંસૂ રેડતીઃ—
"સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથ ઓ ? ૧૧
અભાગણી હૂં મોઇ ઊંધી મતિ શાણે સુઝી ?
બીજું જડ્યૂં નહિં કોઇ -કપોત પ્રેમી શેં હણ્યો !" ૧૨
"શાને મિઠી તું ગભરાય અરે અતીસેં ?
આ સ્વપ્ન માંહિં નવ વાસ્તવ કાંઇ દીસે.—
જો પેલિ વાગિ રણદુન્દુભિ રૌદ્રઘોર!
રે. અશ્વ, અશ્વ! -સખિ, કંઠ હવે તું છોડ." ૧૩

" વ્હાલા, ન્હોયે દુન્દુભિનાદ, એ તો મેઘ ગાજ્યો આજઃ

કીરત કેરી કારમી હો એક અખંડિત ભાતઃ મ્હારા૦ ૩

નાથ, ચડો રણઘોડલે, રાજ, હું ઘેર રહિ ગૂંથીશ.
બખતર વજ્રની સાંકળી, હો ભર રણમાં પાઠવીશઃ મ્હારા૦ ૪

સંગ લિયો તો સાજ સજૂં, રાજ માથે ધરૂં રણમોડઃ
ખડ્ગને સાંઢ્ય ખેલવાં હો મ્હારે રણલીલાના કોડઃ મ્હારા૦ ૫

આવતાં ઝાલીશ બાણને, રાજ, ઢાલે વાળીશ ઘાવઃ
ઢાલ ફુટયે મ્હારા ઊરમાં હો ઝીલીશ દુશ્મનદાવઃ મ્હારા૦ ૬

એક વાટ રણવાસની, રાજ, બીજી સિંહાસન વાટઃ
ત્રીજી વાટ શોણિતની સરિતે હો શૂરાંનો સ્નાન ઘાટઃ મ્હારા૦ ૭

જય કલગીએ વળજો, ઓતમ, ભીંજશું ફાગે ચીરઃ
નહિ તો વીરૂંને આશ્રમ મળશું હો સુરગંગાને તીરઃ મ્હારા૦ ૮

રાજમુગટ, રણરાજવી, રાજ, રણઘેલા, રણધીરઃ
અધિરો ઘોડલો થનગને, નાથ, બાંધો રણે મહાવીરઃ મ્હારા૦ ૯

૨૩ મનસુખલાલ મગનલાલ ઝવેરી—

અભિમન્યુનું વીરોચિત મૃત્યુ

ચાપહીન થયે એને ઉર ઉત્સાહ આસર્યો,
ને વાધી પલમાં પાછો ગદાથી એ કુદી પડયો. ૧

ઘૂમન્તો કૌરવોના અતલ ગગનમાં મેઘ શો ચંડમૂર્તિ,
ઝીલન્તો શત્રુવર્ષ્યાં પરશુ શર અને તોમરો અગ્નિતીખાં
વીંઝન્તો વેગથી એ વિષમ વહિ ગદા કાળની શક્તિ જેવી,
કૂદી ઉન્મત્ત ઘેલો કુરુકુલદલને છૂંદતો ઘાતઘાતે. ૨
જેવો કમલિની કેરી કુંજે કુંજર કૂદતો
એમ કૌરવકુંજોમાં કૂદતો પાંડુકુંજર.
ઔંઢા પાદપ્રહારે ધરણિ ધમધમાવન્ત ભૂકમ્પ જેવો,

ગર્વીલા સિંહનાદે ગહન ગગનના ગાભને ગાળનારો,
હારેલા તાત કેરા, તુમુલ લઇ ગદા, વૈરને વાળવાને
તૂટયો દૌઃશાસનિ ત્યાં, રણરસણ ચડયા શૂર સૌભદ્ર સાથે. ૪
ભર્યાં જેમ ઘનો ગર્જી આથડે આભઆંગણે
તેમ જોબનઘેલા એ આખડ્યા સમરાંગણે. ૫
ઝંઝાવાતો સમા એ ઘુમિ ઘુમિ ઘુમિને લોક કંપાવનારા,
તોળી તોળી ગદા એ કડડડ કરતી ઝીંકતા સામસામા;
ગર્જીને દાખવન્તા નિજ કરબલ એ મત્ત માતંગ જેવા,
ખેલન્તા શૌર્યકેરાં સમર, અમરને આંજતા, યૌવનાળા. ૬
મત્ત માતંગ શા બંને કરકૌશલ દાખવી
વિસ્મયે ભયથી હર્ષે શૂરનાં ઉર પૂરતા. ૭
સરરર તોળિ ગદા અભિમન્યુએ કડડ ઝીંકિ જદા પ્રતિપક્ષિ શું,
ચરર ચિત્ત ચિરાઇ જતાં તહીં 'અરર !' ઘોષ થયો કુરુસૈન્યમાં. ૮
પણ ત્યાં અંગઆપત્યે સરકી કુરુકુંજરે
ઝીંકી ભીમ ગદા સામી કરતાં ગર્વગર્જના. ૯
સ્વબલથી અભિભૂત જ એ થયો, ક્ષિતિતલે અભિમન્યુ ય ત્યાં પડયો;
કડડ કંપ્યું અનન્તનું આંગણું, ખળભળ્યા ક્ષિતિના સહુ સિન્ધુઓ. ૧૦
પડ્યા ભૂમિ પરે બંને વીરો ત્યાં નિજ વેગથી,
પણ ત્યાં પલમાં પાછો દૌઃશાસનિ ઊભો થયો. ૧૧
ઊભો થતાં જ ઉઠતા અભિમન્યુ સાથે
વિદ્યુત્ સમી નિજ ગદા પળમાં જ ઝીંકીઃ
વ્યાયામશ્રાન્ત રણવીર રણે હણાતાં
ગાજી રહ્યો કુરુકુલાંકુર સિંહનાદે. ૧૨
ગૌરક્ષા કાજ ચાલ્યા નિજ જનક તણી આમ કર્તવ્યપૂર્તિ
થાતાં, એના શરીરે અમર દિપિ રહ્યો એક આનન્દજ્યોતિઃ
ઉત્કંઠી અપ્સરાઓ અમર કુસુમ ત્યાં વીરને અંગ વર્ષે
ડૂબન્તો ભાનુ યે ત્યાં કનક કિરણથી વીર્ય એનાં વધાવે. ૧૩
સૂર્યમંડલ ભેદીને વીરનો જ્યોતિ આત્મનો
બ્રહ્મમાં ભળતાં, વિશ્વે શોકોદધિ ફરી વળ્યો. ૧૪

## ૨૪ દુલેરાય લાખાભાઇ કરાણી—

### ઝારાનૂં મયદાનેજંગ

ધસ ધસ ધરણીનો પટ ધ્રૂજે, ફણી કાળ ધ્રૂજે વિકરાળ
શેષનાગ પર સૃષ્ટિ ધ્રૂજે, ધ્રૂજે દિશા તણા દિકપાળ,
પૃથ્વીનો પલટાતો રંગ! ઝારાનૂં મયદાનેજંગ! ૧

કચ્છ તખ્ત પર રાવ ગોડજી અડગ શૌર્યમૂર્તી સાક્ષાત,
જીવણ શેઠ દિવાન પદે ને સદી ઓગણિસની શરુવાત:
સળગી રણસંગ્રામ—સુરંગ! ઝારાનૂં૦ ૨

દિવાન પદ ન મળ્યાની ઝાળે જળતો લોહજ પૂંજો શેઠ:
ઇર્ષ્યાનો પાવક તરપતવા અઘટિત કાજે બાંધી ભેઠ:
અન્યો અવર સાધવ મનભંગ! ઝારાનૂં૦ ૩

વાયૂવેગે સિન્ધ સંચર્યો, શોધ્યો ગુલાબશાહ સરદાર,
સાયર સમ લશ્કરમાં લાવ્યો સિન્ધી સાડૂ સાઠ હજાર:
માતા સદઝરતા માતંગ! ઝારાનૂં૦ ૪

જુદ્ધતણાં આમંત્રણ ઝીલી ઠેક્યા જાડેજા જડધાર,
કકકલ છચ્છરના વંશજ ને કચ્છ ભોમના જાગિરદાર,
રાજભક્ત ભાયાતો સંગ: ઝારાનૂં૦ ૫

વિંઝાણ ટીલે વીર લખાજી સીંઢળ બાંધ્યા જેના હાથ,
ભીમ સમો ભડવીર ભીમજી જેને શિર છે ભોળાનાથ,
નરા તણો ઠાકોર અઠંગ, ઝારાનૂં૦ ૬

ફૂંકાયા રણશિંગા કેરા ઉર રણઝણતા રૈ રણકાર,
જાડેજી કુલદેવી કેરા ગગન ગાજતા જયજય કાર,
આઈ આશાપુરા અભંગ, ઝારાનૂં૦ ૭

વંકા કચ્છ તણા વીરો ને વંકા થનગનતા તોખાર,
વંકા વાંકડિયા શિરપેચો, મૂછો પણ વંકી વળદાર,
વંકી કચ્છધરા પણ વ્યંગ્ય! ઝારાનૂં૦ ૮

ઊંટો પર જંજાલો ચાલી   ચાલી બન્દૂકો ને તોપ,
રણે ચડ્યા બ્હાદુર બખતરિયા   મસ્તક ધારી ધીંગા ટોપ, -
ભડક્યો ભુજિયા તણો ભુજંગ! ઝારાનૂં ૯

સાંઝ સમે સિન્ધી સેના અંન   જળ વણ થાકે થઇ હેરાન,
કચ્છી વીર મહારથિઓનાં   ઝારા ડુંગર પર મેલાણ:
ચમક્યા કાનન તણા કુરંગ: ઝારાનૂં૦ ૧૦

વિશ્વાસૂ કચ્છી પર તોડી   કૉલ ઊલટ્યા દગ્ગલબાજ
ઝાકળમાં ભાંભળકે લડતાં   'નિજ' 'પર' ભેદ ગયો સહસાજઃ
અસિ ચાલી ત્યાં એક સળંગ! ઝારાનૂં૦ ૧૧

ચડાવનાકે માંડેલી તે   પ્રથમ ભડાકે ફાટી તોપ;
મચી રહ્યો ભય ને કોલાહલ,   —કિસ્મતનો આ કેવો કોપ,
પલમાં પલટી ગયો પ્રસંગ! ઝારાનૂં૦ ૧૨

શિર પડતાં ય સતાણી શૂરે   સિન્ધીમાં વર્તાવ્યો કેર,
મસ્તક વણ સહસ્રસ્ત ઘુમે   ધડ ને ઘૂમે અવની ચોમેર!
ઝારાનો રણવીર અભંગ! ઝારાનૂં૦ ૧૩

કૈંક પડ્યાં ધડ ચરણ ધરણિ પર, કૈંક કપાતાં ઉડતા હાથ,
કૈંક રવડતાં મુંડ તુચ્છડાં   ફરફરતા સોવાળા સાથ!
વ્યોમે વર્ષે અંગ પ્રત્યંગ! ઝારાનૂં૦ ૧૪

ચંડી નાચે કાલી રાચે   રુંઢમાળ શિવની ઉભરાય!
શિયાળ સમડા ગીધ તણી પણ   હા! હા! શી ઉજાણી થાય!
રુદ્રજટામાં કમ્પે ગંગ! ઝારાનૂં૦ ૧૫

શોણિતની છોળો ઉછળે ને   મડદાનાં ઢગલા ખડકાય,
ભૈરવ કાળો હસે ભયાનક   ખપ્પર જોગણિનાં છલકાય,
રુદ્રજટામાં કમ્પે ગંગ! ઝારાનૂં ૧૬

મીર પડ્યા રણધીર પડ્યા   કૈં આશાવન્ત અમીર પડ્યા,
કો પીઠી ચોળેલે અંગે   સુરંગના લગ્ને ઉપડ્યા
ચડ્યા તજી જે નવલ પલંગ! ઝારાનૂં૦ ૧૭

ખ્હાડ પડયા દાતાર પડયા   કો શૂરાના સરદાર પડયા,
સમરાંગણ મખકુંડ પાવકે   લક્ષ માડુ બલિદાન ચડયા,
દીપકમાં જેમ પડે પતંગ! ઝારાનું ૧૮

ઝારા કેરા યુદ્ધ ઘોરનો   અસ્ત થયો એ રીતે શોર,
માણસ માત્ર નિમિત્ત બને   ને કુદરત પડદે એ ચેદોર,
કચ્છિ વીર્યનો ફટકયો રંગ! ઝારાનું૦ ૧૯

## ૨૫ ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (સુન્દરમ્)-

### બુદ્ધનાં ચક્ષુ

ભલે ઊગ્યાં વિશ્વે નયન નમણાં એ પ્રભુતણાં,
ઉગ્યાં ને ખોલ્યાં ત્યાં કિરણકણિ આછેરિ પ્રકટી;
પ્રભા ત્યાં ફેલાઈ જગત પર દિવ્યા મૃદુલણી;
હસી સૃષ્ટી; હાસે દલ કમલનાં ફુલ્લ બનિયાં. ૧

પ્રભો, જન્મે જન્મે કર ધરિ કંઈ શસ્ત્ર ઉતર્યા,
નખાગ્રે, દન્તાગ્રે, દમન કરિયૂં શબ્દછલથી;
સજ્યૂં કે કોદંડ, ગ્રહિ પરશુ, ચક્રે ચિત્ત ધર્યૂં,
પ્રભો, આ જન્મે તો નયનરસ લેઈ અવતર્યા. ૨

વિધાતાનાં દીધાં નયન કરિને બન્ધ જગ આ
ભુજાએ ઝૂઝન્તૂં કુટિલ મનનો આશ્રય લઈ;
પ્રભો, આવી આપે નયન જગને અર્પણ કર્યાં,
તમન્તૂં અન્ધારે જગત નવ ચક્ષે જગવિયૂં. ૩

મથ્યા લોકો ખુલ્લાં નયન કરવા બન્ધ પ્રભુનાં,
પુર્યાં કિલ્લે, મ્હેલે, રમણિભુજને પંજર વિષે;
વિદાર્યાં એ બન્ધો, નયન ઉઘડયાં ચેતનભર્યાં,
ન ઊંઘ્યાં જાગેલાં, મુરછિત દગોને જગવિયાં. ૪

ફરી ખૂણે ખૂણે જગત નિરખ્યૂં નેત્ર સદયે,
લહ્યું—સૃષ્ટીખાડે ખદબદિ રહ્યા કીટ જગના

જરા વ્યાધીમૃત્યુ ત્રિવિધ વમળે ડૂબિ મરતા;
અને બીજા જીવો ઉપર નભતા જીવ નિરખ્યા. ૫

ઘુમ્યાં શાન્તીઅર્થે વન વન તપો તીવ્ર તપિયાં
ન લાધ્યું ઇચ્છેલૂં: નયન ભમતાં ત્યાં લિરમિયાં:
સર્યાં તે મીંચાઈ નિજ હૃદયને સાગરતલે,
ઠરી આત્માગારે વિરલ લઇ મુક્તા ઉઘડિયાં. ૬

અને આત્મસ્નાને અધિક થઇને આર્દ્ર નયનો
ખુલ્યાં ના ખૂલ્યાં ત્યાં પ્રણયરસગંગા અવતરી:
વહી તે ફેલાતી સભર જડ ને ચેતન વિષે:
કૃપાગંગાસ્નાને અવગતિ ટળી જીવ સહુની. ૭

ઉધારી સૃષ્ટીને નયનજલથી ચક્ષુ પ્રભુએ
શમાવ્યાં, ત્યાં બીજાં નયન જગને અન્તર ખુલ્યાં.
પછી ઝંઝાવાતો ઉમટી કદિ એને સુઝવતા,
–તુફાનો દાબી એ દ્વિગુણ બલથી તે ચમકતાં. ૮

સુંદરજી ગોકળદાસ બેટાઈ—

મદનવિજયી લોચનદાન

પુણ્યની શાંત મૂર્તિશી સાધ્વી, લલિતલોચના,
સુવર્ણા, નીરવા, જાણે નિર્વાણાગ્નિતણી શિખા; ૧

બુદ્ધબોધમયી બાલા, કૃશાંગી, કરુણાપરા,
પ્રેમથી એ ભરી, જાણે જલગર્ભા વસુંધરા; ૨

કુટીમાં એકલી બેઠી જ્ઞાન ધ્યાન ધુરંધરા,
વિલોકે વિશ્વ અંધાયૂં અંધારે, આત્મલોચના. ૩

સુણિ ધ્વનિ દમયીસો કોઇના ચાલવાનો;
હરિણી સમ વિકાસે દૃષ્ટિ ઉત્કંઠ બાલા;
ચમકતિ જરિ હૈયે જોઇ આવંત ભિક્ષુ
નિજ કુટિ પ્રતિ આજે,–કેમ એ કોણ જાણે ? ૪

ઉઠી સત્કારવા સાધ્વી બારણે જોઇ ભિક્ષુને
છવાયેલી દિઠી આજે ગ્લાનિ સાધુતણે મુખે. ૫
બેસે એ આસને પાસે સ્વીકારી આવકારને
કિંતુ સહોદરા વૃત્તિ આજ ના વદને રમે. ૬

આજે મટી સુર અસુર હતું થયેલું
એનું શુચિ હૃદય કામવડે ગ્રહેલું;
સંબોધિ એ નવ શકે શુભ 'બ્હેન' શબ્દે,
ઊંડે ઉંડે ભગિનિભાવ છુપેલ તો યે. ૭

દીર્ઘ કાલ ટક્યું મૌન; અંતે બોલી સુલોચના,
"બંધુ, તું મૌન કાં સેવે? પીડે શી ઉર વેદના?" ૮

ઊઠે જળી અનિલની લહરી અડયેથી
ધૂંધી રહ્યો અનલ જે ચિરકાલ સુધી;
ઊઠયો જળી ધુંધવતો સ્મર સાધુ કેરો,
વાણી શિખા મહિં તપસ્વિનિ શબ્દ વાયો. ૯

"અર્પેયો હું ગુરૂં વ્હાલી, પ્રેમ વહ્નિ વિષે સહા
શીળૂં પીયૂષ વર્ષીને ઠાર એ શશિશીતલા!" ૧૦

વીંધાય કેવિ હરિણી શરપાત થાતાં!
આશ્ચર્ય ને ભય થકી તડકે બિચારી!
તેવી વિંધાઇ હૃદયે અનભિજ્ઞ બાલા,
આશ્ચર્યમુગ્ધ, ભયકંપિત, કામિશબ્દે. ૧૧

દે ઢાંકિ વાદળપટે મુખ તારિકા શૂં
લજ્જાભરી, નિરખિ ભિક્ષુની પાપવૃત્તિ?
ક્રોધે ભરી પ્રલયચીસ પ્રચંડ દેતી
ગાજે શું આ ધુરકતી સઘળી દિશાઓ? ૧૨

ઊઠયો સહા અનલ સાધ્વિ તણે દિલે, ને
તેની પ્રચંડ સળગી નયને શિખાઓ;

એને મહાબલથિ સંયમ આડ બાંધી
બાલા દયાર્દ્ર ભર્યપ્રેમ સુશીલ બોલીઃ ૧૩

"બંધૂ, અરે કયમ ભુલે! હું છું બુદ્ધપુત્રી,
ત્હારાય મા વિસર! બુદ્ધ પિતા વળી છે;
બાંધ્યાં સખા ઉર સહોદર ભાવસૂત્રે,
તે તોડવા વિપથ યત્ન કરે તું શાને?
કાં રે ભુલે શુભ વ્રતો ગુરુ બુદ્ધ કેરાં?
શેણે બુઝયો પુનિત આત્મતણો પ્રદીપ?" ૧૪

"જ્ઞાન ને નીતિનાં ઠાલાં થોથાં ના મુજને રુચેઃ
ઘેલૂં ઘેલૂં લવે તેથી પ્રેમહિંસા ન શૂં બને?" ૧૫

"નહિ નહિ ભ્રમકેરી જાળ ગૂંથી ગુંથિને
વધુ વધુ સપડાવૂં આમ તૂંને ઘટે છેઃ
નવ નવ કદિ હોયે પ્રેમ ને કામ એકઃ
નવ પરખિ શકે શું અગ્નિ ને આગિયાને! ૧૬

સ્મર સ્મર જરિ હૈયે તાતના બોધ ઊંચા
જરૂર જરૂર તૂંને લેઇ લેશે ઉગારીઃ
પતન સમજજે આ પાપકેરી ખિણોમાં,
નવ નિકળિ શકાશે, જો પડ્યો એક વાર.
નિરખ નિરખ કે તૂં કોણ, ને કોણ હૂં એ!
જરૂર સમજજે આ દેહનો મોહ કૂડોઃ—" ૧૭

"ઓ સુંદરી, રસિકને રસલ્હાણ લ્હીણો
તૂં રાખ કાં, રસિકડી, બહુ વાર સુધી?
આ હૂં રસાર્ત્ત સહતો રસશોષ ઊંડો
તો યે દયા કયમ સ્ફુરે નવ, ચારુગાત્રિ? ૧૮

લજ્જાહીન વદી આમ સાધ્વીને સ્પર્શવા ઉઠે,
પરંતુ તુરત બાલાની દૃષ્ટિની વીજળી પડે. ૧૯

ચસી નવ શકયો ભિક્ષુ, કિંતુ કામ ઘટયો નહીં,
અંધ જોઇ રહ્યો કાંઈ બાલાના સુખડાસહીં. ૨૦

દુખિ થઇ અતિ બાલા પાપિની જોઇ પીડા,
બળતિ હૃદયમાંહે શોભના ચારુશીલા;
હૃદયમહિં વહ્યાં કૈં વારિ મીઠી દયાનાં,
સરલ હૃદય ઇચ્છે પાપિને પ્રેમ પાવા. ૨૧

હૃદયદુખ દબાવી બુદ્ધબાલા દઢા એ
વદન જરિ નમાવી પાપિને આમ પૂછે,
“વદ નિરખિ રહ્યો શૂં આમ ચામે મઢેલા
મુજ મુખમહિં, ઘેલા, રક્તમાંસે ભરેલા?” ૨૨

“અમી નિર્ગલતાં ત્હારાં લોચનો શાં સુલોચના!...” ૨૩

“હું હું હું બ્હેન, શું આ!” વદતો રહે લલિત લોચન હસ્ત વિષે પડેઃ
હૃદય રૂંધતિ સ્થૂલ શિલા ખસે, ઉર તણાં જલ આંખથિ ઊલટે.” ૨૪

## ૨૭ કૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી—

### સ્વરાજ્યરક્ષક √

ધીમે સરી શાશ્વત બ્રહ્મચારિણી ઉષા પ્રસારે ભગવી પ્રભાને,
કર્મણ્યતા પાય વસુન્ધરાને, સુધાસ્મિતે ચેતન દંડ ધારિણી. ૧

વાંછી સુખો લોક સમાજ સર્વનાં પળ્યા પ્રવાસે નિજ કર્મદંડી,
સમર્થ સ્વામી ચહિ ધર્મઝંડી સ્વરાષ્ટ્રના પ્રેરક મુક્તિપર્વના.
ઇચ્છયૂં મળે સ્વામિ શિવાજિરાજને શિષ્યો થયા ચાર સમર્થ સાથ;
ધૂખે નભે વ્યોમ પ્રકાશનાથ, સહે ગણી ધર્મ સ્વરાષ્ટ્ર કાજને. ૩

મધ્યાહ્નના અગ્નિ અસહ્ય વર્ષતા, સ્વામી સુતા શીતલ વૃક્ષ છાંયે,
લળી લળી વૃક્ષ સુવાયુ વાયે; જ્વાલા ઝરે; સ્વામિ અગરુથ હર્ષતા. ૪

શિષ્યો ફરે ખેતર, આસપાસ હસી રહ્યો શેલડિવાઢ ભાળી
પેઠા, નથી કો કયહિં યે નિહાળી, ચૂસી ચુસી સાંઠ કરે ખલાસ. ૫

ટીપે ટિપે ખેડુત સ્વપ્નસેવે એ શેલડીમાં રસ મિષ્ટ પૂરે;
જોઈ રહે સર્વ ઘડીક શૂરે, હાથે ધરી ડાંગ પછી ધસે એ. ૬
"ઊભા રહો, આ ઘડિ રે હરામી! આ શેલડીનો પણ સ્વાદ ચાખો!"
દેખી ધસી આવતિ લાલ આંખો નાઠા જ્યહાં વૃક્ષ તળે જ સ્વામી. ૭
સમર્થ હાસે મધુરૂં સુહાસ ખેડૂ ઝપાટે ત્યહિં આવ ઊભો;
"ચોરો બધા, તૂં સરદાર સૌનો!"-સોટા ઝપાટ્યા નવ લીધ શ્વાસ. ૮
સ્વામી હસે, લાલિ ચડન્ત ગાલમાં, સોટા સહી થાય ગુલાલ વાંસે;
ફુદી પછાડે કૃષિકાર શિષ્યે,-સ્વામી વદે, "ખેડુત હાથ ઝાલ મા!" ૯

સ્વહસ્તે સ્વામિને રાજા શિવ સ્નાન કરાવતા;
નિહાળી લાલ વાંસાને ક્રોધથી રાય કાંપતા. ૧૦
"કહો કહો કારણ શૂં સમર્થ?" "કશૂં નથી, વત્સ," સમર્થ ભાખતા;
પુછી પુછી રાય શિવાજિ થાકતા; કર્યાં પ્રયત્નો સહુ જાય વ્યર્થ. ૧૧
શિષ્ય એકે કરી વાત, રાયનો ક્રોધ માય ના;
"સેવકો બાંધિને લાવો, જરા યે ઢીલ થાય ના." ૧૨
ઊભો ધ્રુજે ખેડુત રાય સામે, કાંપી રહ્યા ક્રોધથિ ઓષ્ઠ રાયના:
શિવે મુકયૂં શીર્ષ તથાપિ પાયમાં,-"શિક્ષા કરૂં શી હું સમર્થ આને?" ૧૩
હસી વદ્યા સ્વામિ સુમન્દ હાસ, "શિવાજિ, એનું કર દાણ માફ."
રાજા બની સ્તબ્ધ હુવા અવાક: ખેડૂ પડ્યો પાય સમર્થ પાસ. ૧૪
"બેટા, અમે સર્વ હરામ ભક્ષક; ડર્યો નહીં શિષ્ય સમીપ ચાર;
વડો ગણી ચોર કર્યાં પ્રહાર:-સન્માન એવા તું સ્વરાજ્યરક્ષક." ૧૫

૨૮ રસિકલાલ છોટાલાલ પરીખ (મૂસીકાર)—

કલાદૃષ્ટિનો વર.

માથે મધ્યાહ્નનો સૂર્ય તાપથી દિલને દહે
સ્વેદથી આર્દ્ર કો પાન્થ નીસાસા નાખતો ભમે. ૧
પ્રણયિની હૃદયે સ્મર લો હતો, હૃદયને સ્મર તો દહતો હતો;
મૃદુલ ભાવભિની સ્મૃતિ પૂર્વની ભજવતી રસકેલિ પ્રિયાતણી. ૨

વિવશ ચિત્ત થયૂં સ્મૃતિખેલથી, વિકલ દેહ થયો રવિતાપથી,
ટહુકિ કોયલ આમ્રઘટાથકી, પથિક આત્મ તણી હરતી ધૃતિ. ૩

વાયો ત્યહીં અનિલ આર્દ્ર સરિત્તટેથી
દીઠો વિશાલ સહકાર ભરેલ મ્હોરે;
બેઠો જઈ વિવશ પાન્થ રસજ્ઞ પ્રેમી
જામી સમાધ હૃદયે રસિકેશ્વરીની. ૪

કામાવસ્થા અનુભવિ હતી પૂર્વ ના આવિ કો દી,
જેમાં મૂર્તિ પ્રણયિનીં તણી હોય આલમ્બને ના;
ગાળી ભેદો જગત ભરના વ્યાપિ હૈયે સમાધિ,
ધીમે ધીમે તનમય થયૂં ચિત્ત એ તત્વમાંહીં. ૫

રસલીન થતાં તે તો ભેદભાન ભુલી ગયો;
પ્રકૃતિરૂપને પામી શક્તિને શરણે ગયો. ૬

ત્રિપુરસુન્દરી ત્યાં કમલાનના લલિત ભાવ ધરી અવકાશમાં
જગતના અવકાશથિ નીકળી મધુર મૂર્તિ રસેશ્વરીની સ્વયમ્! ૭

વિશદ ભાલ પ્રભામય દેવીનૂં સુભગતા જગની તિલકે ધરે,
નયન નેહસુધા વરસાવતાં, અધર મોહક, મૂર્છક, વર્ણ્ય ના! ૮

ધવલ અંશુક છાદિત દેવીના મદભર્યાં ઉરનો શું ભરાવ એ!
મદનનો જિતનાર જિત્યાથકી ગરવથી વિલસે શું પ્રભાવ એ! ૯

અલક પુષ્પભર્યાં અભિલાષથી પૃથુ નિતમ્બ તણા પરસે રસે,
કુસુમમંડિત દેવી કવીશ્વરી મધુર દર્શન ભક્તદિલે દિયે. ૧૦

દેવીના દર્શને મોહ્યો આત્મભાન ભુલી ગયો
ભક્તિથી મોહિને દેવી રસાસ્વાદ દઈ જશે. ૧૧

કૃતાર્થ તને નિરખી રહી વદે "સહીશ શી રીત વિયોગ, દેવિ હું?"
કૃપાળુ દેવી કરુણાર્દ્ર કંઠથી સુણાવતી તત્વ નિગૂઢ વિશ્વનાં. ૧૨

"વિશ્વમાં સર્વ વ્યાપી હૂં ભૂત પલ્લવ પ્રાણિમાં
મૂર્તિ મ્હારી વસે તો યે સ્ત્રીલાવણ્યતરંગમાં. ૧૩

કલાથી રીઝનારી હું, કલાધરો મ્હને પ્રિય,
શ્રીને જે અર્ચનારાઓ તે બધા ભક્ત સાહરા. ૧૪
રસમાં રીઝનારી હું, આનન્દમય મૂર્તિ હું,
આનન્દ દૃષ્ટિથી દેખે રસિકો કવિઓ મ્હને. ૧૫
પ્રેમ ને ભક્તિ હું જોઈ રીઝું છું આજ તાહરી,
—અમોઘ દઉં છું દૃષ્ટિ કલા-આનન્દની ત્હને!" ૧૬

પ્રમુદિત થઇને સુણી રહે એ અનુભવતો કંઇ ભાવ એ નવીન;
અવિદિત ગતિથી સરે ય દેવી અકલકલા કવિ એ રહે નિહાળી. ૧૭

## ૨૯ નવલરામ લક્ષ્મીરામ પંડ્યા—

### ઇતિહાસની આરસી

ઇતિહાસની આરસી સાહી મેં જોયું માંહીં,
થિરથાવર દીઠું ન કાંઇ ફરતી છે છાંહીં. ૧
આ મુલક બધામાં આજ, ક્યાંના ક્યાં રહેતા,
ઇંગ્રેજ કરે છે રાજ, જગમાં જશ લેતા ૨
પણ એંશી જ વર્ષ પછાત જો જોઈયે ઝાંખી,
દિસે દક્ષણીઓ ગુજરાત ઘૂમતા ડર દાખી. ૩
શો પેશવાઇનો દોર! પુણેથી સંચરતા,
બહુ ચકરાં જાલમ જોર, "ઇકરે યા!"—કરતા. ૪
માંડ્યા રાજ્યે અધર્મ અપાર, ધર્મનું કહાવે જેઃ
કરિ ચાર દિવસ ચમકાર શૂન્ય થયું સ્હેજે. ૫
પેશવાઇ પહેલાં મુઘલાઇ ચાલતી ચોપાસે;
અંહિં સ્થાપી અકબર શાહ, બાંધિ નીતીપાશે. ૬
નહિં જુલમ, ન ઝાઝું દાણ, નહીં પક્ષાપક્ષી
દિધું દેશીને માન સમાન, દેસાઇગીરી બક્ષી. ૭
ટકિ બસેં વરસ મુઘલાઈ, તે આને યોગે
જ્યારે રાજ્યનીતિ બદલાઈ પડી મરવા રોગે. ૮

આ બસેં વરસ પણ બાદ કરી જો પછવાડે,
પાદશાહી અમદાવાદ સ્વતંત્રપણે લાડે. ૯
"કુત્તે પર આયા સસ્સા -બસાયા શહર શાહને"
આ આસા ભિલને અસાઉળે -ગરજ્યું તેજાંને ! ૧૦
થયો મ્હેંમદ બેગડો એક છેક મહા મોટો;
બાંધ્યાં મસ્જિદ મિનાર અનેક, શહેર, સણીગ, કોટો. ૧૧
હતો ઝબરદસ્ત બ્હાશૂર મહા મોટો જંગી;
ચડી વ્હાણ, લડી, ચકચૂર કર્યા બહુ ફીરંગી. ૧૨
પણ ચૌદસેં બાર અગાઉ હતૂં કયાં શહેર જઃ
હવે પાટણપુરને ગાઉં -થયો અકરાકેર જ. ૧૩
સન તેરસેં પૂરાં માંહ્ય થયા હિન્દૂ પૂરા,
પડયું પાટણ, વર્ત્યો ત્રાહ્ય -ધિક્ક નાગર નગુરા ! ૧૪
પેઠા મુલકમાં મુસલમાન 'મારૂં મારૂં !' કરતા;
લુંટે, ફૂંટે, વટાળે, લે જાન, વહૂ દિકરી હરતા. ૧૫
લડ્યા પડ્યા હજારો શૂર, 'ભલે સારી મરિયે';
વહ્યું લોહિ જેમ જળપૂર, ડુબ્યો દેશ તે દરિયે. ૧૬
એ દિવસ પડી જે પોક, હજી ગગને ગાજે !
એ દિવસ દેશીઓ શોક કરોને મળી આજે ! ૧૭
એ દિવસ થકી પરતંત્ર થયા, લાગિ ખાંપણ રે !
એ આગે હતા સ્વતંત્ર હિન્દુ સૌ આપણ રે ! ૧૮
વધ્યો શોક થંભ્યું મુજ ગાનઃ જ્ઞાન આ એક જ રેઃ
વિણ ધર્મ નવલ આ સ્થાન ચલિત સૌ છેક જ રે. ૧૯

૩૦ નર્મદાશંકર લાલશંકર—

સુરત

આ તે શા તુજ હાલ, 'સુરત, સોનાની સૂરત !'
થયા પુરા બેહાલ, સુરત, તુજ રડતી સૂરત !
રે હસી હસી ને રડી ચડી ચડિ પડિ તું બાંકી,
દિપિ ક્રન્દનમાં જડી, પડી રે રુધિરે ઝાંખી ! ૧

કન્ચનમણિનો દેવ જેમ વેચાયો કડકે,
સુકુમારો તુજ દેહ તેમ વ્હેંચાયો ભડકે!
ઊર ઉપર એ બુરજ શોભતા ઉડતા રંગે,
ઢળી પડ્યા, નહિં નૂર જ, ક્ષોભ પામે છે ઢંગે! ૨
તન તણા ચળકાટ —ખડયાં ફૂલાં કહાં આજે!
ભર્યા ગાલના ઠાઠ —પડયા કૂવા કહાં લાજે!
ઠર્યા હોઠ જે લાલ મુજે તે ફીક્કા કાળા,
દાંત તણાતા હાલ, —સુઝે મરવાના ચાળા! ૩
રુડું અણિયાળું નાક બેઠું ચાંઠાંએ ભાસે!
ગયું હાય રે નાક —નીચું સાંડું નીરાસે!
તેજસ્વી મુખ જેહ કુદરતનું સૂરજ જેવું,
ડરામણું ફિક્કું તેહ સુરત તુજ, ઘૂવડ તેવું! ૪
ગોરું કારમૂં રૂપ ખસાં પૂનેમે જેવું,
થયું વેઠતાં ધૂપ અમાવાસ્યાએ તેવું!
તન પર સુરખી લાલ ઉડી રહેતી ચડતીમાં,
ધૂળ ઉડે છે હાલ ભુંડી દુખદા પડતીમાં. ૫

૩૧ દલપતરામ ડાહ્યાભાઈ—

ગુજરાતી ભાષા વિષે

શોધ્યૂં સંસ્કૃત દીક્ષિતે ભટજિયે, અન્તે તજી ગર્વને
ભાષા સોરઠની છટાથિ ભણવા શિક્ષા કહી સર્વને;
જે શિક્ષા સઘળે પ્રમાણ ગણિ છે ગીર્વાણ વાણીશ્વરે
તે ભાષા ગુજરાતિ સદ્ય સુજને આપી રુચી ઈશ્વરે. ૧
જે ભાષા નરસિંહ નાગર કવી શોધી ગયો સૂલભે,
પ્રેમાનન્દ ભટે વખાણિ વળતી, ભાખી ભટે વલ્લભે;
દેવીદાસ, મિઠો, અખો, પ્રિતમ તે, સંખ્યાસીઆના મળે—
કૃષ્ણે, ને રણછોડ, કહાન રઘુએ, શોભાવિ છે શામળે. ૨
ભારત ને ભાગવત રચેલી છે રામાયણ,
રેવાખંડ શંકરપુરાણ પણ સારાં છે;

વૈદક, જ્યોતિષ, ને વેદાન્ત વાદ, વાર્તાઓ,
નાગરી નારીનાં ગીત ચિત્ત ચોરનારાં છે;
જોડેલા જે જતિઓના રાસમાં કચાશ નથી,
પ્રેમભરી ગર્બીઓ ને પદ પણ પ્યારાં છે;
ભારતીનો ભેદ ત્હને ભાવી ગુજરાતી ભાષા,
સારે શણગારે જેનાં અંગ શણગાર્યાં છે. ૩

આવ ગિરા ગુજરાતિ ત્હને અતિ શોભિત હૂં શણગાર સજાવૂં,
જાણનિ પાસ વખાણ કરાવું, ગુણી જનમાં તુજ કીર્તિ ગજાવૂં;
ભારતવર્ષ વિષે બિજિ ભારતી માનવતી તણું માન તજાવૂં,
દેશ વિષે દલપત્ત કહે ભલકો તુજ જો ભલિભાત ભજાવૂં. ૪

પણ પ્રભુની સહાયતાથી પાર પાડી શકું
સરૂપૂરણ જોઈએ સ્વદેશીની સહાયતા;
વિદ્વાન મંડળ મળીને મંડે એ જ કામ
ચિત્તમાં ધરીને નિજ ભાષાની ચહાયતા;
ગૂંથીને અનેક ગ્રન્થ સુધારો વધારો કરે,
નિશ્ચલ થઈને નિત્ય આપશે જો ન્યાયતા;
કહે દલપતરામ તો જ થાય પૂરૂં કામ;
એ વિના તો અન્ય નથી સુઝતી ઉપાયતા.
સ્વદેશ સુધારવાની સભાનો છું સભાસદ,
સુબોધક સજ્જનોના સાથમાં શામીલ છૂં;
ચૌટામાં લુંટાણી મહારાણી ગુજરાતી વાણી,
જાણી તેનું દુઃખ ઘણો દીલગીર દીલ છૂં;
હિન્દી ને મરાઠી હાલ પામી છે પ્રતાપ પ્રૌઢ,
સ્વદેશી શિથિલ રહી, તે દેખી શિથિલ છૂં;
કહે દલપતરામ રાજ અધિરાજ સુણો,
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છૂં.
વાણી ગુજરાતી રૂડી રાણી જાણી આજ.
હું વજીર તેનો બની કરૂં તેનું શુભ કાજ.

૭૨ જીવાભાઈ અમીચંદ પટેલ—

### માડીની ઝૂંપડી

દુઃખિયાંનો વીસામો રે માડી ત્હારી ઝૂંપડી,
રણવગડાનો છાંયો રે આંધળિયાંની લાકડી:
કુંજનિકુંજે લચી વલ્લરી નિર્ઝરણાં સન્તાય,
ચમલ કમલદલ પર પંખીડાં બ્રહ્મલીલા શાં ગાય:
રઢિયાળી એ વાડી રે સોહવતી જે ઝૂંપડી:
આજે ખાવા ધાતી રે નિર્જન રણમાં ઝૂંપડી:
ધર્મ કર્મ રસ કસ લૂંટાયાં ઘર ઘરવખરી હીર,
છતી સન્તતિ સત્ત્વ લુંટાયું ખેંચાયાં તુજ ચીર:
લૂંટાતી એ માડી રે ખાલી ત્હારી ઝૂંપડી:
ખાલી તો યે ઝ્હારી રે માડી ત્હારી ઝૂંપડી:
ધણ ખૂટયાં ખેતર સૂકાયાં દવ કેલ્યો ચોપાસ
રાતી પિલુની આંખડિ દેખી ઝૂખી પાસે ત્રાસ:
તેને સોડે સ્હાતી રે વ્હાલી માતા રાંકડી:
પોષણિયાં શી પાતી રે આછી જાડી રાબડી:
વન વીંટયાં સીંચાણે સઘળાં અવશ પડયાં તુજ બ
ઠામ ઠર્યાંને હડધુત કરીને રણવગડે દે માર:
અંકે લેવા ધાતી રે તેને માતા રાંકડી,
શીળા છાયે છાતી રે માડી ત્હારી ઝૂંપડી
ચણ કણ કાજે વન વન વીંઝે તુજ બાલૂડાં પાંખ,
પણ સુખદુઃખનાં લ્હાણાં લેવા ઠરતી તુજ પર આંખ
અન્તે તું સંઘરતી રે માતા ઝ્હારી દૂબળી,
પ્રભુ પન્થા દાખવતી રે માડી ત્હારી ઝૂંપડી:
તું જ જીવન અમ, તું સર્વસ્વ, તું જ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી સુરલોકનૂં તું દ્વાર:
નન્દનવન શી વ્હાલી રે માડી ત્હારી ઝૂંપડી,
જન્મભૂમિવત પાળી રે શણગારીશું ઝૂંપડી:

## ૩૩ હરિલાલ હર્ષદરાય ધ્રુવ—

### શાંત સ્વસ્થ કેસરી : વિકરાલ વીર કેસરી

લાંબા પ્હોળા પ્રસારી કર, અરધ મિચી આંખ, માથું વચાળે;
ફેલાતી કેશવાળી, ચળકતિ શિ ઝલે દેહ દેદીપ્યમાને!
સંકોચે લે છુટે કૈં નિકટ નિજ વશા, બાલ સ્વચ્છંદ ખેલે,
મુદ્રા શૃંગાર—વાત્સલ્ય—અતુલ બલની! કેસરી કોણ હેલે? ૧
ભેદે કુંભસ્થલો જે મદકલ ગજનાં વજ્રશક્તી શમી છે;
આપે ગર્ભો ગળે રે વિકલ મૃગલિના, ગર્જના જો ખસી છે;
જ્વાળા ના તે જણાયે ધખતી અસહના, તપ્ત અંગાર ઝર્તી,
ફૂંઝા કૂંઠે દગે શ્રી હચતમિસુતિમાં સુપ્ત શી સૌમ્ય સ્ફુર્તી! ૨
અગ્ની ચોમેર વર્ષે, ગિરિ પણ ડરતો વૃક્ષગુલ્માદિ છાય
આપે આપે અમાપે! ઝરણ જલકણે લીન શો લ્હેર વાય!
ના કોઈ દ્વારપાળો, સમિપ અનુચરો, રાજમર્યાદ તો યેઃ
બ્હી બ્હી વાયુ વહે ત્યાં ઇતર રવ કહીં! શાંતિસામ્રાજ્ય સોહે. ૩
ભીતિ ને ત્રાસ સ્થાને સિઠડિ મિટડિએ પ્રીતિએ વાસ પૂર્યો;
સંતાપોત્તાપબાધા કરુણ અવધિમાં દૂરનાં દૂર રે ર્‌હો!
નિર્ભ્રાન્તે ને સ્વછંદે પરસપર વળી પ્રીતસીમા બચાવી,
ખેલો આનંદિ વૃંદો હરિણ ગજકુલો, મોજમાં ભાવિ ભાવી. ૪
એ એ ઝીણાં સલૂણાં તસ તસ તસરાં સાદથી લ્હેર લાવે,
ઘૂંટે ઘૂંટે ટુહૂકી છુપિઅછુપિ ઝરે કોકિલા કેલિભાવે;
ઘૂ ઘૂ હોલ્લો ઉલ્હાસે, કઇ કઇ ચકવીશોર, ના ઘોર ભાસે;
કુંજે ગુંજી ગુફાએ, નદજલવસળે, નાદ ઘૂમે વિલાસે. ૫

ઘુઘ્ઘૂ ઘૂ ઘૂ ઘુઘવતી ગહન ગિરિ ગુફા કાનને ગાજિ ઊઠે
ર્હાડો એ ત્રાડ તોડી ગગન ઘુમિ જતી,–આભના ગાભ છૂટે!
ઊભી છે પિંગલાશી ચટપટિત સટા, પુચ્છ શું વીજ વીંઝે!
સ્વારી એ કેસરીની ત્રિભુવનજયિની! ચંડિકા એથિ રીઝે! ૧

એ તે શું નાદ કેરો અવિરત ઝરતો ધોધ આફાટ ફૂટયો !
કે એ શું ગર્જનાનો ત્રિભુવન દળતો જંગી ગોળો વછૂટયો !
વહ્નિ વર્ષે શું કરૂશે નયન પ્રજળતાં ! વજ્ર પંજે અગંજે
હા હા શું રંજ ! ગંજે હૃદય ! ભડકતા શૂરના ચૂર ભંજે ! ૨
ઝંઝાવાતે ઘુમાવી અતલ વિતલ સૌ એક આકાશ કીધૂં !
ઉલ્કાપાતે ઘુમાવી તિમિર મિહિર સૌ ઘેરિઘેરી ઘોળિ પીધૂં !
શસ્ત્રાઘાતે ચલાવ્યૂં શર-વહનિ-ઝરે લોહિનું સ્રોત સીધૂં !
ડોલ્યૂં સિંહાસને રે નૃપમુકુટ પડયો ! ક્રાન્તિએ રાજ્ય લીધૂં ! ૩
કો કો કોની સહાયે ? સહુ ભયવનમાં ભ્રાન્તિમાં ભીરુ ભૂલ્યાં !
સંરક્ષે કોણ પક્ષે ? મરણશરણમાં લક્ષલક્ષે ય ડૂલ્યાં !
તેં તેં તેં કેસરી તેં તડકિ તલપિ તેં છિદ્ર છિદ્રે વિંધાવી
સંકોડી અંગ અન્તે રુધિર ઝરણમાં ભીષ્મવૃત્તી સુહાવી ! ૪

વીરશ્રી ધન્ય એ ભક્તિ ! ધન્ય પ્રૌઢ પરાક્રમ !
અખંડોદ્દંડ સામ્રાજ્ય કેસરી વનવિભ્રમ ! ૫

૩૪ ઝવેરચંદ કાલીદાસ મેઘાણી—

ક્રાન્તિ ઝંખના

મ્હારી માઝમ રાતનાં સોણલાં ચમકી ચમકી ચાલ્યાં જાય,
મ્હારી આતમ-જ્યોતના દીવડા ઝબુકી ઝબુકી ઝંખવાય: —ટેક
ઝંપે જરી રોતાં લોચનિયાં ત્યાં ઝબકીને જાગી જવાય,
આઘે આઘે આછા ચુગનર કેરા પડછાયા પથરાય રે
મહા વીર મોટા દરશાય: મ્હારી૦ ૧
આભ લગી એનાં મસ્તક ઊંચાં ને પગ અડતા પાતાળ,
જગ જુગના જેણે કાળ હહેલોવ્યા ને ડોલાવી ડુંગર માળ રે
ક્રોડો જીવન કેરૂં ચણ પાળ: મ્હારી૦ ૨
ઠપકો દેતી હસતી મૂરતી એ ઝળહળતી ચાલી જાય,
સ્વપ્ન સરે મ્હારે કાન પડે મ્હારા દેશની ઊંડેરી હાય રે
એનાં બંધન ક્યારે કપાય: મ્હારી૦ ૩

ઘન ઘન અંધારાં વીંધણહારો જાગે કો ભડવીર,—
ડરતાં ડરતાં ડગલાં ભરતાં આ તો વામન સરખાં શરીર રે
અણભીંજલ ઊભાં છ તીર : મ્હારી૦ ૪
જરિક જરિક ડગ માંડતાં મ્હારી જનનીને ના વળે ઝંપ,
આવો વિપ્લવ! આવો જ્વાલામુખી! આવો રૂડા ભૂમિકમ્પ રે
તોડો જીર્ણતા દારુણ થંભ : મ્હારી૦ ૫

## ૩૫ ઝીણાભાઈ રતનજી દેસાઈ (સ્નેહરશ્મિ)—

### ભારતીય ક્રાન્તિનો રાસ

ઉગી આજ જગ આથમણી રાત કે ડોલે ડુંગરા રે લોલ:
ચગતા ડુંગર ડુંગર રાસ કે ગાજે કાળઘૂઘરા રે લોલ. ૧
કાજળકાળાં આથમણાં કંઈ પૂર કે ઘૂમે ધરતી ઉરે રે લોલ:
ગર્જે ગભીરા કાળમયૂર કે ટૌકા નભે ચડે રે લોલ. ૨
આભે ઝબૂકે ઝીણી વીજ કે વજ્જર ધુમઝુમે રે લોલ:
સુણી રવ કાળકા નિસર્યાં બ્હાર કે ઊંડે નભે ઝુમે રે લોલ. ૩
આવ્યાં વળી ભારતી મુક્લે ચાક કે આવ્યાં સરસ્વતી રે લોલ:
આવ્યાં તજિ ઉંમળા વિષ્ણુલોક કે આવ્યાં ઉમાસતી રે લોલ. ૪
દેવીએ કરિયલ દૃષ્ટિપાત, કે છલક્યા સાગરો રે લોલ:
દેવીએ ભોમે માંડ્યા પાય કે ગાજી કાળકન્દરો રે લોલ: ૫
દેવીએ ત્રિશૂળ ધરિયલ હાથ કે કેશ છૂટા મુક્યા રે લોલ:
ગર્જી રજની કાલ-કરાલ કે નભતારા ઝુક્યા રે લોલ. ૬
સાથે લીધા ગરબાદીપ કે રમણે દેવી ચડ્યાં રે લોલ:
સળગી ઊઠ્યા આથમણા દીપ, ઊગમણે દીવા થયા રે લોલ. ૭
દીવડે દીવડે ચેતનવાટ જગાડે ભારતી રે લોલ:
કાજળકાળી રજની કેરે ઘાટ કે ઊગમણી દ્યુતી રે લોલ. ૮
ઝાંઝર ઝમકે ચાગ્યો રાસ, કે કુમકુમ પગ ઝવે રે લોલ:
જાગે ઊગમણા સૌ વાસ, કે આભે ઉષા જુવે રે લોલ. ૯

### ૩૬ ચંદુલાલ મણિલાલ દેસાઈ (વસન્તવિનોદી)—

જનનીસેવામાં પ્રાણદાન

જનનીસેવનનો મધુમધુરો અવસર ક્યાં મળે રે?.
અવસર ક્યાં મળે રે! જગ જીવ્યું ફળે રે! —ટેક.
નવનિધ લાડે નિશદિન ઝુલવે, ઉરહીર પાતી હૈયે હુલવે,
અલ્પ સાટું પણ અમિત પાડનું ક્યાં વળે રે! જનની૦ ૧
પ્રભુપુરગૌરવ વદને મલકે, મંજુલ મોહક અન્તર ઝળકે,
નવ નવ સાજે શિખ દે સાને પળે પળે રે! જનની૦ ૨
ઉત્તમ શોણિત જનની કાજે રેલાયે સ્વર્ગેથી ગાજે
પિતર પૂર્વજો—એવાં ભાગ્ય ક્યાં ભળે રે! જનની૦ ૩

### ૩૭ દેસળજી કાનજી પરમાર—

મૃગચર્મ

કૌંડન્તી કન્યાની પુરપથઉડી ચૂંદડિ સમી,
અરે આત્મા કૂંળા, અરવ તુજ છાયા પડિ ગઈ:
મુજ સદન ખૂંડે શમિ રહી. ૧
એની સુંવાળી પર હાથ ફેરવું ને નેત્રથી કાવ્ય સરે દયાંજળ્યું.
વન તૃણાંકુર ને ઝરા ઉભા જોશે વાટડી;
વન્ય કો ના પેખશે ત્હારી પરિચિત શીંગડીઃ
આ વ્હાલસોયાં મુખ પીઠ પાયનું ચાલી ગયું ચંચળ નૃત્ય ક્યારનું. ૨
તૂં જે દિનાન્તે વનમાં વિંધાયલૂં ને મૃત્યુની અન્તિમ યાતનામાં,
—બાણ કેરૂં છિદ્ર આ, ડોક આ મરડાયલી,
આ રુપેરી છાતિની યે કમ્પતી રોમાવલી,
વેરી-વિખેરી વળિ અશ્રુમાલ તેઃ તે જોઉં છું સૌ, મૃગચર્મ તૂં માં! ૩
અને સૌ જીવોનો ક્ષણિક ભવસંગાથ વસતોઃ
મને સમ્બન્ધોનો કપટપટુ સંમોહ ખસતોઃ
નયન તુજ ભગવો જ લસતો. ૪

૩૯ ચન્દ્રવદન ચિમનલાલ મ્હેતા—

ઇલાસ્મારક

હે ઘેલા આંહિં પલ સ્મારક માટ આજે
હૈયૂં કરી ફુલ સમૂં કરિયે વિચારઃ
જો કે ખરી કુસુમ શી, પણ તૂં બિરાજે
મીઠી સુગન્ધ વહતી નકિ સ્વર્ગદ્વાર.
ત્યારે કંઇ દગ ભરી નિરખાય એવૂં
કો શિલ્પ ચિત્રમંહિં મૂર્ત સ્વરૂપ ત્હારૂં
રૂડૂં રચૂં તિમિરલોપક ચન્દ્ર જેવૂં,
જેથી હું શોક મમ અન્તરનો ઉતારૂં
ના ના નથી સરજવાં કંઈ મૂર્ત રૂપ,
એ છે બધી ક્ષણિક મોહક નેત્રલીલાઃ
હૈયામહીં અચલ રૂપ રહ્યૂં અનૂપ,
એને સદા ધરિશ હૂં સ્મૃતિમાંહિં ઇલા.
ને આ પદો ત્રુટક તેજવિહીન તો યે
કૂંળાં બે અન્તરોની પરિમલ મધુરી ફોરિ રહેશે સદા યે.

૩૯ શમ્ભુપ્રસાદ છેલશંકર જોશીપરા (કુસુમાકર)—

અમરાપુરીનાં અતિથિઓ

અમરાપુરિનાં અતિથિ, વ્હાલાં, આવજો ! ટેક
મધુરાં કીધાં કરવ્યાં શૂં રસપાન જોઃ
રસવીથિ સુરવાડીની સોહામણી
લલચાવે ? નવ દીધાં હજિ ઉરદાન જોઃ અમ૦
સરજનજૂની કોકિલકુંજનિ પ્રીત જો,
પુષ્પિત પુંજપરિમલની ઉરપ્યાસ જો,
ઊંચે ઊંચે ઉડવાની ઉરઝંખના,
નવ પોષાયે અદને અમ આવાસ જોઃ અમ૦

હૈયાંને હિન્દોળે હો હિન્દોળશૂં,
ફૂંળી કળિ શા ઉર જાગ્યા રસકોડ જોઃ
આત્માના અમૃતમાં પ્રિય ઝબકોળશૂં,
વામ વિધી શૂં હસવાની એ હોડ જોઃ અમ૦ ૩
અણુ પંખેરાં પાળવવાં એ પાપ છે,
ઉચિત જ એને ઊંચા વ્યોમવિહાર જોઃ
પિંજર પાળ્યાં, વ્હાલાં, કહો એ સાફ છે?
સરકલડાં ક્યાંથી અમ સાનવકાર જોઃ અમ૦ ૪
નેહનગરનાં રઢિયાળાં રસરાજવી,
થાપ્યાં થોડૂં તેજોમય ઉરતખ્ત જોઃ
કુસુમકલેવર! હૈયાંની ફુલ પાંદડી
વજ્રતીખિ ને લાગી કહિ કહિ સખ્ત જોઃ અમ
તમ તેજોમય હાસે, અમૃતદીવડાં,
ઊડ્યા ઊડ્યા આત્માના અન્ધાર જોઃ
અજવાળાં શાં ઉઘડ્યાં અમિમય આંગણે,
સ્વર્ગસુધા રેલી રહિ શૂં સ્મિતધાર જોઃ અમ૦ ૬
માનવની સિદ્ધીમાં દેવલ દીપ્તિ છે,
દેવદૂતનો મનુકુલને અધિકાર જોઃ
ફુલડાં શા ફીરસ્તા ઉતર્યાં આંગણે,
સૌરભને શુચિતાના તમ શણગાર જોઃ અમ૦ ૭
મધુઝર તમ માયાનાં શુચિ સઝભારણાં,
છાયા છબિને સમણે સુખભંડાર જોઃ
આત્માના અમૃતરસ આગળી આગળી
હેત પૂતળાં ઉર ઘડશે સ્મૃતિસાર જોઃ અમ૦ ૮

૪૦ જીવનરામ લક્ષ્મીરામ દવે (જટિલ)—

હ. હ. ધ્રુવનો વિરહ

મ્હારો હતો મધુર સુહૃદ એક હંસ,

એને હતો ન કદિ કોઇશું વૈરભાવ;
એ મિત્રની છવિ હજી નયને તરે છે,
સૌહાર્દ એ હૃદયનું હજિ ઊભરાય. ૧

જેણે બતાવિ મધુરી લહરી રાતની
સસ્નેહ ને લહરિમાં શિખવ્યું ખિલતાં,
જેણે ઉપાડિ ધરિયો રસના સરે તે,
કાલે હર્યો સુહૃદ એ મુજ સંગમાંથી. ૨

એને હણ્યો; હણ્યું હણાયું શરીર માત્ર;
છે નામ વ્યાપ્યું, ન હણાયું, સહુ સ્થલોમાં:
ને મૃત્યુના જ શિરપેં ધરિ પાય ગાજે,
વિચાર ને હૃદયરાગ યુવાન થાતાં. ૩

એણે શ્રી વિષ્ણુ તણું નામ હરી ધર્યું 'તું,
ને પૂર્ણ ચંદ્ર ઉપજાવિ શિરે ધર્યો 'તો;
ને જ્ઞાનને નવનવીન સજી સજાવી
એના વતી જ સહુ જીવિત પોષતો એ. ૪

એવો હણ્યો જ મુજ સુહૃદ મૃત્યુ પાપે,
એવો હણ્યો પરમ બાંધવ આપણો એ;
ભાગે પડ્યું રસિકને રડવાનું હાવાં,
વ્હેવા જતો અતુલિતા જલધાર ઘો સૌ. ૫

એ ઊર્ધ્વગામિ દ્વિજમાં દ્વિજરાજ રૂપ,
સંમાન સર્વ વિબુધોમહિં પામનારો;
બ્રહ્માનિ શારદનિ સ્નેહપ્રસાદી ધારી
એ સાથમાં વિચરતો રસલોક સૌમાં. ૬

ઔદાર્યની સરિત બ્હોળિ જહાં વહે છે,
અન્યોન્યને વળગિ સત્ય જહાં જિવે છે,
વ્યાપાર જ્યાં સહૃદયવૃત્તિતણો જ ચાલે,
તે દિવ્ય સ્થાન હતું વ્હાલું અતીવ એને. ૭

એ સ્થાનનો અતિ પરિચય ધારિધારી

સૌ અન્યને પણ ઉપાડિ જતો ત્યહાં એ;
હું યે સુભાગિ વળગી કર એહને ને
એ સ્થાનનૂં સુભગ દર્શન પામિયો ’તો, ૮

કલ્લોલ ત્યાં રતિતણા વનનો સુણ્યો ’તો;
ગર્જન્ત પ્રેમ અનિલે ચડિ હૂં ઉડ્યો ’તો;
પાર્થિવ પાશથકિ મુક્ત શકે થયો ’તો;
એ લ્હેરમાં ઉપકૃતિ કથવી ભુલ્યો ’તો. ૯

આજે હવે ઉર ઝભ્રાયું ઉંડા જ ઘાવે,
ચાલ્યો હુલાસ, ઘટ ઘેરિ રહી નિરાશા;
એ આર્દ્ર ઉર ધરતો ખગરાજ ખોયો,
વ્હેવા જ તો અતુટિતા જલધાર ઘો સૌ. ૧૦

જ્યાંથી સુભાગ્ય મળ્યું શારદ સંગતીનૂં,
તે લ્હેર શૂં ઉર થયૂં રમતૂં જ જ્યાંથી,
ત્યાંથી ઉરે રસનું અર્થિપણૂં પ્રમાણ્યૂં,
પાર્થિવ અર્થ ન જ પ્રાપ્ય રહ્યો ઉરે તે. ૧૧

ઔદાર્યની સરિતની થઇ જ્યાંથિ ઝાંખી,
અન્યોન્ય શૂં વળગિ મન્નૃય જિવ્યું જ જાણ્યાં,
ત્યાંથી અભેદ ધરિ ઉર બન્યું પ્રપૂર્ણ,
આધાર એ જ થકિ વિશ્વ ટકેલું ભાસ્યૂં. ૧૨

છે પ્રાણિમાત્ર શિર અંતિમ આ જ લેખ,
વ્હાલાં ત્યજી દઇ જ એકલ છે જવાનૂં;
દેખાય વિશ્વ સહિ આવું અનુભવેથી,
એવો અનુભવ રહેલ જ પૂર્વજો યે. ૧૩

વ્હેવા જતો અતુટિતા જલધાર દ્યો સૌ:
રોતાં જવૂં જ: રડતાં પ્રિય મૂકવાં જો:
એ મિત્ર એ બલિ થયો ક્રુર કાલનો છે,
એનો તથાપિ રસબોધ હતો જ જૂદો. ૧૪

એના મતે હતું જ વિશ્વ તમામ કાળે
આનંદથી સભર, એ થકિ ઊભરાતૂં;

ને રાગ અંતર વિષે પ્રકટ્યા પછી ના
શોકોર્મિના પ્રલયને સહવાનું કો દી. ૧૫
એના મતે ન હતું કાળમસૂં કશૂં કૈં,
આવાહિ હર્ષ પડતો ઝુકિ ધર્મમાં એ;
સંબંધ વ્યક્તિ બહુ યે સહ ધારતો એ,
ખાંડો થયો જ ન હતો પણ ઊરરાગ. ૧૬
એ મિત્રની હતિ જ પ્રકૃતિ એવિ ખાસ,
એનાથિ દુઃખ નયને નિરખાતું ના જઃ
દુઃખીનું દુઃખ હરવાનિ સ્વીકારિ દીક્ષા
એ યજ્ઞમાં જિવિત-આહુતિ અર્પતો ’તો. ૧૭
આર્દ્રાર્દ્ર એ નયનમાં ઉભરાવિ ભાવ
વિસ્તારિ પાંખ નિજ આશ્રયિને ધરંતો;
દુઃખીનું દુઃખ સઉ તુર્ત શમંતું ક્યાંય,
–વિશ્વે વસ્યો વદન હર્ષ છવાઇ ર્‌હેતો ! ૧૮

૧ ઇંદુલાલ ફુલચંદ ગાંધી—

## ભાઇનો બ્હેન પાછળ વિલાપ

રતન તું અમ પામર દીનનૂં, સુરભિ તું કરમાયલ ફૂલની;
વિશદ જ્યોત નરોત્તમ કુલની, નમન અન્તરનાં ચરણે ધરૂં.
પ્રકૃતિ કાદવમાં કમળો રચે, મમ ઉરે રચિ તેં શુચિ ભાવન
જિવનની તપશ્રીગલ સાધના ઠરિ ગઈ તુજ શૈશવને તટે
કઠણ અન્તરમાં અસિ હોત તો કુમળિ વેલ ઉખેડત ના બુિ
નવ ગવાડત ગીત વિલાપનાં નિજ સનાતન ક્રૂર નહોરથી
પવનમાં તરતા તુજ પ્રાણની જલ સરોવરમાં પડતી પ્રભ
મિટ અબોલ પ્રકાશ મહીં ભરી જળચરો નિરખે અવકાશમ
પવનમાં તરતા તુજ પ્રાણની સુરભિ સર્વ દિશા પ્રસરી ઃ
તરુવરો બનિ શાન્ત નમી રહે, સ્મૃતિ પવિત્ર રહે ભૂતકાલન

પવનમાં તરતા તુજ પ્રાણની શિતળ છાય ઢળે ભર ગ્રીષ્મમાં;
વિરમતાં અહિં પંખી રસી રસી શ્રમિત પાંખ ઘડીક પ્રસારતા. ૬
ઠરિ ગયાં સરતાં નિર નૈનમાં, બધિર ઊર બન્યું પડઘા ભરી;
તનમનાટ ગયો રુદને ગળી, પણ ખુટી નહિ અન્તર વેદના. ૭
શમિ ગયા ઉર શ્વાસ ધિસે ધિસે, ઠરિ ગઈ નિજ લોચનદીવડી;
રસિ રહ્યું સ્મિત મુખ પ્રભા પરે, ડુબિ ગઈ મુજ ચિન્તન નાવડી. ૮
ફરિ ફરી પૃથિવી અટકી જશે, જગતનાં સહુ ચક્ર જશે ખડી;
પણ જડેલ ઉરે સ્મૃતિની કડી મરણથી ય કદી નવ તૂટશે. ૯

## ૪૨ રમણભાઈ મહીપતરામ નીલકંઠ ( મકરંદ )—

### તું ગઈ અને હવે ?

ત્યારે ગઈ શૂં અહિંથી પ્રિયા તૂં? સુકી ગઈ આ હૃદયૂં રિબાતૂં.
હવે મિઠૂં તે મુખ તાકિતાકી નિહાળવાનૂં નહિં શૂં કદાપી? ૧
ચિન્તા અને દુઃખથકી પિડાતા આ ચિત્તને ટેકવવાનિ આશા
ત્હારા પ્રિયા પ્રેમાથ આવતી જે, હવે પછી શૂં સહૂ સૂકવી તે? ૨
શરીરને ને મનને જરૂરે આધા પ્રદેશે ફરતાં હતૂં જે
સ્વસ્થાન પાછૂં બલ એ'અનારૂં, શૂં તે વિના દૂર હવે જવાનૂં? ૩
ગ્રહો ફરે છે રવિ આસપાસ, છાયા ફરે જ્યાં વચમાં પદાર્થ,
પ્રદક્ષિણા એ પ્રિય કેરિ સર્વેઃ ક્યાં હૂં ફરૂં રે તુજ વીણ સર્ચ્યે? ૪
તારાનિ પેઠે સ્થિર એક ઠામ દુઃખો સુખો સૃષ્ટિ વિષે તમામ
જોઈ રહી ક્ષોભ વિના જરી યે રહૂં જડાઇ? ન બને કદી એ! ૫
શરીર મ્હારૂં સ્થિર રૂહે કદાપિ, આ ચિત્તને તો ન શકૂં જ રાખીઃ
સ્વચ્છન્દ તે તો ભમતૂં ફરે છે, —રે તૂં ગઈ ને સ્થિર કેમ રૂહે એ? ૬
શું કોઇ શોધૂં કહિં ધૂમકેતુ જેને અગાડી વધતો જ દેખૂંઃ
જેને ન મર્ચ્યે કંઇ ખે'ચનારૂંઃ પાછો ફરે જે નહિં કોઇ સારૂ? ૭
ને છોડિ સર્વે સુખશાન્તિ પ્રીતે સ્વીકારિને સંગત તેની નિત્યે
નવા નવા રોજ પ્રદેશ ભાળૂં? જઈશ અહીંથી, અહિંથી જ જાઈશ? ૮

## ૪૩ બલવંતરાય કલ્યાણરાય ઠાકોર—

### જીવતું મોત અને દ્યુતિકણી

સખે ઉર થયેલ એક યમ વજ્રઘાએ દ્વિધા.
કરી, શકલ એકને ફગવતો ન દગ જાય જ્યાં.
રહ્યૂં શકલ તે ય તે ધ્રુજતું તન્તુ તન્તૂ વિષે.
વહે વખત કારમો ચમકમિશ્ર મૂર્છાસહી.
વહે વખતઃ આક્રાન્ત સ્મરણ સૂર જાગે, વધે,
ખિલે, ઉર નિસંગતા અચુક એક ત્હારા ભણી.
તું યે સ્વજન આપડૂં, સહજ ધર્મ ઓછુંનું જે,
તણાઇ અંહિ તે થકી સહૃદય આર્ત આવ્યા કરે.
ભલૂં તુજ હજો સદા,—દુખસમુદ્રના દ્વીપ હે,
સુશીતલ સુછાય પટ્ટ સજતો જ દુર્વાતણા,
અનેક ઋતુ ઊર્મિમાં વહન ખાસ રેલાવતો,
મ્હને વિરમવા, મ્હને રુઝવવા, મ્હને ઠારવા,
નવા ઉજમથી મ્હને ફરિ અડાવવા યૌવને.
સખે, વિરસ. બન્ધુતા પ્રકટિ જે સુખો ફૂટતાં,
ટકો તન ટકે જ્યહાં લગણ ત્યાં લગી આપણી.
વડીલ સુજ તાહરાં, તુજ વળી થયાં માહરાં,
તથૈવ શિશુ બેયનાં ઉભયનાં રહેજો બની.
વળી હિત વિશેષ મર્ત્ય જગમાંહિં જે જે કંઈ
મળે ક્ષણિક, વા સવાક્ષણિક,—તે હજો તાહરાં!
શું કામ યમકે, સખે? ફકત દાખવૂં છું ત્હને
પટાન્તર વિમુક્ત, ધર્મ તુજ જેહ જોવા તણો:
મોત, જીવતૂં મોત, એમાં વધુ વસમૂં કયૂં,
એ જ્ઞાનાગ્નિજ્યોત થકી ભલે ઉગર્યાં સખી!

અહો, ગઇ. રહી સદા તદપિ વ્યસ્ત બ્રહ્માંડમાં,
રહી દ્યુતિકણી બળી વિમલ પંડ ઉંડાણમાં.

રહી દ્યુતિકણી સજે વદન વ્યસ્ત બ્રહ્માંડથી,
જુવે મુજ ભણી ઘણી વખત લોચનો માંડતી.
ઉઠે દ્યુતિકણીથકી ક્વચિત શબ્દછાયા વળી.
ઉઠે વદન સૂર એ અસલરૂપ માસ્રો થયાં,
—નહીં ફકત સ્વપ્નમાં, વિજનમાંહિ, એકાગ્રમાં,
નહીં ફકત થાકમાં, વિપદમાં, ઉરગ્લાનિમાં,
—અકારણ ઉઠે શમે, સ્થલ બધે, દશા સર્વમાં,
ભમે મુજ સહે, સદા ય, મુજ દેહ છાયા સમાં.
નથી વદન એ, નથી રટણ એ રહ્યાં સ્થૂલમાં:
—સહે નયન શ્રોત્ર સ્થૂલ કયમ સૂક્ષ્મ હુમલા જ એ ?
સહે, નવ સહે ભલે: દ્યુતિકણી જગો સર્વદા:
બનો વિમલ વિમલ વિમલ નયન શ્રોત્ર ઉર પિંડ આ.

## ૪૪ વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી—

### મીઠી માથે ભાત

ડુંગર કેરી ખીણમાં ગાંભૂ નામે ગામ,
ખેતી કરતો ખન્તથી પટેલ પાંચો નામ. ૧
ઝીસ થકી છેટી હતી વાડી એક વિશાળ,
ભોંય બધી ભગરી અને રૂડી અધિક રસાળ. ૨
નવાણ છે નવ કોસનું, ફરતાં જંગી ઝાડ,
રોપી તેમાં શેલડી વાડ્યો રૂડો વાડ. ૩
પટલાણીએ પુત્રનું સુખ દીઠૂં છે માંડ;
મીઠી ઉંમર આઠની બ્હેન લડાવે લાડ. ૪
શીયાળો પૂરો થતાં પાક્યો પૂરો વાડ;
વાઘ શિયાળ વરૂ તણી રહેતી વગડે રાડ. ૫
કેળ સમી સૌ શેલડી ઝૂકી રહિ છે ઝુંડ,
રસ મીઠાની લાલચે ભાગે વાડો ભૂંડ. ૬

ચીચોડો બેસારવા પાંચે કરી વિચાર
બાવળનાં નથ ઝૂતડી તુર્ત કર્યાં તૈયાર. ૭
સોંપ્યું સાથી સર્વને બાકી બીજું કામ,
સાધન ભેળું સૌ થયાં તવા તાવડા ઠામ. ૮
પટલાણી પેખી રહી પટેલ કેરી વાટ;
રોંઢા વેળા ગઇ વહી પડ્યું ટાઢું ભાત. ૯
કહે મા, "મિઠી લે હવે ભાત આપું, દિકરા લાવ મ્હારી કને, જા તું બાપુ:
હજી ઘેર આતા નથી તુજ આવ્યા, ભુખ્યા એ હશે વાટ કામે થકાયા." ૧૦
"ભલે લાવ બા જાઉં હું ભાત દેવા, દિઠા છે કદી તેં ઉગ્યા મોલ કેવા?
મિઠી કેળ શી શેલડી તો ખવાશે, દિઠી છે ટુંકી વાટ જલ્દી જવાશે." ૧૧
વાડી જાય છે વેગમાં ફાળો ભરતી ફાળ
ગણે ન કાંટા કાંકરા દોડે જ્યમ મૃગબાળ. ૧૨
ડુંગર ગાળી ગીચમાં કેડે કુદતી જાય;
સામો વાડ ઝઝૂમતો જોતાં તે હરખાય. ૧૩
હમણાં વાડી આવશે, હમણાં આપું ભાત;
એમ અધીક ઉતાવળી દોડી મળવા તાત. ૧૪
બખોલમાંથી બ્હાર ત્યાં વાઘ ધસ્યો વિકરાલ;
થપાટ પાછળથી પડી બાળા થઇ બેહાલ. ૧૫
ભાત ઓઢણી તો રહ્યું ઝરડામાં જકડાઈ;
મીઠી બાળા મોતના પંજામાં સપડાઈ. ૧૬
વાઘ ઉપાડી ક્યાં ગયો? કુદરતમાં કકળાટ!
વૃક્ષ ઉભાં વીલાં બધાં! સુની બની સૌ વાટ! ૧૭
સાંઝ વહી સુનકારમાં ઓઢીને અન્ધાર:
રાત રડે છે રાનમાં આંસૂડે ચોધાર. ૧૮

પ્હોંચી ઘર પાંચો કરે "મીઠી!" "મીઠી!" સાદ;
"મ્હારે તો મોડું થયું રોંઢો ન રહ્યો યાદ." ૧૯
પટલાણી આવી કહે, "મેલી છે મેં ભાત,
મળી નથી ત્હમને હજી? રોકાણી ક્યાં રાત?" ૨૦

"મળી નથી સીઠી મ્હને    મારગ ઘેરી વાટ;
કહાં ગોત કરવી હવે ?    ગઈ હશે પગવાટ." ૨૧
બની ગયાં એ બ્હાવરાં    બન્ને મા ને બાપ
ગયાં તુર્ત તે ગોતવા    કરતાં કંઈ સન્તાપ. ૨૨
નભથી ચાંદો નીરખી    વિલાય ફિક્કે મૂખ;
ઝાંખાં સર્વે ઝાડવાં,    દારુણ જાણે દુઃખ. ૨૩
"સીઠી ! સીઠી !" પાડતાં    બૂમ ઘણી માબાપ;
જવાબ પાછો ના મળે    તેથી કરે વિલાપ. ૨૪
પળતાં આગળ પગ મહીં    અટવાયું કંઇ ઠામ;
તે તો ઘરની તાંસળી,    ભાતતણું નહિં નામ. ૨૫
ખાલી આ કાણે કરી–    હશે સીસનાં શ્વાનઃ
સીઠી કાં મેલી ગઈ ?–    બોલે નહિં કંઇ રાન. ૨૬
વળી પગે અટવાય છે    ઝરડું, નીચે જોય;
સીઠી કેરી ઓઢણી–    પોકે પોકે રોય. ૨૭
હા સીઠી, તૂં ક્યાં ગઈ ?    આ શૂં—ઝમે રુધીર !
ઉત્તર એનો ના મળેઃ    બધૂં ય વિશ્વ બધીર. ૨૮
નિરાશ પાછાં એ વળ્યાં    કરતાં અતિ કકળાટ;
"સીઠી સીઠી" નામથી    રડતાં આખી વાટ. ૨૯
વાડ ગયો વેચાઇ ને    વીતો ગઇ છે વાત;
તોપણ દેખા દે કદી    સીઠી સાથે ભાત. ૩૦

## ૪૫ ન્હાનાલાલ દલપતરામ કવિ—

### સ્મૃતિશેષ વડીલ પૂર્વજ આગળ નવીનનું પ્રાયશ્ચિત્ત

પિતાજી, પત્ર ને પુષ્પે    એ જ આવી વસંત આઃ
ટ્હૌકે છે કોકિલા, એવાં    ટ્હૌકે છે સ્મરણો અહા! ૧
આંબાની ડાળ ર્હારી, ને    આત્મા યે મુજ ર્હારિયો;
ગાય છે સાધુ ને સંતો    હરિની રસહોરીઓ.

હું ય તે લઇ આ વીણા  સ્મરું છું ગુણ આપના,
પુણ્યશ્લોક પિતા, મંત્રો  જપું છું પિતૃજાપના. ૩

છાયા તો વડલા જેવી,  ભાવ તો નદના સમઃ
દેવોના ધામના જેવું  હૈડું જાણે હિમાલય. ૪

બુદ્ધિવૈભવ ને આસ્થા,  આશા, રસ, ઉદારતાઃ
એ દૈવી દીપમાલાનાં  અંતરે તેજ રાજતાં. ૫

પૂર્યાં છે દુઃખ ને પાપ  મનુષ્યે જગમાં કુડાં,
પાડ્યા અંધારના પાટા  તેજસ્વી વિશ્વમાં વડા. ૬

દિઠું એ સૌ દીર્ઘ કાલ,  સુધાર્યું સુધર્યું ય તે;
પછી સંસારવાડીથી  સંકેલી લીધ દૃષ્ટિને. ૭

બહુ વર્ષો સુધી આપે  મૂલવ્યાં મોતિ બ્હારનાં,
પછી પારખવા પેઠા  આત્મના દરિયાવમાં. ૮

ઘૂમતાં સૌ દિશે તેને  ધાર્યાં એક સમાધિમાં,
વાળી બ્રહ્માંડથી ચક્ષુ  પરોવ્યાં પરમેશમાં. ૯

સ્મિતની સુંદરતાના  કપોલે અંકુરો ઉભા,
મધુરાં હાસ્યની દીપે  મુખડે મધુરી પ્રભા. ૧૦

આત્માનું તેજ, વીંધીને  રોમરોમ, વિકાસતું;
બ્રહ્મર્ષિ, આપને દેહે  બ્રહ્મવર્ચસ્ વિલાસતું. ૧૧

વેદ જેવા મહાભાવ,  દેવ શા દિવ્ય કાન્તિના,
પ્રકાશે પરમાનન્દે  એવી અખંડ શાંતિના. ૧૨

સહસ્ર ધારથી જેમ  વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ  આપના આત્મના અમી. ૧૩

સિંધુ પ્રત્યે વહે જેવી  ઊર્મિઓ નદીઓ તણી,
લોકનાં હેતનાં પૂર  વ્હેતાં તેવાં ત્હમો ભણી. ૧૪

સારપ આશિષો વ્હોરી  જનોમાં શુભ વાસના,
સંચર્યા લઇ સદ્ભાવો  આપ અક્ષર ધામમાં. ૧૫

દેહના સુરથે સ્થાપી  દેહી કેરો મહારથી,
ઇંદ્રિયોના અશ્વ જોડી,  લગામો વૃત્તિની ગુંથી; ૧૬

વિવેક સારથી માંડી અખંડ પ્રભુની દિશે,
ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિષે. ૧૭
નિત્યે જીવનમાં યોગી, તત્ત્વચિંતક ચિંતને
શાણા સંસારિ સંસારે, તપસ્વી જ તપોવનેઃ ૧૮
ભક્તિદેશે મહાભક્ત, કૂંપળો ભાવની કુંળી,
—આપને આંબલે એમ ડાળિયો સૌ ફળી ફુલી. ૧૯
શૂં શૂં સંભારું ને શી શી પૂજું પુણ્યવિભૂતિ એ?
પુણ્યાત્માના ઊંડાણો તો આભ જેવાં અગાધ છે. ૨૦

૨

ને એવું યે હતૂં જ્યારે પડ્યો'તો પિતૃભાવથી,
વિસારી પિતૃ પૂજા હૂં ખડ્યો'તો પુણ્યલ્હાવથી. ૨૧
બહુ અવગણ્યા, તાત! અસત્કાર્યા, અનાદર્યા,
રે અપમાનને ગારે આ હાથે દેવ અર્ચિયા! ૨૨
ખીજવ્યા પજવ્યા પૂરાઃ કુમળું દિલ કાપિયૂં,
ને ત્હમારા દિનો છેલ્લા ઝેર કીધાઃ—સહૂ ગયૂં. ૨૩
ગયો તે યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધાઃ—
આપના મૃત્યુએ તાત, આછાંનીર ઉંડાં નિધાં. ૨૪
પાપની મોહની પેખે, ન તો યે મોહ પામતાઃ—
પુરાણી ને પુણ્યવંતી આર્યોની એ જ આર્યતા. ૨૫
જન્મની મેળ જે આપે સંચી'તી મુજ અંતરે,
નિભાવ્યો આર્યતાએ તે, ને બચાવ્યો પ્રભુવરે. ૨૬
ભમે છે આ ગ્રહો આભે, કોઇ તોયે નહીં પડે;
ન છૂટે દાંડિથી જો કે વીંઝણો રમણે ચડે. ૨૭
રમીને ને ભમીને હૂં આવ્યો છૂં આપ છાયમાંઃ
હેજો એ છાંયડો શીળી દીધી છે જેમ કાય આ. ૨૮
સૌ અળવીતરાંની એ ક્ષમાઓ તાત, આપજોઃ
ન જોશો માટિને, દેવા! માનજો પંક પંકજો. ૨૯

## ૩

અંધારી રાત્રિએ ઉંડા  શબ્દ હો અંધકારના
બોલે છે ઉરમાં એવા  શબ્દ કો ભૂતકાલના. ૩૦
ડોલાવે આત્મની જ્યોત  ઝંઝાનિલો સ્મૃતિતણા,
પ્રચંડ મોજે ઉછળે  એ અવિરામ ઘોષણા. ૩૧
અદીઠા સિંધુની આવે  ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પડછંદા કો  એવા અંતર્ગુહા ભરી. ૩૨
ઘોરે જેવો મહાઘોરે  ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવનકેરો  ઘોરે એવો મહાધ્વનિ. ૩૩
અને એ સ્મૃતિના ઊર્મિ,  પડઘા ભૂતકાલના,
ને બધા ગુંજવે એવા  બોલ જે મુજ બાલ્યના; ૩૪
તે સૌમાં તરતો, જાણે  ચંદ્રમા વ્યોમને જલે,
સુણ્યો આકાશવાણી શો  શાંતિનો શબ્દ એક મેં. ૩૫
શમાવે પ્રભુના શબ્દો  આ કોલાહલ વિશ્વનો,
એ શબ્દે એમ મ્હારો યે  શમ્યો પોકાર ઉરનો. ૩૬
વર્ષી માધુર્ય દેવોનું,  અંધકાર ઉજાળતો,
પુરાણા એ યુગોને યે  ઓળંગી શબ્દ આવતો. ૩૭
જ્યોત્સ્નાની ધારમાં જેવો  ભર્યો મંત્ર સુધામય,
એવો ગળી સુણ્યો મંત્રઃ  –નપતૃ દેवो भव प्रिय। ૩૮

૪૬ હંસરાજ હરખજી—

### ગરીબોનાં હૈયાં

માણેક મોંઘેરાં દેરાં દેવનાં ગરીબોનાં હૈયાં:
જ્યાં ભાળ્યાં પ્રભુનાં નામો નોંધેલાં અણસૂણ્યાં નવાં: ટેક.
ઓળખજો આળાં એવાં  પોચાં પોચાં રૂ જેવાં:
વ્હાલા જો જો ના વધુ વીંધતા,  ભેટો ગ્રહી બૈયાં— ગ૦ મા૦ ૧.
દેવા નવ દમડી હોયે  અમૃતજલ દેજો તોયે:
વાંકી ભ્રૂકુટીએ ના દૂભાવતા— ગ૦ મા૦ ૨.

સ્નેહીને સૌ યે માને અમણો અદલો લેવાને:
સ્વાર્થહીન સેવે દીન દેવતા, મળશે ક્યાં એવાં— ગ૦ સા૦ ૩
જઠરા અધરાઇ જ્યાં જ્યાં, ચાબુક ચલવે સુરવર ત્યાં:
માયાવી યજ્ઞો બીજા માનવા ભૂલતા નહિ ભૈયા— ગ૦ સા૦ ૪
પામરને : પ્રભુજી વેચાયા, બોલે બાંધ્યા જગરાયા:
બાળકડાં આપણ એ મહાબાપનાં સૌ યે બેલડિયાં— ગ૦ સા૦ ૫
પડતાં પડતાં પગ ધરતાં, ડરતાં ડરતાં ડોલન્તાં;
ઉચ્ચરતાં વચનો આશીષનાં, ટુકડાનાં ભૂખ્યાં— ગ૦ સા૦ ૬
દિલની ચૂતી આંખડિયે, ડસડસતાં રોતાં હૈયે,
શબ્દો સૂણાયે કિરતારના : સુણજો સુણનારાં— ગ૦ સા૦ ૭

૪૭ બાલાશંકર ઉલ્લાસરામ—

ગઝલ

ગુજારે જે શિરે ત્હારે જગતનો નાથ તે સહેજે:
ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિપ્યારું ગણી લેજે. ૧
દુનીઆની જુઠી વાણી વિષે જો દુ:ખ વાસે છે,
જરા યે અન્તરે આનંદ ના ઓછો થવા દેજે. ૨
કચેરીમાંહિ કાજીનો નથી હીસાબ કોડીનો:
-જગતકાજી બનીને તૂં વહોરી ના પિડા લેજે. ૩
જગતના કાચને યંત્રે ખરી વસ્તૂ નહીં ભાસે:
ન સારા કે નઠારાની જરાયે સંગતે રહેજે. ૪
રહેજે શાન્તિ સન્તોષે સદાયે નિર્મળે ચિત્તે:
દિલે જે દુ:ખ કે આનંદ કોઈને નહીં કહેજે. ૫
વસે છે ક્રોધ વૈરી ચિત્ત -માં તેને તજી દેજે:
ઘડી જાયે ભલાઈની સદાલક્ષ્મી ગણી લેજે. ૬
રહે ઉન્મત્ત ક્વાનંદે ખરૂં એ સુખ માની લે:
પિયે તો શ્રી પ્રભૂના પ્રે- મનો પ્યાલો ભરી પીજે. ૭
કટૂ વાણી સુણે જો કોઇ- ની, વાણી મિઠી કહેજે:
પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તૂં લેજે. ૮

(ક-૫)

અરે આરબ્ધ તો ઘેલૂં રહે છે દૂર માગે તો:
ન માગે હાડતૂં આવે: ન વિશ્વાસે કદી રહેજે. ૯
અહો શૂં પ્રેમમાં રાચે? નહીં ત્યાં સત્ય પામે તૂં:
અરે તૂં બેવફાઈથી ચડે નિન્દાતણે નેજે. ૧૦
લહે છે સત્ય જે સંસાર તેનાથી પરો રહેજે:
અરે એ કીમિયાની જો મઝા, છે તે પછી કહેજે. ૧૧
વફાઈ તો નથી આખી દુનીઆમાં જરા દીઠી:
વફાદારી બતા'વા ત્યાં નહીં કોઈ પળે જાજે. ૧૨
રહી નિર્મોહ શાન્તીથી રહે એ સુખ મોટૂં છે:
જગત બાજીગરીનાં તૂં બધાં છલબલ જવા દેજે. ૧૩
પ્રભૂના નામનાં પુષ્પો પરોવી, કાવ્યમાલા તૂં
પ્રભૂની પ્યારિ ગ્રીવામાં પહેરાવી પ્રિતે દેજે. ૧૪
કવીરાજા થયો શી છે પછી પીડા ત્હને કાંઈ:
નિજાનન્દે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે. ૧૫

૪૮ જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી (સાગર)—

## અન્તઃ શ્રુતિ

'ત્હને તૂં ચાહે છે?' શ્રુતિ પર પડ્યો શબ્દ પ્રભુનો,
અને મેં ધાર્યૂં કે મુજ હૃદય ત્હાતું પ્રતિ ક્ષણે;
ત્હને લાગ્યૂં કે હૂં પ્રભુ પ્રતિ બહુ પ્રેમ ધરતો;
પ્રભૂને ના ચાહૂં? કયમ કહિ બને એ મુજ થકી! ૧
'ત્હને તૂં ચાહે છે?' ફરિથિ ભણકારો કૈં થયો;
વિચારોમાં ઝૂકી મગજ મુજ કૈં ઝહાવરું બને:
ન ચાહૂં કે ચાહૂં પરમ પ્રભુને હૂં હૃદયથી?
પુછ્યૂં મેં પોતાને, પણ ન કંઈ યે સ્પષ્ટ સમજ્યો. ૨
અરૂં ત્હાવૂં તે શૂં? મુજ મન વિચાર્યૂં સ્થિર કરી;
અને એ પ્રશ્ને તો મમ હૃદયનૂં લોહિ ઉકળ્યૂં:

ઘણી અન્ધારીઓ દુર થઇ, કંઈ તેજ પ્રકટ્યૂં,
અને અન્તસ્તેજે સકલ જગ તેજોમય દિઠૂં. ૩
હતૂં શુદ્ધ જ્યોતીઃ વિભુમય હતૂં વિશ્વ સહુ આઃ
વિહારી વ્યાપેલો વિકસિત વિલાસે હૃદયમાઃ
ચિદાત્મા હૂં-તૂં માં કરુણ વિભુ પ્રેમેવસિ રહ્યોઃ
પ્રભો, ઓ, ત્હારાથી સકલ જગ ચૈતન્યમય છે! ૪
દિઠી ત્હારી સ્નેહી કરુણ સમદષ્ટિ સહુ પરેઃ
અણુ યે ના ખાલીઃ નિરખું વિભુને વ્યાપ્ત સઘળે.
તું ચાહે છે સૌને, વળિ જગત આ તૂં મય બધું,
છતાં હૂં અજ્ઞાની તુજ જગતને ચાહિ ન શકૂં. ૫
ચહૂં છૂં શબ્દોથીઃ હૃદય પણ ચાહે નહિં ત્હને,
અને એવૂં, કાં કે તુજ-મુજ બન્યાં એક જ નહીંઃ
હવે લાગે છે કે હજિય પ્રભુને ચાહિ ન શકૂં,
છતાં યે છૂં જૂઠો, પતિત, ઠગતો 'ચાહું' કહીને! ૬
—ચહૂં જો સ્વામીને કયમ નવ ચહૂં આ જગતને?
નથી એ બે જૂદાં, જગત હરિ બે એકરુપ છે.
અને શી આજ્ઞાઓ પરમ પ્રભુની શબ્દ શ્રુતિએ
સ્મૃતિએ છે!—તો યે કસનસિબ પાળી નવ શકૂં. ૭
અન્તઃશ્રુતિ પિછાનૂં છૂં અરેરે, ખેદ થાય છેઃ
'પ્રભુને ચાહું છું' કૂહેતું હૈયૂં જાતે ઠગાય છે. ૮

૪૯ હરિહર પ્રાણશંકર ભટ્ટ—

## નિરભિમાન

ભલે મન વિવેકહીન તિમિરે સદા આથડે,
અને હૃદય કલ્પનારહિત કૂપમાંહી પડે;
ભલે સકલ ઝિંદગાનિ રસરંગહીણી જતી,
પરન્તુ ન હિ નમ્રતારહિત ચિત્ત થાજો કદી. ૧

ભલે સ્ખલન પૂર્વનાં સ્મરણથી સદાયે બળૂં,
પરન્તુ ન હિતે ભુલી મદ-નઠોર થાવા ચહૂં;
સહાય નિજ દોષ કાજ અનુતાપ વાળા પરે
વહે તુજ દયા, વિભો, ફિકર શી પછી છે મ્હને? ૨
દિનેશકર કોમળાં ધનુષ મેઘમાંહી રચે,
નિહાળિ શિશુ ભાઇ ભાંડુ નિજને બતા'વા ધસે;
ધરૂં વિવિધ વર્ણ એમ જગ આગળે સર્વ તે
કટાક્ષ કરુણા તણા તુજથી જે લસે અન્તરે. ૩
પરન્તુ કદિ વર્ણ એ મુજ ગણૂં, ગણા'વા કરૂં,
અને હ્રદયમાં પડેલ તુજ રશ્મિને વીસરૂં,
ફરી પ્રખર તો, પ્રભો, કિરણ તાહરા તે ખસે
સુકાવ વિખરાવ એ હ્રદય મેઘને, વર્ણ-ને. ૪

૫૦ અરદેશર ફ્રામજી ખબરદાર—

## વિશ્વસમુત્ક્રાંતિ

સાગર કુહે નિજ તાનમાં, ભરતી ભરે, ખાલી કરે,
ને ગૂઢ લેખે જગતનો ઇતિહાસ તટ પર ચીતરે;
ફરિ એ જ સાગરતીર હૂં આવી પડૂં તે વાંચવા,
પળએક કંઇ સમજૂં જરા ત્યાં હ્રદય લાગે નાચવા. ૧
એ પળ વિષે પડિ રેતમાં હું જોઉં ઊંચે ને નિચે,
રજની ધિમે અંધારજલ આકાશથી જગ પર સિંચે:
પ્હાડો મિનારા વૃક્ષ સૌ, દુનિયા બધી તેમાં ડુબે,
એ નિત્ય પ્રલય જ નિરખવા તારા નભે નિકળી ઉભે. ૨
દુનિયા ડુબે દુનિયા તરે: એ જોય માનવ સર્વદા;
આ વિશ્વના પલ્લા તણી દાંડી રહે નવ સ્થિર કદા:
દુનિયા તરે દુનિયા ડુબે: માનવ ઉઠે માનવ સુવે,
ને ભાર વ્હેતા પ્રાણિશૂં ચાલી જતૂં સઘળૂં જુવે. ૩

દુનિયા ડુબે દુનિયા તરે; તરતાં ડુબે ડુબતાં તરેઃ
ડુબતાં વિણે મોતી અને તરતાં ઝિલે તારા કરે !
એ વીણતું એ ઝીલતું આ વિશ્વ ચાલ્યૂં જાય છે,
અગણીત વર્ષ થયાં ઉભય પલ્લાં હિંડોળા ખાય છે. ૪
દુનિયા બધી અધુરી દિસેઃ માનવ બધૂં સમજે નહીંઃ
આ સત્ય શૂં, આ શુદ્ધિ શૂં, કરિને પડે શંકા મહીં.
—અધુરૂં દિસે નજરે બધૂં તે પૂર્ણ સર્વ થશે મળી,
છૂટી પડી લાગે કડી, સંધાય ત્યારે સાંકળી ! ૫
નહિ સત્ય દુર્ગમ કોથકી, નહિ શુદ્ધિ દુર્ઘટ કો દિસેઃ
જોતા બધા તારા જુવે, કુસુમો બધા કાજે ખિલેઃ
કર્તવ્ય કરતો માનવી નિજ ભાગ નાખે તે વિષે,
શંકા કરે નહિ કે ન ભેદાભેદ જાણે કો મિશે. ૬
માટીથકી કુંચન જડે, પત્થર વિષે રત્નો મળે,
હા, તેમ માનવ દેહમાંથી દેવ આખર ઝળહળે !

સુખદુઃખનું આ વૃક્ષ વધતૂં મંજરી ભર ધારશે,
ફલફૂલથી ઝૂકી રહી આનન્દ દિવ્ય પ્રસારશે. ૭
કંઇ પર્વતો પિગળી જઈ ઝાકળસમા ઊડી જશે,
પડશે ધરા સાગરમુખે, સાગર હઠી ખાલી થશે,
ખરશે ઉડુ, રવિ શીત થશે, પડશે શશી કાળો ખમાં
પણ માનવી કર્તવ્યવશ વધતો જશે નિજ તેજમાં ! ૮
જે તેજ વેરાયૂં જગે તે બિન્દુરૂપ રહૂં બધે,
આ વિશ્વમાં તારાસમૂં નિયમે રહીઃ આગળ વધેઃ
અન્ધારમાં ઘસડાય, પણ છે દૃષ્ટિ દૂર દિશાભણી,
કો મહાતેજ વિષે જઈ મળશે બધી જ્યોતકણી ! ૯
નીચે પડી આ રેતમાં જોઊં ઊંચા આકાશને
આતુર નયન નિરખૂં ગગનમંડળ રમાતા રાસનેઃ
બ્રહ્માંડ ફેરૂ ચમકારતૂં જ તણાય ઉંડી તાનમાં
ને આ ધરા પણ દોડતી લઇ જાય સૌ તે સ્થાનમાં. ૧૦

તો હે મહાસુખ સાગરા ! તુજ ઘોષ નિત્ય ગજાવજે !
એ ઘોષમાં અમને સદા કર્તવ્ય અમ સમજાવજે !
તુજ નિત્યજાગ્રત હૃદયનું બલ આપજે અમને જરા,
આ પળાસરી કંઇ ધન્ય પળ દેજે ઘણી, હે સાગરા ! ૧૧
અન્ધારમાં આ તારલા નિજ પન્થમાં વાધે ક્રમે,
આકાશ ભરતા દિવ્યતેજે જઇ પ્રભાતે સઉ શમેઃ
ત્યમ આ ધરા પર ઘૂમતા, હે સાગરા, આપણ જશૂં
તે દૂર દિવ્ય પ્રસંગમાં તૂં, હૂં, બધા સાથે થશૂં. ૧૨

૫૧ ગણપતરાવ ગોપાળરાવ બરવે—

પણ્ડે બ્રહ્માણ્ડ

સૌ મુજમાં મુજમાં મુજમાં રે ! ધ્રુવ.

શૂં કુસુમો ખિલતાં મધુરાં, શાં કુરંગ નાચે ભોળાં,
શાં હસતાં નદીઓ નાળાં, શાં વરસે વાદળ કાળાં— સૌ૦ ૧

ફરતા શૂં તારા ઝગમગ, બળતો શો સૂરજ ધગધગ,
શી સજતા ઉપવન બગિચા, ગાતાં શાં કોયલ મેના— સૌ૦ ૨

વસતાં શાં લન્દન પારિસ, પૂજાતાં કાશી મક્કા,
ફરતા શૂં યોગી ઘરઘર, થાતી શી પૂજા હરિહર— સૌ૦ ૩

દોડે શી ગાડી ફરફર, ચાલે શી બોટો ઝરઝર,
દવમાં તરુવરના તડતડ, લડતી શી ફોજો મરમર— સૌ૦ ૪

શાં દર્શન વેદો મઝહબ, શા ત્રિપિટક, કુરાન, બાઇબલ,
બુદ્ધ શંકર ઇસુ મહમ્મદ, શૂં રહેવું સહેવું સૌનું— સૌ૦ ૫

તે કપિલ કણાદ અફલાતુન, તે સ્પેન્સર કાન્ટ હેમિલ્ટન,
શી રામ યુધિષ્ઠિર નટવર, શૂં વિક્રમ શિવજી અકબર—સૌ૦ ૬

છું આગળ પાછળ ઉંચનિચ, છું ગુપ્ત પ્રકટ વચ્ચોવચ,
સૌ સાશુક આશક પ્રિયજન, સૌ જીવો દેવો ચિદઘન—
સૌ મુજમાં સોઽહં સોઽહં !-સૌ૦ ૭

## ૫૨ અનવરમીયાં આઝમમીયાં કાજી ("જ્ઞાની")—

### સાક્ષાત્કાર સીડીનાં સાત પગથિયાં

કહોને સખી શ્યામ વિના કેમ રહિયે રે! ટેક

શનિવારે સખી મ્હારા સ્વામી રે મહાસુનમાં રહ્યા પ્રેમધામી રે,
સુને મળતા નથી મોક્ષગામી: કહોને૦ ૧
રવિવારે મળે કોઇ રૂખો રે. સુને અગમગઢ આવે સૂકી રે,
સુનમાં પ્હોંચી ને થાઊં હું સૂખી: કહોને૦ ૨
સોમવારે તે સુખમણ સેજે રે પાઢી દેખે શ્યામળિયાનૂં તેજે રે
ત્યાંથી સૂરત સાસેયૂં ભેજે: કહોને૦ ૩
મંગળવારે તે મહાસુન માંહે રે તાલ મૃદંગ્ અનહદના થાયે રે,
ધોળ મંગળ પ્રેમનાં ગાયે: કહોને૦ ૪
બુધે શુદ્ધિ શરીરની ખોઈ રે નિજ મૂર્તિ પ્રત્યક્ષે જોઈ રે
નથી આપ વિના બિજૂં કોઈ: કહોને૦ ૫
ગુરૂવારે બ્રહ્મ રૂપ જોયૂં રે ચિત્ત મ્હારું શ્યામળિયાથી મોહ્યું રે
દુઃખ પાંચ પચીસનું ખોયૂં: કહોને૦ ૬
શુક્રવારે શિખર ગઢ આવી રે સુરતી અગમ અગોચર લાવી રે,
દેખ્યાં અલખ નિરંજન ભાવી કહોને૦ ૭
સાત બાર કહ્યા સર્વ પૂરા રે "જ્ઞાની" પ્રેમમાં થઇ ચકચૂરા રે,
રૂહે છે આઠ પ્હોર હજૂરા: કહોને૦ ૮

## ૫૩ હરજીવન કુબેરજી ત્રવાડી (ઋષિરાય)—

### અવળી વાણી

આ દશા સદ્‌ગુરુ થકી આવે: ભલા રે આ દશા૦ ટેક.
ઘાંચીને બાંધીને ફેરવે ઘાણી, જલ અગ્નિને તપાવે, હાં રે હરિ જલ૦:
ધોબીને જલ વિણ ધોતિયું ધોવે, અન્ન મનુષ્યને ખાવે,
સોનારને સુવર્ણ તાવે: આ દશા૦ ૧

દેખાય નિત્ય વદનમાંહ્ય દર્પણ, જનનીને પુત્ર ઝુલાવે, હાં રે હરિ જન૦:
ગોવાળને ચારવા જાય ગોધો, સાપ ગરુડને ડરાવે,
ઉંડે બાળકને ઉઠાવે: આ દશા૦ ૨

તંગ ભીડે અસવારને તોરી, ઢોલીને ઢોલ બજાવે, હાં રે હરિ ઢોલી૦
પુસ્તક બેસી પુરાણીને વાંચે, ખેડૂતને બીજ વાવે,
બિંદુ માંહ્ય સિંધુ સમાવે: આ દશા૦ ૩

સૂંપ કરી શ્વાન કાશીએ ચાલ્યાં, ચોપગને ચાર્ય ચાવે, હાં રે હરિ ચોપ૦:
સિંહ ડર્યો સસલાતણી શંહમાં, જનની સુતાને ધાવે,
પાપીમાંહ્ય ગંગા ન્હાવે: આ દશા૦ ૪

આંખ સુણે ને દેખાય કર્ણે, વાયુને વૃક્ષ હલાવે, હાં રે હરિ વાયુ૦:
કાજીનું શીષ હલાલ કરે અજ, ધનુષને તીર ચલાવે,
કુંભારને ચાક ફિરાવે: આ દશા૦ ૫

પંગુ ગરૂડ સમો પંથ કાપે, મેરુને કીડી ઉઠાવે, હાં રે હરિ મેરુ૦:
બોબડો વેદ ચારે ચટ બોલે, અભણ ભણ્યાને ભણાવે,
જીભ વિણ ગંધર્વ ગાવે: આ દશા૦ ૬

અગ્નિને ટાઢ બારે માસ પીડે, ભૂખ્યાને લાંઘણ ભાવે, હાં રે હરિ ભૂખ્યા૦:
ચિત્ર ઉઠીને ચિતારાને રંગે, થાળને દેવ ધરાવે,
ઋષિરાજ પત્થર હસાવે: આ દશા૦ ૭

૫૪ મણિલાલ નભુભાઇ દ્વિવેદી—

પ્રેમમય ઉપાસ્ય બ્રહ્મ

દગ રસભર મોરે દિલ છાઇ રહી:
છાઇ રહી: છલકાઇ રહી: દગ૦ ૧
ઝાંખ ઝપટ નિદ્રા નવ કાંઈ
પલક પલટ અણખાઇ રહી: દગ૦ ૨
પૂર્ણ ભરી મદ મન્દવિલાસિની
નવિન સુધા બરસાઈ રહી: દગ૦ ૩

દુઃખીસુખી વળી વિધવિધ રંગી
ખલક—સુરંગ મચાઇ રહી: દગ૦ ૪
ભીતર બાહિર ઊપર નીચે
મણિમય મોદ નચાઇ રહી: દગ૦ ૫

૫૫ કેશવલાલ હરિરામ ભટ્ટ—

તારનું તુટવું

તૂટયો મ્હારો તમ્બૂરાનો તાર, ભજન અધૂરૂં રે
રહ્યું ભગવાનનું— ટેક.
એક તૂટતાં બીજા રે તાર અસાર છે,
જીવાળીમાં નહિં હવે જીવ જી:
પારા પડ્યા પોચા રે નખલિયું નામનું— તૂટયો૦ ૧
તરડ પડી છે રે બાતલ તુમ્બડે,
લાગે નહીં ફૂટિ જાતાં વાર જી:
ખૂંટીનૂં ખેંચાવૂં રે કાંઇ ન કામનૂં— તૂટયો૦ ૨
સ્વર મેળવિયે શેમાં રે તાલ બેતાલ છે,
ઢોલકમાં પણ કાંઈ ન ઢંગ જી:
બન્ધ થયૂં છે બારૂં રે હરિ રસ પાનનૂં— તૂટયો૦ ૩
ખર્ચી હવે ખૂટી રે બૂટી હવે બીજી નથી,
હરિ હવે ઝાલો મ્હેમે હાથ જી:
કહું છું કામ ન મ્હારે રે ધનજનધામનૂં— તૂટયો૦ ૪
કેશવ હરિની કરણી રે કોઇ ન જાણી શકે,
વાણી મન પાછાં વળી જાય જી:
બલ ચાલે નહિં એમાં રે મહા બળવાનનૂં— તૂટયો૦ ૫

૫૬ કેશવલાલ હરગોવિન્દદાસ શેઠ—

સુર વાટ

ભૂલી પન્થ ભમૂં દિનરાત રે કોઈ સન્ત બતાવોજી વાટ. ધ્રુવ.

ઉગે સુરજ વળિ આથમે એવી ન્હોતી મ્હારી મૂળ લોસ:
જ્યોતિ અખંડ ઝગે જ્યહિં, જેનાં તેજ ઢળે વીંધી વ્યોમઃ કોઈ૦ એ વાટ ૧
સંસારને ઉન્હે વાયરે થાય ઘર ઘરના દીપ ગૂલ:
જીવન અહિં એવાં વ્હેંતિયાં—મ્હારે મુલકતો અમરોનાં ફૂલઃ કોઇ૦ એ વાટ ૨
ઉષાને અધરે ખીલતો ને સંધ્યાને કાંઠે વિલાય:
એવા રે સ્નેહને સોણલે મ્હારું જિવતર ઝોલાં ખાયઃ કોઇ૦ દિવ્ય વાટ. ૩
પગલે પગલે પાવક પરજળે ને આંખે ફર્યો અન્ધકાર:
પામર દેહની પીઠ પડી વહી ભવરણ કેરો ભાર:
હવે સન્ત દોરો સુર વાટ ૪

## ૪૭ સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ (કલાપી)—

### આપની યાદી

જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની:
આંસૂ મહીં યે આંખથી યાદી ઝરે છે આપની. ૧
માશુકોના ગાલની લાલી મહીં લાલી, અને
જ્યાં જ્યાં ચમન, જ્યાં જ્યાં ગુલો, ત્યાં ત્યાં નિશાની આપની. ૨
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર:
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની. ૩
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની. ૪
આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની. ૫
આકાશથી વર્ષાવતા છો દુશ્મનો ખંજર બધાઃ
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની. ૬
દેખી બુરાઈ ના ડરૂં હું, શી ફિકર છે પાપની?
ધોવા બુરાઇને બધે ગંગા વહે છે આપની. ૭
થાકું સિતમથી હોય જ્યાં ના કોઇ ક્યાં યે આશના:
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની. ૮

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને
અહેસાનથી દિલ ઝૂકતું, રૂખસદ ખડી ત્યાં આપની. ૯
પ્યારું તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફરઃ
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઈ આપની. ૧૦
રોણીં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની. ૧૧
જૂનું નવું જાણું અને રોણીં હસું તે તે બધું
જૂની નવી ના કાંઈ, તાજી એક યાદી આપની. ૧૨
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટીઃ
જોયું ન જોયું છો બને; જો એક યાદી આપની. ૧૩
કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધીઃ
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની. ૧૪

## ૫૮ મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)—

### સાગર અને શશી

આજ મહારાજ જલ પર ઉદય જોઈને
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે,
સ્નેહઘન, કુસુમવન વિમલ પરિમલ ગહન
નિજ ગગનમાંહિ ઉત્કર્ષ પામેઃ
પિતા, કાલના સર્વ સન્તાપ શામે-
નવલ રસ ધવલ તવ નેત્ર સામે, પિતા,
કાલના સર્વ સન્તાપ શામે ! ૧

જલાવજલ દલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસરમાંહિ સરતી;
કામિની કોકિલા કેલિકૂજન કરે
સાગરે ભાસતી ભવ્ય ભરતીઃ
પિતા, સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી—
તરલ તરણી સમી સરલ તરતી, પિતા,
સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી ! ૨

૫૯ કાંચનલાલ વાસુદેવ મ્હેતા ( મલયાનિલ )—

હરિનો સંગ

સ્વજન, મ્હને ચઢિયા નેહના રંગઃ (૨)
ગુલાબી જો ને વીંટળાઈ અંગો અંગ! —ટેક
કવિતા સ્ફુરે છે કંઈ, ઉરે ઉર રહે નહીં,
વહી જતી પ્રતિભા અનંગઃ સ્વજન મ્હને૦ ૧
વિકસે છે નેણ મ્હારી, કરણે શક્તિ પ્રસારી,
દેહ આજ ઊઘડ્યો અનન્તઃ સ્વજન મ્હને૦ ૨
વહે છે ને નીતરે છે અંગથી અખંડ રંગ,
એ તો ભાઈ હરિ કેરા સંગ ! સ્વજન મ્હને૦ ૩

૬૦ રામનારાયણ વિશ્વનાથ પાઠક (શેષ)—

સિંધુનું આમંત્રણ

આનન્દસિન્ધુ આમંત્રે સ્વયં હસ્ત ઉછાળતો,
રંગબેરંગી ઝાંયોનાં મોતીઓ વરષાવતો. ૧
નહીં માર્ગ નહીં કેડી, દ્વાર કે દરવાન ના,
જ્યાં હો ત્યાંથી અહીં આવો. પાડ કે અહ્‌સાન ના. ૨
દેખાતા સામસામા જડ જમિનતટો તો ય આ એક સિન્ધુ;
લાખાલાખા વસેલા મનુજ જગ પરે આપણે એક બન્ધુ.
આવો આવો પ્રજાઓ ! અહિં યુગયુગનાં વૈર વાસો હસીલાં,
સિન્ધુ સાથે મિલાવી નિજ સુર ગરવાં ગીત ગાઓ રસીલાં. ૩
આવો ફિલસૂફ આવો કવિગણ રસિકો ને કલાકોવિદો યે!
ઊર્મિ, પ્રૌઢા તરંગોચલગિરિવરશા, રંગિલા બુદ્‌બુદો, ને
આ ઘેરા ઘોર ગર્ત્તો અતલ, ઉલટતા વારિઓઘો અગાધ,
ને વિસ્તારો વિશાળા, સહુ દિશ સરખાઃ માંહ્ય ખેલો અબાધ. ૪
સહસ્ર સ્રોતથી ઘેલી નદી જીવનની વહે,
ઘડી શુદ્ધ ઘડી મેલી, ક્ષણે ના સરખી રહે. ૫

તેમાં આ તટથી પેલે જતાં જત સ્ટીમથી,
અનુકૂલ વહી આવો પ્રવાહોના જ પન્થથી. ૬
અન્ધારાં ભેદવાને અંહિંથિ દિનકરે હસ્ત પ્હેલો ઉગામે,
વિશ્વોમાં એક ચક્કે ફરિ અતુલબલે અસ્ત એ આંહિં પામે;
જીવો નિઃસંખ્ય સૌ આ અકલ સલિલથી આહિંયાં નિર્ગમે છે,
ઊંચાનીચા ફરીને સમય નિજ થતાં આંહિં આવી શમે છે. ૭
આવો સૌ પુણ્યશાલી અમલ કરણીના પુણ્યનો આ જ આરો,
નિઃસંકોચે પધારો કલુષિત થયલા! વારિધિ આ ત્હમારો;
પ્રાયશ્ચિત્તે અહીંયાં અજળિ ન કરવાં દાસણા દુઃખદાહે,
વાસીને પાપપુણ્યોતણું અમત, રમો શુદ્ધ મુક્ત પ્રવાહે. ૮
સુણાયે સાદ એ દેશ કાલની પાર દૂરથી,
લોકલોકતણા ઊંડા અન્તરતમ ઊરથી. ૯
“નિત્ય એ સાદ આવે છે, સત્ય એમાં કશૂં નથી;”
“જવાશે જઇશૂં ત્યારે,” કરી કોઇ પ્રમાદથી ૧૦
ગયું ના. પણ એ સિન્ધુ હજી હસ્ત ઉછાળતો,
આમંત્રે રંગબેરંગી મોતીઓ વરષાવતો. ૧૧



जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयं ॥

( ઉદ્ભાવિત તરજુમો : આર્યા )

અતિભાગ્યસિદ્ધ જિતે છે, લયરસપુર વાણિવિહારિ કવિવર તે
જેના ધવલ સુકદેહે કાલકાલિમા ય ના લાગે.

ઇતિ

# વિવરણ

हितं मनोहारि च दुर्लभं वचः—भारवि

કહી જ મીઠી હિતલક્ષણા ગિરા.

Today poets lack the inestimable advantage of direct criticism. What poets need is the dead cat thrown at them by the dissatisfied members of the audience

—JOHN MASEFIELD

( તરજુમો ) કવિઓને સક્રિય ટીકાનો અમૂલ્ય લાભ આજે નથી મળતો. (આગલા સમયમાં) શ્રોતાઓમાંથી નારાજ થતા લોક કવિ ઉપર મુવેલી બિલાડીની (અને એવી એવી) પુષ્પાંજલિ વર્ષાવતા. આજે પણ ( કવિઓને સાચા વિકાસને માટે ) એ ( નારાજીપાનું ચોકખું અનુત્તર પ્રદર્શન ) જરૂરનું છે.

• • •

Imitators, every one knows do not count in the history of poetry.

—B. CROCE

( તરજુમો ) સૌ જાણે છે કે નકલી કવિઓને કવિતાના ઇતિહાસમાં સ્થાન જ નથી.

• • •

With poetry secondrate in quality no one ought to be allowed to trouble mankind.

—RUSKIN

( તરજુમો ) ઉતરતા ગુણની કવિતા વડે માણસ જાતિનું મગજ પકવવાની છૂટ કોઇને પણ હોવી જોઇએ નહીં.

• • •

Truly great work never pleases at once, and the god set up by the multitude keeps his place on the altar but a short time. This rule is most directly confirmed in the case of pictures, where, as connoisseurs well know, the masterpieces are not the first to attract attention. If they make a deep impression, it is not after one but only after repeated inspections; but then they excite more and more admiration every time they are seen.

—SCHOPENHAUER.

(તરજુમો) મહા સાહિત્યને લોકાદર મેળવતાં વાર લાગે છે. લોક જેની દેવ લેખે પૂજા કરે છે તેને પછી થોડાજ સમયમાં અપૂજ્ય પણ રાખે છે. આ નિયમ સૌથી વધારે ચિત્રોના દાખલામાં પ્રત્યક્ષ થાય છે; અને ચિત્રોના પારેખો સારી રીતે જાણે છે, જે શ્રેષ્ઠ ચિત્રો તર્ફ પ્રથમ ધ્યાન નથી ખેંચાતું. વારંવાર જોવાયા પછીજ ઉત્તમ ચિત્ર ઉંડી અસર ઉપજાવે છે, અને પછી તો તે જેટલી વાર જોવામાં આવે તેટલી વાર વધારે વધારેજ મોહની લગાડે છે.

# વિવરણ

## ૧ સ્તુતિમંગલ:

**રાધા શું શૃંગાર અને—છોટાલાલ નરભેરામ ભટ્ટ.**

છન્દ ૩૧-વર્ણી* કવિત કે મનહર છન્દ. ‡

---

*વર્ણી ઉચ્ચારણ ક્રિયાનું એકમ, સિલેબલ્; સિલેબિક એ વિશેષણ માટે પણ આ જ શબ્દ. (**વચડી, વચડું**, આ શબ્દનાં અપભ્રષ્ટ રૂપ, અમુક અમુક સંકુચિત અર્થમાંજ વપરાય છે. **અક્ષર** શબ્દ વધારે વ્યાપક અર્થમાં પણ વપરાય છે.)

‡ કવિત મનહર ઘનાક્ષરી અને તેમના ભેદો વિષે લખતાં પિંગલ શાસ્ત્રીઓએ ભેદો વ્યાખ્યાઓ અને નામોનો વર્ષાદ વર્ષાવ્યો છે:-જુવો રણછોડભાઇ ઉદયરામના "રણપિંગલ" એ મોટા ગ્રન્થનો 'વર્ણમેળ છન્દ' નામે વિભાગ પૃ. ૪૩૫ થી ૪૬૦. હિન્દી ભાષામાં તો આ એક જ છન્દજાતિ ઉપર પિંગલશાસ્ત્રીઓએ પુસ્તકો લખ્યાં છે. એ સર્વ કવિતો ૩૦-વર્ણી, ૩૧-વર્ણી, ૩૨-વર્ણી, એટલે ત્રીશાં એકત્રીશાં બત્રીશાં કવિતો છે. એ દરેક જાતિના ચાર પેટાભેદ ગણવા બસ છે: પંક્તિના છેલ્લા બે વર્ણીઓને જ ધ્યાનમાં લઇ આપણે તેમને લગાન્ત, ગાગાન્ત, ગાલાન્ત, અને લલાન્ત એ ચાર સાદાં વિશેષણે ઓળખી શકિયે. **લ**-લઘુ કે હ્રસ્વ વર્ણી, ૧ માત્રાનો; **ગ** (કે **ગ**)-ગુરુ કે દીર્ઘ, બે માત્રાનો. આ ચાર પેટા ભેદોમાંથી પ્હેલા બે ઉત્તમ છે. આ નમૂનાની ૧ લી કડી ગાગાન્ત અને ૨ જી લગાન્ત છે. ત્રીજા ચોથા પેટા ભેદમાં **ગાલ ગાલ, લલ લલ** એમ અન્તે દ્વિરુક્તિવાળી રચનાઓ પણ અસરકારક થઇ શકે.

આખી પંક્તિના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ બે જ ખંડ ગણતાં વર્ણી ૧૬+૧૪ ૧૬+૧૫, ૧૬+૧૬ એમ (ત્રણે જાતિના અનુક્રમે) ખંડ પડે. પણ ૧૬ મી વર્ણીએ **વિરામ** (અટકવું) આવશ્યક નથી; જુવો અહીં કડી ૨ જી ની પંક્તિ ૧ લી અને ૪ થી. એટલે પંક્તિ અન્તે વિરામ, ચાર પંક્તિની કડી, અને ચારે પંક્તિ એક પ્રાસે સાંધેલી, એટલું જ આવશ્યક છે. ( આપણે એક પંક્તિ લખતાં છાપતાં બે લીટી કરી

(ક-૬)

**વિષય અને અર્થ** ૧ લી કડીમાં કૃષ્ણલીલાની સ્તુતિ મિષે, ૨ જી માં દશાવતાર સ્તુતિ મિષે, દશે રસના વિષય દશે રસ રૂપ રસો વૈ સઃ એ પરમાત્માની સ્તુતિ છે. તેને પ્રથમ મુકીને હું સવિવરણ સંગ્રહકર્તા આ ચોપડીનું મંગલાચરણ કરું છું.

**રસના** ( ૧ ) જીભ, વાણી; ( ૨ ) શૃંગારાદિ રસોના. આપ **રસના વિષય** છો–( ૧ ) જીભ વિષય છો, વાણી વિષય છો; ( ૨ ) રસોના વિષય ( વાસ્તવિક સનાતન અનન્ય આધાર) છો. આ શ્લેષાલંકાર ઉપરાંત બીજા અલંકારો પણ આમાં છે. પ્રવેશકમાં ગણાવેલી કવિ પેઢીઓમાંથી દલપતનર્મદની પ્રથમ પેઢીને પણ આપણી સંસ્કૃતિ પરમ્પરાએ જે અલંકાર પ્રધાન કવિતાશૈલી વારસામાં મળેલી તે શૈલીનો આ નમૂનો છે. આખી કૃતિજ અલંકારમય છે. [ પણ અલંકારોનો શાસ્ત્રીય વિષય આ ચોપડીના સામાન્ય વાચકો કરતાં વધારે જ્ઞાનાધિકારવાળા વર્ગ માટેનો હોવાથી અહીં છોડીજ દઉં છું. ક્વચિત્ સ્હેજ ઇશારાથી જ સન્તોષ માનીશ. વળી પ્હેલો અર્થ, પછી અલંકાર વગેરે; અલંકારાદિ જોવામાં અર્થને વિષે બેદરકારી ચલાવી ના લેવાય. પિંગલનો વિષય પણ શાસ્ત્રીય તોય મુકાબલે સહેલો છે. વળી પિંગલ જ્ઞાનના મૂલ તત્ત્વો વગર કવિતાના અભ્યાસીને ચાલે જ નહીં, એટલે પ્રાથમિક સમજુતી, ટુંકાવીને અને બનતી સરલતાથી ટિપ્પણોમાં આપું છું. ‡સંજ્ઞાવાળાં ટિપ્પણોમાં જ એ વિષય લખીશ, એટલે જેને ન વાંચવો હોય તેને વચ્ચે વચ્ચે નહીં નડે. ]

આખું ઘટાવતાં કવિને કેટલાક અંશ જરા તાણવા પડયા છે. યાદવોને શોક્યા એ શાન્ત રસનો દાખલો કેવી રીતે, મત્સ્યાવતાર વાત્સલ્યનો કે કૂર્માવતાર હાસ્યરસનો પ્રતીક કેમ, રામાવતારનો આખો સંદર્ભ કરુણરસપ્રધાન કહેવાય ખરો, વગેરે સવાલોના સૌને ઝટ ગળે ઉતરે એવા સન્તોષકારક જવાબ ભાગ્યે દઇ શકાય. કંઇક અંશે સાચાં એવાં વિધાન પણ કવિ કરે તેની એને છૂટ હોવી જોઇએ, એ જ છેવટનો જવાબ છે.

---

નાખિયે છ, તે તો સુગમતા માટે. સમૃદ્ધિમાં બે ટુંકી પંક્તિઓ એક લીટીએ પણ છાપેલી છે, સુગમતા માટે.)

પંક્તિ અન્તે વિરામ, એટલે કે બીજાં વિરામ માટે કવિને પૂરેપૂરી છૂટ. ૩૦, ૩૧, કે ૩૨ વર્ણીઓ અવિરામે બોલવી શક્ય જ નથી. આ વર્ણમેળ છન્દસમૂહમાં આ રીતે લઘુગુરુની ભાતીગળ રચનાના બન્ધનથી સ્વાતંત્ર્ય અને અર્થાનુકૂલ વિરામરચનાનું સ્વાતંત્ર્ય પણ મળી શકે છે. તથાપિ એ રચનાઓ ગુજરાતીમાં ઓછી જ ચાલે છે તેનો ખુલાસો આ છે, જે એ છન્દોમાં અક્ષરે અક્ષર ચીપીને બોલાય છે; અને એવું ઉચ્ચારણ ગુજરાતી ઉચ્ચારણની સામાન્ય લઢણને અનુકૂલ છે જ નહીં. આપણે તો

## ૨ રસિકોને સૂક્ષ્મ સહચાર માટે નિમંત્રણ :

### આવો આવો વ્હાલાં – ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

**છન્દ** પદ,* " ઓધવજી સંદેશો કહેજો શ્યામને " એ ઢાળનું‡

**પાઠફેર** પંક્તિ ૨-કવિનો પાઠ " કઇ કઇ દિવ્ય " છે. કઇ, કઇકઇ, દિવ્ય, ત્રણે શબ્દનો અમુક અમુક જ અર્થ છે, તે જણાવવા હોય ત્યાં એ જ શબ્દ વાપરવા પડે. પણ કેટલાક લેખકો જ્યાં ને ત્યાં કઇ, કઇ કઇ, દિવ્ય, ભવ્ય, સુન્દર, આદિ શબ્દો વેર્યા કરે છે,† તે અન્વય માગે તે પ્રમાણે ફેરવી લેવાથી રચના સુધરે છે. પંક્તિ ૬માં " સ્નેહી " શબ્દ ફેરવી " રસિકો " લખ્યો છે; અને પંક્તિ ૧૦માં " સ્નેહભર્યા સમ્બન્ધ " ને ઠેકાણે " સૂક્ષ્મતન્તુ સમ્બન્ધ " લખ્યું છે; અને આ નજીવા ફેરફાર, આ સાદી સરલ ઊર્મિ લોહીસમ્બન્ધે વ્હાલાંઓને માટે આલેખાયલી

---

લંઘુ વર્ણીને ઘણીવાર **દ્રુત** ( ૧ માત્રા જેટલો સમય પણ લીધા વગર, ખોડો અક્ષર હોય એમ ) બોલિયે છિયે. આ નમૂનામાં જ —

**વરાહ કે બીભત્સ કે નૃસિંહ કે ભય છો**

એ ખંડમાં **વ હ ત્સ હ ભ ય** એ અકારાન્ત વર્ણીઓને ચીપીને ( એટલે દ્રુત નહીં પણ પૂરી એક માત્રાનો સમય લઇને ) બોલવા પડે છે. એ પછીની લીટીમાં તો એવા નવ વર્ણી આવે છે. આપણી ગુજરાતી ઉચ્ચારણ ઢબમાં ઉછરેલાઓને આવી પંક્તિ **કર્ણકટુ** અથવા **કર્કશ** અથવા **અમધુર** ( cacophonous કૅકોફૉનસ ) લાગે જ. હિન્દી અને ગુજરાતી વચ્ચેના મોટા ભેદમાંનો એક આ ઉચ્ચારણ રૂઢિનો ભેદ છે.

* **છન્દ પદ્ય પદ**—સંગીતનાં માપવાળાં બધાં કાવ્યોને **પદ** કહેવાં; વર્ણમેળ (અક્ષરમેળ), માત્રામેળ છન્દમાં રચેલાં કાવ્યોને **પદ્ય** કહેવાં; વળી **છન્દ** શબ્દ વધારે વિશાલ અર્થમાં પદ અથવા પદ્ય ગમે તે એટલે કે તમામ જાતની માપસર કવિતાના બન્ધારણ માટે પણ વપરાય. સંગીત કે પદ્યનું કશું જ માપ ન હોય એવી શૂન્યલક્ષણ કે અછાન્દસ રચનાઓનો એક પણ નમૂનો આ સંગ્રહમાં લીધો નથી.

† મ્હારા કેટલાક મિત્રોને વિશેષણો જરા ગુંચવે છે, એટલે તેઓ વારંવાર " પેલું પેલું " કર્યા કરે છે, અથવા અંગ્રેજી શબ્દ પ્હેલો સાંભરી આવતાં તે બોલી નાખીને વાતચિતને ઢેડગુજરાતી બનાવી દે છે. આવા ઘણા માણસો દેશમાં છે. ગુજરાતી ભાષણ લખાણ કવિતા આદિને અઘરાં, વિદ્વદ્‌ભોગ્ય, અતિસંસ્કૃત, આદિ વિશેષણો કે ગાળોએ નવાજનારા આ લોકો જ મોટે ભાગે છે. આપણા કેળવણી તંત્રમાં હજી વાહન લેખે માતૃભાષાને પૂરતું સ્થાન નથી, અંગ્રેજીનો અઘટિત વધારે

તેને આ સંગ્રહના પ્રવેશક લેખે-રસિકોના વધારે મોટા વર્ગને બન્ધ બેસતી કરી લેવાને સારુ કર્યા છે. વ્યોમમાં ઊડવું વગેરે મૂલમાં જરા અસ્ફુટ છે, તે પણ આ ફેરફારથી વિષયાનુકૂલ સ્ફુટાર્થવાળું બને છે. વળી છેલ્લી બે પંક્તિમાં કવિએ "સાથે ત્યાં સંચરિયે કાં" એમ પ્રશ્નાર્થ વાક્ય રાખેલું, એવા ઉક્તિવૈચિત્ર્યમાં કશોજ વિશેષ અર્થ ન હોવાથી, અહિં તેને સીધા રૂપમાં ફેરવી નાખ્યું છે.

આ સંગ્રહમાં મૂલ પાઠને જ વળગી રહ્યો છું. પણ જે અત્યંત વિરલ સ્થળે ફેરફાર કર્યાં છે, કે બે ભિન્ન પાઠમાંથી એક લીધો છે, ત્યાં અહીં પ્રમાણે ખુલાસો કર્યો છે. આરંભે મુકેલા દાખલામાં જ પાઠફેરની કલમ જોઇને વાચકે આખા સંગ્રહ વિષે પ્રતિકૂલ વલણ બાંધી ન લેવું.

અર્થ ભાવનાઓ ઉમદા આશયો આદિ માણસના સાથામાં સાચા

---

ઉપયોગ ચાલ્યા કરે છે, ત્યાં લગી આ ગાજો—અથવા કહો કે આ પોતાની અશક્તિનો સાચા માણસ ઉપર દોષરૂપે આક્ષેપ, ચિરંજીવ છે.

‡ પદના તાલ અને સુરની વ્યાખ્યા કરવી એ સંગીત શાસ્ત્રનો વિષય છે. પણ ઘણાં પદોની **માત્રામેળ** ( માત્રાની ગણના વડે પંક્તિ અને કડીનું માપ કહી શકાય એવાં ) પદ્ય કે છન્દ લેખે પણ વ્યાખ્યા બાંધી શકાય. આપણા પિંગલમાંના ઘણા છન્દ ( વર્ણમેળ અને માત્રામેળ ) મૂળ પદોમાંથી જ નીપજેલા લાગે છે. અને પિંગલશાસ્ત્રીઓએ આ દિશામાં પ્રગતિ કરતા રહીને પોતાના શાસ્ત્રને ખીલવવાનું છે.

દ્રુત, લ, અને ગના અર્થ આવી ગયા. સંગીતમાં **પ્લુત** એટલે બે માત્રાથી ઉચ્ચારણમાં વધારે સમય લે એવા સ્વરો પણ આવે. આ નમૂનામાં ઊડિયે, ઉલ્લાસ જો, ઉકાશ છે, ઉલ્લાષ જો-એમ પંક્તિને અન્તે આવેલા ત્રણ ત્રણ વર્ણો જોઇયે, તો **વિષમ** ( એકી ) પંક્તિઓમાં એ ઝુમખાંમાંનો પ્હેલો વર્ણ, અને **સમ** ( બેકી ) પંક્તિઓમાં પ્હેલો તેમ છેલ્લો, ગાનાર ગાતાં પ્લુત એટલે લંબાવીને ગાવા ઇચ્છે તો તેમ બોલી શકાય એવા છે. આ ઢાળમાં એવું બીજું પણ એક આવશ્યક પ્લુતસ્થાન છે:—"ઓધવજી" એ પ્રથમ શબ્દના છેલ્લા વર્ણ જીનું સ્થાન. સંગીતની માત્રામેળ છન્દ લેખે વ્યાખ્યા કરતાં પ્રથમ જ સાચવી લેવાં પડે આ પ્લુતસ્થાનો. આપણે લઘુ=એક માત્રા, ગુરુ=બે માત્રા એમ વ્યાખ્યા બાંધી, એટલે ગ=લલ એ પણ સ્વીકારવું પડે. પરંતુ પ્લુતસ્થાનમાં તો બે માત્રા=ગુરુ જ, બે લઘુ નહીં; કેમકે ગુરુ જેટલી મીઠાશથી અને કુદરતી રીતે પ્લુત ઉચ્ચારાય તેમ લલ ના લલકારી શકાય.

અભિલાષને આત્માના કહેવા યથાર્થ છે. એવા એવા અભિલાષ જાગે, પોષાય, કૃતિમાં મુકાવા જેટલું ઘનત્વ પામે, તેને સારુ કવિતા અને કલાના ઉચિત વિલાસવિહાર ઉત્તમ સાધનોમાંનુ એક છે. અને એ સાધનની પદ્ધતિ કાવ્યફિલસૂફો-એ સન્મિત્ર અને પ્રિયાના સત્સંગ અને સહચાર જેવી ગણી છે, કેમકે એ સાધન કેળવતાં અને એ શોખ વિકસાવતાં આનન્દ મળે છે અને સાથે સાથે ઉચ્ચ સૂક્ષ્મ ઊર્મિઓ અને રતિઓ પણ જાગે છે અને પોષાય છે. કલાવિહાર તેજોમય ઉચ્ચતર ઊર્મિઓનોવિહાર હોઈ દુન્યવી રાગદ્વેષ મુસ્કેલી અને ગૂંચો, વિરોધો અને નિરાશાઓ અને અશકયતાઓથી પણ મુક્ત હોઇ આકાશવિહાર સાથે સરખાવાય એવો છે. કલા-સૌન્દર્યમાં લીન માણસ એટલો સમય જડ બન્ધનો અને સ્થૂલ આકર્ષણો અને ઘર્ષણોથી છૂટો પડી લાગણી પ્રધાન રતિપ્રધાન બુદ્ધિપ્રધાન કલ્પનાપ્રધાન જીવન જ માણે છે.

૮ રુચિસામ્યના અનુભવે **સ્નેહી** પણ થયેલા.

**૧૦-૧૨** સૂક્ષ્મ તન્તુઓ ( રુચિ ઊર્મિ શોખ જ્ઞાન આદિ) ની સમાનતારૂપ અથવા તે વડે સમ્બન્ધ બાંધ્યા છે. આ રુચિઓ આદિનાં મૂલ ઊંડાં અને

---

હવે જુવો કે આ ઢાળની દરેક પંક્તિ ૨૧ માત્રાની છે; તેમાંથી છેલ્લી પાંચ માત્રામાં વિષમ પંક્તિએ એક, સમ પંક્તિએ બે પ્લુત, અને દરેક પંક્તિએ ૫ મી ૬ ઠી માત્રા મળીને મુકવાનો ગુરુ એટલાં પ્લુત સ્થાન આવે જ. પંક્તિની પહેલી ચાર માત્રાનું **એકમ** જુદું પડી ગયું એટલે સોળે માત્રા ચાર ચાર માત્રાના ચાર ઝુમખાં ગણિયે એમાં લાઘવ છે. એટલે આ ઢાળની દરેક પંક્તિ પાંચ ઝુમખાંની–માત્રા ૪ +૪+૪+૪+૫; તેમાંથી બીજા ઝુમખાનો પ્હેલો વર્ણ, છેલ્લા ઝુમખાનો પ્હેલો વર્ણ અને સમ પંક્તિઓમાં છેલ્લો વર્ણ પણ ગુરુ જોઇએ. **સન્ધિ** શબ્દ પિંગલમાં વપરાય છે તેનો **અર્થ** ઝુમખું અથવા એકમ જ છે. માત્રાને **કલ** કે **કળા** પણ કહે છે. ચાર માત્રાનો સન્ધિ તો **ચોકલ** અથવા **ચોકલિયો ગણ** થયો. માત્રામેળની વ્યાખ્યામાં આ ગણ જ ઘણો વપરાય છે. પણ આ ઢાળમાં એક ગણ **પંચકલ** પણ આવ્યો, છેલ્લો. માત્રામેળ વ્યાખ્યાઓમાં દ્વિકલ, ત્રિકલ, ચોકલ, પંચકલ ષટ્કલ, અને કેટલીક વાર સપ્તકલ, ગણો દર્શાવીને આખી પંક્તિ **અને** કડીની વ્યાખ્યા કરવામાં આવે છે. આ ગણોને અનુક્રમે **દ, ત્ર, ચ, પ, છ, સપ્**, કહિયે તો એ સંજ્ઞા જ આપણને દરેક કેટલી માત્રાનો તે કહી દે.

ચતુષ્કલ ગણ–લલલલ, લલગા, ગાલલ, ગાગા, અને લગાલ, એ પાંચમાંથી હર-કોઇ રૂપનો હોઇ શકે; પણ આ પાંચમાંથી **લગાલ** રૂપ ઘણે ભાગે વર્જ્ય ગણાય છે.

જન્મથી મળેલી પ્રકૃતિમાં હોવાથી તેને ઈશ્વરે બાંધ્યા અગર વિધિએ નિર્મ્યા કહેવા યથાર્થ છે. એકજ ઝમાનાની પરિસ્થિતિમાં ઉછરેલા રસિકો ઘણી બાબતે સમાનધર્મી હોય, એ રીતે પણ **વિધિનિર્મ્યા.** **અનન્ત** કવિતા સંગીત **આદિ** કલાઓનો વિહાર વ્યોમવિહાર જેવો છે, એ બે વચ્ચેના કેટલાક સમાન ધર્મ ઉપર આવી ગયા. વળી વ્યોમ અનન્ત તેમ સૌન્દર્યવ્યોમો પણ દરેક અનન્ત છે. રાગદ્વેષાદિ નહીં એટલે આ સ્નેહ અને સહચાર વધતા જ જાય, તેમને વધવાનું ક્ષેત્ર પણ **અનન્ત**; અનેકાનેક, જેમાંનું દરેક અમર્યાદ.



**૬ કવિ ચકોરની લગની :**

**કવણ રસિકતા જાણશે – કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

છન્દ પદ. આ ગેય રચનામાં જુદાંજુદાં ગેય એકમો ( units યુનિટસ ) દેશી અને સુપરિચિત છે, તે નીચે આપેલા માત્રામેળ જોતાં સ્પષ્ટ જણાઇ આવશે. પરન્તુ એ એકમોનું મિશ્રણ જુદું જુદું કર્યા કર્યું છે. આપણે અમુક એકમ–એકમોના અમુક મિશ્રણની **કડી** બાંધીને તેને વળગી રહી **તેનાં** જ પુનરાવર્ત્તનો આખી કવિતામાં કરિયે છિયે. જુદા બંધારણની કડી આવતાં તે જુદું કાવ્ય, નહીં તો એ

---

બાકી ચાર રહ્યાં તેમાંથી આ ઢાળનો બીજો ગણ **ગાગા** કે **ગાલલ** એ રૂપનો જ હોવો જોઇએ. આ દાખલામાં ૮ મી પંકિતમાં મેં **નહૈ** જોડણી કરી છે એટલા માટે. ૧૦ મી પંકિત ગાઈ જુવો, જરા ઉતરતી લાગશે; કારણ કે એમાં બીજો ગણ **અલુએ** ગાગા કે ગાલલ નથી. તેમ પંકિતના ચારે ગણ **ગાગા** ( જુવો પંકિત ૯ ), એવી વધારે પંકિતઓ આવે તો મઝા ઘટે. **તદેવતા** ( મોનોટોની monotony ) એટલે એને એ ( तत्+एव+ता ) આવ્યા કરે, તેથી ન કંટાળનાર થોડા.

છેવટ પ્રાસ. આપણી ઘણી ખરી કવિતામાં બે સાથેસાથેની પંકિત પ્રાસે સાંધિયે છિયે; આવા પ્રાસને યમક કહે છે. પણ આ ઢાળમાં બેકી પંકિતઓનો પ્રાસ જ વધારે શોભે છે; શાને વારુ ? ઉપર પ્લુત વિષે આવી ગયું તે કારણથી. અને જો પ્રાસરચના આવી, તો આ ઢાળમાં ચાર પંકિતની કડી જ ઉત્તમ, જો કે બે બે પંકિતની કડી પણ જોવામાં આવે છે.

( ઉપર છ, પ, ચ, ત્ર, દ સંજ્ઞાઓ આપી તે માત્રાગણોને ટ, ઠ, ડ, ઢ, ણ પણ કહે છે; જુવો રણછોડભાઇનો ગ્રન્થ સંજ્ઞાપ્રકરણ પૃ. ૨૮–૩૪. વર્ણમેળ ગણોમાં તગણ સગણ આવે છે માટે ત્રિકલ ગણની સંજ્ઞા **ત** નહીં **ત્ર**; સપ્તકલ ગણની **સ** નહીં **સપ.**)

કાવ્યનો જુદો જ ખંડ ગણાય છે. પ્રાચીન ગ્રીસની ગેય કવિતામાં બે કડીઓ પણ બાંધવામાં આવતી, ત્યાં બીજીની રચના પ્હેલી કડીથી થોડી જુદી રાખતા; અને એને સ્ટ્રોફી એન્ટિસ્ટ્રોફી કહેતા; પછી એ બે કડીની આનુપૂર્વીને સંગીતની એક સળંગ કડી ગણીને કવિ એ કડીજોડનાં જ જોઇતાં પુનરાવર્ત્તનો રચતો. અહીં અર્થ પ્રમાણે ચાર કડી પડે છે ખરી, પરન્તુ એ ચારે સંગીતના તેમ પિંગલના માપમાં એક બીજીથી જુદીજુદી છે.‡

**કવિતાજાતિ.** વાચ્યાર્થ ઉપરાંત બીજો અર્થ એટલો જ સ્ફુટ અને વધારે આકર્ષક હોય, તેમ એને પડદે રાખીને પણ કથ્યો, તેમાં ચમત્કાર અને કવિની રસિકતા જણાય, એવી કવિતાને **અન્યોક્તિ** કહે છે. "કહ્યું એકને (વા એક વિષે) સંભળાવ્યું (અગર લાગુ પડે) બીજાને પણ", તે અન્યોક્તિ. કટાક્ષ ગર્ભિત હોય તો જ અન્યોક્તિ, એવી વ્યાખ્યા અતિસંકુચિત છે.

અહીં **સુધાસિન્ધુ ઇન્દુ**–(૧) "ગીતગોવિન્દ" કાવ્ય, અને તેનો કર્તા કવિ

---

‡ આ નમૂનાનો માત્રામેળ–પંક્તિ ૧, ૩; ૧૨; ૨૩; ૨૭;–દોહરાની પંક્તિનો પૂર્વાર્ધ: માત્રા ૧૩. પંક્તિ ૧૭, ૧૮–દોહરા પંક્તિનો ઉત્તરાર્ધ: માત્રા ૧૧. પંક્તિ ૨; ૪; ૨૨; ૨૪; ૨૬; ૨૮;–ચોકલ ગણ બે (માત્રા ૮), **ગાન્ત.** પંક્તિ ૧૧, ૧૩: માત્રા ૯, **ગાન્ત.** પંક્તિ ૭, ૮, ૯; ૧૯; ૨૦ માત્રા ૧૪; ગાન્ત. પંક્તિ ૫; ૬: ચોકલ ગણ ૫ (માત્રા ૨૦); **લગાન્ત.** પંક્તિ ૧૦; ૨૫: માત્રા ૨૧; ગાલગાન્ત. (આવી ચાર પંક્તિની કડીવાળા છંદને પ્લવંગમ, ચંદ્રાયન, રાસા વગેરે કહે છે; જુવો રણપિંગલ–માત્રામેળ વિભાગ પૃ. ૨૬–૨૭). પંક્તિ ૨૧, માત્રા ૨૩ લગાન્ત.

બાકી રહી પંક્તિ ૧૪, ૧૫, ૧૬. એ ત્રણને પણ ઉપર મુજબ વર્ણવાય, પણ એ પંક્તિઓ અક્ષર મેળ માપની પણ છે. અક્ષરમેળ (વર્ણમેળ અથવા આપણા વર્ણી શબ્દને જ વળગિયે તો વર્ણીમેળ) રચનાઓની વ્યાખ્યા કરવા જતાં, અનુષ્ટુપ, મનહર, એવા થોડા છન્દોની લક્ષણબન્ધી માત્ર વર્ણી સંખ્યા વડે થઇ શકે છે; વર્ણીના ગુરુ અને લઘુ બે ભેદને જ વળગીને ગુલબંકી જાતિના છન્દ છન્દોનું પૃથક્કરણ થાય; પણ ઘણાખરા વર્ણમેળ છન્દોને માટે ત્રણ ત્રણ વર્ણીના ઝુમખા કે ગણ લઇને લક્ષણો આપવામાં આવે છે. દ્રુત કે પ્લુતને પિંગલમાં સ્થાન નથી, એટલે વર્ણી લઘુ વા ગુરુ હોય. અને ત્રણ ત્રણ વર્ણીના ગણ, એવા જુદા જુદા આઠ જ ગણ હોઈ શકે. આઠેની પારિભાષિક સંજ્ઞા અને દરેકનું લક્ષણ યાદ રાખવાને નીચેની દશવર્ણી લીટી ઉપયોગી છે.

**યમાતારાજભાનસલગં.** **ય**=યગણ, વ્યાખ્યા **યમાતા**=લગાગા. **મ**=મગણ, વ્યાખ્યા **માતારા**=ગાગાગા. **ત**=તગણ વ્યાખ્યા **તારાજ**=ગાગાલ.

જયદેવ; **રંક ચકોર પંખી**–(૧) સમ શ્લોકી તરજુમો કરનાર: વાચ્યાર્થમાંનું દ્વંદ્વ આ. પણ આ વિશેષ અર્થ ઉપરાંત સામાન્ય અને વિશાલ અર્થમાં ઇન્દુ–(૨) કવિતા કલા, સુન્દરતાની અપ્સરા; ચકોર–(૨) સૌંદર્યપિપાસુ, સૌંદર્યપાને જ તૃષા છીપે એવો ભાવનામય પણ બીજી સર્વ વાતે અત્યંત પામર કવિજન. વસ્તુમાંની ત્રીજી વ્યકિત **તારા**–સહૃદય વાચકો અને સહભોગીઓ, કવિતાકલાનો શોખીનભોગી વર્ગ, બંને અર્થમાં તે ને તે છે.

અર્થ ૧ **હૃદય રસિક** ( છેલ્લી કડીમાં **રસિક હૃદય** ) કવિ; ભૂતલનું જ્યોતિરિંખિ પંખી.

૨ **અમૃત** ગુજરાતી કવીઓ ઘણુંખરું આ શબ્દમાં પ્રથમ વર્ણને ગુરુ ગણે છે. તત્સમ શબ્દને આટલી છૂટ લેવા પૂરતો તદ્ભવ કરી નાખવો ઠીક નથી. **અમીટ મીટ** અનિમેષ દર્શન. મીટ માંડવી–અનિમેષ જોવું; એટલે અમીટ મીટ માત્ર દ્વિરુકિત જણાય છે, અત્યન્ત અનિમેષ દર્શન એવા અર્થમાં. **દુર્ઘટ ઘટયોગ** ( ૧ ) મૂલ (સંસ્કૃત) ના અર્થ અને લય પ્રમાણે જ ગુજરાતી 'સમશ્લોકી' રચનાનો દુર્ઘટ યોગ; (૨) સૌન્દર્યની અમુક ઝલકની ઝાંખી થઈ, તે અનિર્વચનીય મૂલને માનવીની

---

ર=રગણ, વ્યાખ્યા **રાજભા**=ગાલગા. **જ**=જગણ, વ્યાખ્યા, **જભાન**=લગાલ. **ભ**=ભગણ, વ્યાખ્યા **ભાનસ**=ગાલલ. **ન**=નગણ, વ્યાખ્યા **નસલ=લલલ.** અને **સ**=સગણ, વ્યાખ્યા **સલગં**=લલગા; આ સંજ્ઞાઓ પ્રમાણે આ નમૂનાની પંકિત ૧૪,૧૫ **જસજસ** અને પંકિત ૧૬ **જસ** માપની છે. **જસજસ** એ ૧૨ વર્ણી જગતી જાતિના છંદનું નામ જલોદ્ધતગતિ છે; **જસ** એ છવર્ણી ગાયત્રી જાતિના છન્દનું નામ કુહી કે અપરભા છે. કવિ પોતે જણાવે છે, આવી મિશ્ર રચના "ભિન્ન ભિન્ન સન્ધિનો મેળ મેળવવાના અખતરા તરીકે" કરેલી. એમના ન્હાનાલાલી કે વ્હિટ્‌માનક રચના, "વનવેલી," અને બીજી જાતના પ્રયોગો પણ જાણીતા છે.

ન્હાનાલાલી રચનાને વ્હિટ્‌માનક કહું છું કેમકે અંગ્રેજ અમેરિકન કવિઓમાં એ રચનાઓનો સૌથી જાણીતો વાપરનાર વ્હિટમાન (Walt Whitman) છે. એ રચનાનું યુરોપી નામ વર્સ લાઇબર (**Vers libor**) છે. વ્હિટ્‌માનની રચનાના ગુણદોષનું ટુંકું સમતોલ અને પ્રતિષ્ઠિત વિવેચકનું લખેલું અવલોકન જોવું હોય તો વાંચો સર એડમંડ ગાસ ( Sir Edmund Gosse ) નો એના ઉપર નિબન્ધ. [ **Selected Modern English Essays** in the World's Classics pp 77-92. ]

તોતડી વાણીમાં અને માનવ સંગીત વા પદ્યના સ્થૂલમાં નિરૂપવાનો દુર્ઘટ યોગ. મૂલ તે એક **ઘટ** ( કાયા ); તરજુમો ( અથવા મૂલનું કવિકૃત નિરૂપણ તે ) બીજો ઘટ: બીજા ઘટને પ્રથમનો પ્રતિબિમ્બ જ બનાવવા રૂપ યોગ. વળી અહીં તો યોગ=સંયોગ; તથાપિ એ શબ્દનો વધારે પરિચિત યોગસાધના ( તપ ) નો અર્થ પણ વાચકને સ્ફુરે છે, અને પછીની પંક્તિમાં કવિ તેનો લાભ પણ લે છે. **૧૧-૧૩** આ યોગી ( સંયોજક ) સુભગ રચનાઓની નવલ યોજના કરનારો છે. સુભગ નવલતાનો, નવલ સુભગતાનો ભોગી છે. યોગી સૂક્ષ્મભોગી છે. યોગી ( તપસ્વી ) નો લય ( લીનતા ) શુચિ છે. પણ એના કાર્યમાં સધાતો દુર્ઘટ યોગ તેમ એનો પોતાનો આ વિરલ યોગ-ભોગ, ભોગ-યોગ; એ સર્વને જોનાર પિછાણનાર નાણનાર ( સમઝનાર, કદર બુઝનાર ) ક્યાં ?

૩ જે કંઇ ચેતન તે બધું નર્યું અચેત અતિઘોર ધારણમાં તમોમય જ બનેલું દેખાય છે. કડીનો ઉત્તર ભાગ–ના, છેક જ એમ નથી; જુવો પેલા તારાઓ છે. એ ઇન્દુબન્ધુઓ સુધાસિન્ધુના એ સહૃદય સંગીઓ દીન રજનીલીન રસવિલીન ચકોરના સમાધિને પોતાની ઝીણી રસભીની મીટે જોશે, પિછાણશે, નાણસે, પ્રમાણશે.

લયવૈવિધ્ય સાધવામાં આટલી કુશલતા; શબ્દોના માર્દવ અને મીઠાશ જમા કરવામાં ભાષા ઉપર આટલો કાબૂ અને અ-અ-ને અર્થ ત્યારે આટલો જ; વળી આ જ રૂપનો ? હા. પણ આવા દાખલાઓમાં ઐતિહાસિક દૃષ્ટિ જ ઊગમ ખુલાસાવાર સમઝાવીને વસ્તુને યથાયોગ્ય જાણવામાં મદદ કરી શકે છે. આપણા દેશમાંના મધ્યકાલીન સૌંદર્ય પ્રતીકોની મોહની પાછળ ઘેલાગાંડા થઇ જતા હોય; ગીતગોવિન્દ જેવા પુનરુક્તિપ્રચુર, અરુચિ ઉત્પન્ન કરે એટલા અતિમધુર, એકદેશી, સામાન્ય, બલ્કે સર્જકતાવિહીન કાવ્યને જે " રસિકો "—તેના નાયકની પૂજ્યતા અને તેના સંગીતની ઉત્તમતાને લઇને જ— મ હા કા વ્યમાં ગણતા હોય; એવાં એવાં કાવ્યોની સૈકાઓ ચાલી રહેલી મુક્તકંઠ પ્રશંસાને શિરસાવંદ્ય માનતા હોય, અને પોતાના આખા રુચિતંત્રથી સ્વીકારતા હોય, એવા બંધુઓને હું પૂછું છું–ઉઠાવું છું–તેવા સવાલ સમઝાય પણ ભાગ્યે. પણ હું તો મ્હારે પૂછ્યા કરીશઃ–" પૂછું: મ્હને કહેવ ! " **અર્થ અવાહ જો કાવ્યનો આત્મા,** તો આ કૃતિની કીંમત કેટલી વારુ ?

અને તો પણ સમઝફેર થવા ના પામે એટલા માટે છેવટ ભાર દઇને ઉમેરું પણ છું, કે આ કૃતિમાં જે કંઇ અર્થ છે, તે જો કે વિદ્વદ્ભોગ્ય જ છે, તથાપિ કલાથી કથાયો છે; સાચો છે; અને સૂક્ષ્મ છે. કવિ નામે પ્રાણી કેટલો તો અહંપ્રધાન વા

આત્મલીન છે ( પ્હેલું વિશેષણ ગાળ છે; બીજું નથી, પણ બંને એક જ લક્ષણ કથે છે ); તેના આલેખન લેખે પણ આ કૃતિ સાચું વાસ્તવચિત્ર ( realistic picture રીયલિસ્ટિક પિક્ચર ) છે.

વળી આ વારસે મળેલું મધ્યકાલીન રુચિતંત્ર જૂના શાસ્ત્રીઓનું અને કે હ. ધ્રુવ. જેવા સંસ્કૃત પંડિતોમાં જ હજી વિદ્યમાન છે; બીજે ઓસરી ગયું છે, અંગ્રેજી કવિતા અને યુરોપી કલાની અસર તળે આવેલા તો એનાથી મુક્ત થયા હશે, એવા ભ્રમમાં ન પડવું. એ એક કાળે સર્વવ્યાપી હતું તે રુચિતંત્ર હજી ઘણાઘણા હૃદયોમાં જાણ્યે-અજાણ્યે જામેલું છે; અને વિચારપ્રવૃત્તિની સપાટી ઉપર સ્થાયી જાગૃત ન હોય, તથાપિ અંદરનાં ગૂઢ થરોમાંથી અનેક વેળા ઉપર તરી આવે તેની વિચારકને પોતાને પણ ખબર નથી પડતી. દાખલા લેખે તપાસો આ એક જ અવતરણ:–" મ્હારી નજરે ' કલ્લોલિની ' તે મુગ્ધા જેવી મનોહર છે; ત્યારે ' સ્રોતસ્વિની ' તે મધ્યા જેવી પરિચયલબ્ધ ચારુતાવાળી છે. કવિત્વદેવી જોડે નિકટતર પરિચય વાળી ' સ્રોતસ્વિની ' મધ્યા કરતાં મ્હને કુતૂહલ, અકૃત્રિમ હૃદયભાવ, નિસર્ગસિદ્ધ સૌંદર્ય ઇત્યાદિ વડે શોભતી ' કલ્લોલિની ' મુગ્ધા ( કવિત્વદેવીથી મુકાબલે દૂરસ્થ છતાં ) વધારે " મોહક લાગે છે ( શૈવલિનીનું પુરસ્કરણ પૃ. ૧૫ ). પ્રેમપરિચયીની દૃષ્ટિએ નવોઢા મુગ્ધા ચડે કે સહધર્મચારિણી–એ એક જ સવાલના પ્રકાશમાં આ આખી દલીલ ખોટી સોનેરી જેવી ઝાંખી પડી જાય છે.



૪ કવિનું સમણું :

## સમણું દૂરનું દૂર — કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ (નૂતનશ્રી).

છન્દ પદ. પણ પદ્ય લેખે આ રચના "અંજની ગીત" ને મળતી આવે છે. ‡

વિષય કવિની કવિતાસર્જન માટે લગની, અને એના એ કાર્યની મુશ્કેલી, પોતાના એ જીવનકાર્યમાં કવિની એકાગ્રતા ગુલામી જે કહો તે,–ત્રણે એટલાં, કે એ પાછળનું મંથનજ કવિના જીવનનું પણ જીવન. કવિ અહંપ્રધાન આત્મલીન પ્રાણી છે, એ હકીકત આ ચિત્રની રેખાઓમાં પણ સ્પષ્ટ છે, તથાપિ અહીં કવિ

‡ અંજની ગીતનું માપ ૧૬ માત્રા ( ચોકલ ગણ ચાર = ચાર ચ ) ની પંક્તિ ત્રણ, અને ચોથી પંક્તિ ૧૦ માત્રાની (ચચ + ગ); ચારે પ્રાસે સાંધેલી, અથવા બે બે પ્રાસની કડીઓમાં આ છેલ્લી પંક્તિઓ પ્રાસે સાંધીને કરી જોડકાં બનાવેલાં:–

એટલે સૌન્દર્યનો પૂજારી, " સમણા " પાછળ પ્રાણ પાથરનારો, દિવ્ય અનુગ્રહ વડેજ સમણું પમાય તો પમાય એ અનુભવે વિનમ્ર,એ એનું લક્ષણ મુખ્ય વક્તવ્ય બને છે, અને કવિનો અહંભાવ ( ઇગોઇઝમ્ ) એટલો ખુંચતો નથી.

**અર્થ** **લેહ** લગની, લય (લીનતા) શબ્દનુંજ લ્હેંકાવેલું રૂપ લાગે છે. **ક્રૂર** આ ગાળ માનમાં કે લાડમાં દીધી છે, એમ લેવું.

૨ **રસપુષ્પોની સેજ** આખી અર્ધી વિચારણટ્ટીઓ, કંઈ કંઇ કાવ્યોચિત શબ્દ ગુચ્છો ( પોયેટિક ડિકશન), અલંકરણો, વગેરે તૈયાર રાખું. **પ્રાણ** **સમણું** તો હજી આવ્યું નથી ત્યારે કોને ઝુલાવવાની અહીં વાત છે વારુ ? ઝુલાવવાને તૈયાર રહું, એમ અર્થ કરવો. એ અર્થ વાપરેલા શબ્દોમાંથી નાજ લેવાય એમ ગણિયે, તો પંક્તિને અસ્પષ્ટ ગણવી પડશે.

૪ **નૂતન શ્રીફુંક** (૧) અવનવાં સૌન્દર્ય તેજની ઝાંખી, પ્રેરણા (inspiration ઇન્સ્પિરેશન); (૨) નૂતનશ્રી આ કવિનું તખલ્લુસ છે, એટલે ફુંક શબ્દમાં " નૂતન શ્રીફુંક" નો આખો અર્થ લઈ-પ્રેરણાફુંક મળી જાય તો, હે નૂતનશ્રી,.... અથવા તો નૂતનશ્રી ( સ્વાનુભવથી ) કહે છે કે....



**૫ કવિ અને જગત વચ્ચે વિરોધઃ**

**સુણું ક્યાં પ્રેમનું ગાણું—હરગોવિન્દ પ્રેમશંકર કવિ.**

**છન્દ** ગઝલ ‡ કવિની કલમ ભાષા તેમ લય બંનેને કેટલી લીલાથી ખેલવે છે, બંનેમાં કેટલી રમતિયાળ છૂટ લઈ શકે છે તે કલા જિજ્ઞાસુએ જોવાનું છે.

---

એવું છે. અહીં (૧) ચોથી પંક્તિનો પ્રાસ ટેક સાથે, અને ટેક પોતે ગાલાન્ત એટલે એ પંક્તિઓ પણ (૨) ગાલાન્ત અને ૧૦ નહીં ૧૧ માત્રાની, એટલી વિશેષતા છે, જે આખા સંગીતને પોષે પણ છે. ત્રીજી કડીની ૪ થી પંક્તિના ણે વે ને પ્રાકૃતમાંથી ચાલી આવેલી રૂઢિ પ્રમાણે લઘુ ગણવાના છે; અને તેમ પણ આ પંક્તિ માપમાં જરા લાંબી છે.

અંજની ગીતનામાપ માટે તથા તે કયા કયા રાગમાં સારું ખીલે છે તે માટે જુવો ગણપતરાજ બરવે ગાયન વાદન પાઠમાલા વિભાગ ૩ જો-ખંડ ૧ લો (પૃ.૯૯-૧૦૦) ચોથી પંક્તિ ૭ થી ૧૩ માત્રા લગીની આ સરલ રાહમાં ચાલી શકે એમ લાગે છે. અત્યંત ગમ્ભીરથી માંડીને ટોળટીખલ લગીના વિષયોને આ રાહ અનુકૂળ બનાવી શકાય છે. દેશીઓ અને ભજનોની પણ કેટલી રાહમાં એ સારી રીતે ભળી જાય છે.

**વિષય અને અર્થ** ભાવનામયતા=**ખુદાઇ ઇશ્કનું ટીપું.** ઉરમાં આ ટીપું પડતાં જ તે શુદ્ધ નિખાલસ પૂરેપૂરો પ્રેમ માગે છે, અને જાતે આપવાને તૈયાર છે; જેમાં નહીં શંકા, નહીં પાખંડ, નહીં તૃષ્ણા, નહીં કોઈ ભેદભાવની જરા સરખી છાંટ; જે સંપૂર્ણ સાત્ત્વિક પ્રેમબલે એકેએક માણસ હરકોઈની સાથે સર્વમયતા અનુભવી શકે. આવી દુનિયા, આવી જનતા કયારે પણ હતી શું? આ કાળમાં કોઇ ખી સ્થળે છે શું? ભાવિમાં કોઇ કાળે પણ થશે શું? અને જો પ્રશ્નનું સાચું ઉત્તર "ના"!– તો દુનિયામાં કોઈ હૃદય કોઇ સ્થાને કોઈ પણ કાળે આ ભાવનામયતા લઇને આવે, તે એકલ તલપવાનું અને ઝુરી ઝુરીને નિરાશ અને દુઃખી થયા કરવાનું કિસ્મત પણ લલાટે લખાવીને જ આવે છે; કેમ જે એની ઊર્મિને પિછાણે એવું પણ એને મળવું દુર્લભ છે. કવિપ્રાણિની વિચિત્રતા તેની અહમસ્મિતા ( selfconsciousness સેલ્ફકોન્શિયસનેસ)ને લીધે જ નથી, જે લોકોત્તર પ્રેમ (ન્યાય; સત્ય; વફાદારી; આદિ પ્રેમહીરકના જ જુદા જુદા પાસા છે) તે માગે છે અને બદલામાં જાતે દેવાને તૈયાર છે; તે આ દુન્યવી વ્યવહારમાં તો સ્વપ્ને પણ સાંપડવાનો નહીં, એ પણ કવિપ્રાણીની વિચિત્રતાનું હાર્દ છે. અને આ હકીકત આ ટુંકું સાદું કાવ્ય નિખાલસતાથી અને કવિતાની શૈલીએ રજુ કરે છે.

---

‡ **ગઝલ.** પંડિતો નામે વેદિયા, પુરાણ રૂઢિદાસ, અને સ્થિતિરક્ષક ( કૉન્ઝર્વેટિવ conservative ). ધર્મ અને સંસાર અને કાયદા કાનૂનને લગતા વિષયોમાં જ નહીં, ઘણાખરામાં, તેમાં કલાને લગતા વિષયોમાં તો ખાસ, કેમ કે કલા વિષયોમાં વ્યુત્પન્ન અથવા તો સ્થાયી રસ લેનાર માણસની કલ્પના પણ થોડીઘણી વિકસેલી હોય, અને હૃદય તથા બુદ્ધિ વચ્ચે જે ઓઘે ઊતરેલા જંગ મચ્યા કરે છે, તેમાં પ્રકૃતિતરલ કલ્પનાશક્તિ ઘડી બુદ્ધિની વ્હારે તો ઘડી હૃદયોર્મિની વ્હારે ચડયા કરે, એધો એનો સ્વભાર જ છે. વળી આ વર્ણન સંસ્કૃત પંડિતો કે સંગીતના ઉસ્તાદોને જ લાગુ પડે એમ નહીં, ફારસી ઉર્દૂના ઉસ્તાદોને પણ એટલું જ લાગુ પડે છે. ફારસી ઉર્દૂમાં ગઝલો અનેક જાતની છે, એમાં પણ ભેદપ્રભેદો, લક્ષણો અને વિલક્ષણતાઓ, અને દરેકની વ્યાખ્યાઓનો ગંજ છે. અને ગુજરાતી તે ફારસી ઉર્દૂ નથી; અપનાવિયે તેમાંથી તોય ગુજરાતી સાથે મેળ મળી જાય એમ ઘટાવી લેવાનું; હિન્દવાણી યુરોપી બોનેટ (bonnet) પ્હેરે તે પણ હિન્દવી રીતે પ્હેરાયલી જ શોભે એવું એવું આ ખાંસાહેબો સાંભળવાનાજ નહીં. એમની કચપચ ચાલ્યા જ કરવાની જે આ ગઝલ કચસી દેખો તો યહાં રદીફ છૂટ ગઇ, યહાં કાફિયા લંગડા હય, ઔર સિર્ફ અર્કાન,–સાફ ચાહિયે, ઉસ્કાલી પતા નહીં. આવા ગઝલ પારેખો આ નમૂનામાં પ્રથમ એ જોશે કે અહીં દરેક કડીના છેલ્લા શબ્દ

ફારસી કવિતાપરમ્પરાની કેટલીક રૂઢ કાવ્યોચિત પદાવલિ (પોયેટિક ડિક્શન) અહીં ગઝલ જેવા છન્દની સાથે દેખા દે છે, તે માફકસર અને યથોચિત વપરાઈ છે. ઇશ્ક પ્રેમ પારાવાર, ઇશ્ક ખુદા એ દૃષ્ટિ સૂફી કવિઓમાં જાણીતી છે વચ્ચે વચ્ચે સદાગતિ (પવન), ગુહ્યતમ, જેવા સંસ્કૃત પ્રયોગો આવે છે તે અણધાર્યા અને વિરલજ હોઈ (જાતે અલંકાર ન છતાં) અહીં અલંકારની ગરજ સારે છે. "પિછાણે દિલ તલપતું ( તડફતું ) દિલ," "ગળે લાગે જ્યહાં સાચે," આદિ અત્યન્ત સાદા પ્રયોગ ઉક્તિની નિખાલસતાને પોષે છે. વક્તવ્યનો સીધો નિરાડમ્બર પ્રવાહ, એ જ કર્તાની નિખાલસતાની છાપ પાડવા માટે ( આપો આપ પસંદ થયેલી ) પદ્ધતિ છે. અને આભ, દરિયા, આદિને સજીવ કલ્પી તેમની સાથે સંભાષણ, એ તો સર્વ દેશકાલની કવિતામાં વર્ણનને દલીલને વા આત્મોદ્ગારને વધારે મૂર્ત અને સજીવન રીતે મુકવાની જાણીતી યુક્તિ છે.

તરુણ વાચક આને કરુણ કાવ્ય ગણે, પાકેલ વાચક શાન્તગમ્ભીર ગણે, એ તારુણ્યવાર્ધક્ય વચ્ચેનો મતભેદ અનુભવભેદને લઈને અમર રહેવાનો; પણ બંને પોતપોતાની સહૃદયતાના પ્રમાણમાં આને સાદું ઉંચું ઊર્મિકાવ્ય ગણશે. કવિ અને કલાકારના હૃદયનું વિશિષ્ટ ઉમદાપણું શેમાં છે, અથવા એની ભાવનામયતા તે શું, તેનું પણ આ કાવ્ય ઉંચું નિર્મલ આલેખન ગણાશે.

---

લેખે કિસ્મત ફરી ફરીને આવ્યા કરવો જોઇએ, રદીફ એ શબ્દ છે, વળી કાફિયા (પ્રાસ) પણ આમાં નથી, તો આ કેવી ગઝલ ?

અર્કાન તો સાફ એટલુંજ નહીં પ્રવાહી પણ છે ને ? માપ પ્રમાણેના લયની સજીવનતા, એ જ કવિતાના પ્રસાદમાં મુખ્ય સ્થૂલ અંશ. આમાં સપ્તકલ ગણનો જ સન્ધિ છે: એવા બે સન્ધિ ( ઝુમખા ) નું એક ચરણ, બે ચરણે એક પંક્તિ, બે પંક્તિએ કડી, એ જ આનું માપ. સામાન્ય રીતે જે તાલમાં આ રચના બોલાય ગવાય, તેને પણ ગઝલ કહે છે, જે ચાર તાળીનો તાલ છે. (વિશેષ માહિતી માટે જુવો ખરવે પુસ્તક ૧ લું તાલ ઉપરના પાઠમાં ગઝલ, પૃષ્ઠ ૮૧, અને વિભાગ ૩ જો પૃ. ૧૯૩–૧૯૬.)

રા. રા. ગણપતરાવ ખરવે આ છન્દને "બહુજ લોકપ્રિય" અને "અસરકારક" કહે છે, તે એની સાદી ગેયતાને લઇને હશે; પણ એના લયમા પુરતી વિવિધતા આવી શકતી નથી, એનું માપ ટુંકું પડે છે, અને વળી ઉધોર, લાવણી, મિશ્ર હરીગીત, આદિમાં કડીને યથેચ્છ લંબાવી શકાય તે પણ આ રચનામાં થઇ શકતું નથી. વિશેષ માટે જુવો કૃતિ ૨૦, ૪૭, ૫૭ નાં વિવરણ.

૫ ગુહાતલ ખૂણા ઉંચા મકાનો વાળી શેરીઓમાં કે તરુવરો અને ગુલ્મોનાં ઝુંડ વાળા બગીચામાં ચાંદની રાતે મોડા ફર્યા હો તે સમયનાં દશ્યો યાદ કરો, એટલે ગાઢ અન્ધકારને ચાંદની કેવી રીતે દર્શાવે છે અને શોભાવે છે તેનું વર્ણન કવિની સજીવન કલ્પના કોઇ ધન્ય પળે કેવા સાદા શબ્દોમાં આબાદ ઉપસાવે છે, તે ધ્યાનમાં આવશે. કવિતામાં કવિત્વમયતાના સ્થાયી અને સદાનન્દ અંશ આવાં કલ્પનાપ્રધાન દર્શનો છે. સામાન્ય દષ્ટિને કે જોડી જોડીને કવિતા ગોફ ગુંથનારને આવા વર્ણનચમત્કાર શકયજ નથી. તેણે તો ખડકવા રહ્યા વિવિધ વિવિધ અલંકારો, ને લડાવવા રહ્યા ઉચિત અર્ધોચિત અનુચિત તરંગો.

૬ પ્રવૃત્તિ દુનિયાદારીના વ્યવહાર. ૭ જાતાં કાઠિયાવાડી પ્રયોગ. ૧૦ તુજ કિસ્મત ત્હારી ખાસ કમનસીબી. ધરે આશા ? મરે રે તું ! ધરે પ્રશ્નાર્થ જેવો છે; પણ પ્રશ્નની ઉત્કટતાને લીધે વિસ્મયાર્થમાં ફેરવાઇ ગયેલો પ્રયોગ; ગુરે શાપ જેવો ઉત્કટ આજ્ઞાર્થ છે.



૬ બાપાની પીંપરઃ

## વિચરીને વઢવાણથી — દલપતરામ ડાહ્યાભાઈ.

છન્દ કાનમાં ભુંગળીને ઠેકાણે દોહરો‡ અને તેને વળગીને લટકતા વર્તુલને ઠેકાણે રોળા, એટલે આનું નામ કુંડલ કે કુંડળિયો છન્દ. દોહરાનું છેલ્લું ચરણ અહીં રોળામાં

---

‡ દોહરો માત્રામેળ છન્દ છે; ચાર ચરણ નો વિષમ ચરણ ૧ લું અને ૩ જું ૧૩; સમ ચરણ (૨ જુ અને ૪ થું) ૧૧ માત્રાનાં. ચારે ચરણમાં ૧૧ મી માત્રા લઘુ એ નિયમ તાલસફાઇ માટે છે. તાલ " ભૂ ભૂતે ને ભક્તિએ" એટલે ૧ લી; ૫ મી; ૯મી માત્રાએ; એટલે ચોકલ ગણસન્ધિની પદ્ધતિએ દોહરા–દૂહાની વ્યાખ્યાઃ વિષમ ચરણ—ચચ ગાલગા; સમ ચરણ–ચચગાલ (બરવે પૃ. ૭૭).

રણપિંગલ (૧ પૃ ૭૭–૮)માં દોહરાના એકવીશ અથવા (છેલ્લા બે દુષ્ટ ભેદ પણ લેતાં) ત્રેવીશ ભેદ બતાવ્યા છે. ૧૧મી માત્રા લઘુ એટલે ઓછામાં ઓછા ચાર લઘુ વર્ણ જોઇએ જ; તે બાદ જતાં ૨૪×૨–૪=૪૪ માત્રા રહી; જે ૨૨ ગુરુ વર્ણે સધાય. ૨૨ ગુરુવાળો, ૨૧વાળો, એમ ગણતાં ગણતાં એક પણ ગુરુ નહીં એવો; ત્યાં આગળ છેડો આવતાં આ ત્રેવીશ ભેદ થાય; તેમાંથી ૨૨ થી માંડીને ૧૩ ગુરુ હોય ત્યાં લગીની દશ રચનાઉત્તમ ગણેલી છે. આપણા પિંગલમાં નવરા ગાણિતિકોએ ઉપયોગિતા તેમ સાદી સમજની હદ અવગણીને કેવા કેવા વિસ્તાર કરેલા છે તેનો આ તો છેક છોટો દાખલો છે. " બાપાની પીંપર "માં અહીં દોહરા

પ્હેલું બને અને રોળામાં છેલ્લા શબ્દ લેખે દોહરાનો પ્હેલો શબ્દ હોય તેજ; એ પ્રમાણે ભુંગળી સાથે વર્તુલ જોડીને આખો ઘાટ સધાય છે. દોહરાનું છેલ્લું ચરણ તે રોળાનું પ્હેલું એ નિયમ અહીં પૂરો જળવ્યો છે; પણ બીજા નિયમમાં કવિએ છુટ લીધી છે ( જુઓ કડી ૨, ૪, ૯). દોહરા પછી સોરઠો અને તે પછી રોળા એમ એવડી ભુંગળી અથવા કહો કે ખીલીવાળી ભુંગળી અને આઠ પંકિતનો કુંડળિયો પણ જાણીતો છે. રોળા માટે જુવો ટીપ્પણ ૩૦ મું; સોરઠા માટે ૨૧ મું.

**વિષય** પીંપર પ્રશસ્તિ, કર્તાની સાભાર સ્નેહોર્મિપ્રેરિત.

आख्यानं प्रशस्ति श्च भक्तिज्ञानं च मुक्तकम्

એ શ્લોકાર્ધમાં આપણી શિષ્ટ (અખા પ્રેમાનન્દ દયારામ લગીની) કવિતા પ્રણાલિકામાંની ચાર મુખ્ય જાત આવી જાય છે. મૂલ કવિતામાંથી વચલો દોહરો છોડી દીધો છે. દરેક કુંડળિયો એક મુક્તક જેવો જોઇએ. પરન્તુ કવિની વિચાર વણાટ પાતળી હોવાથી મુકતક જાતિના ગુણ આમાં નથી. આ કૃતિ પસંદ કરવાનું મુખ્ય કારણ એની સાલ છે. વિ. સં, ૧૯૦૧ પ્હેલાંની એક પણ કૃતિ આ સંગ્રહમાં લીધી નથી. એ સાલમાં કવિને પચીશમું વર્ષ જતું હતું, નર્મદને બાર થયાં હતાં, ભોજા ભગતને સાઠ થઇ ચુક્યાં હતાં, અને દયારામને હજી સાત વર્ષ જીવવાનાં હતાં. અર્વાચીન ગુજરાતી કવિતાની જન્મતિથિ લેખે આ હજી ચાલતા શતકની પ્હેલી સાલ ઠીક છે.

આ પીંપર રોપનાર "બાપા," બરવાળાના ' બાપા " મોરારભાઇ, લીંબડીના જાણીતા કારભારી વેલાશાના ભાઇ પણ હોય; જુવો સયાજી સાહિત્યમાલામાં "દલપતરામ" એ ચોપડી પૃ. ૧૩૫–૬.

**અર્થ** ૧ **રામકહાણી** રામનામ રટવું એટલોજ ઉપાય હતો. ૨ **લગભગ** ( ૧ ) લીંબડી માત્ર દોઢ ગાઉ રહ્યું; ( ૨ ) શબ્દ કડી અંતે આવે છે ત્યાં; આ પીંપર લીંબડીથી માત્ર દોઢ ગાઉ છે. ૩ **કુલ** કાંઠો.

---

છાપ્યા છે; તે અનુક્રમે ૧૬; ૧૫; ૧૭; ૧૫; ૧૮; ૧૪; ૧૫; અને ૧૪ ગુરુવાળા છે. પરન્તુ ઉચ્ચારણમાં વારંવાર લઘુને દ્રુત બોલવાની રૂઢિવાળી આપણી ભાષામાં આ કસોટી અને આવા નિર્ણયો વ્યર્થ છે. ૭ મો દોહરો જુવો. એમાંનો દરેક લઘુ ચાંપીને બોલવો પડે છે; એકે દ્રુત ઉચ્ચારી શકાતો નથી. પોથી પંડિત પિંગલશાસ્ત્રીઓ જેને ૧૯ ગુરુ હોવાથી ઉત્તમ રચના ગણે, તે ગુજરાતી ઉચ્ચારણની વાસ્તવિક કસોટીએ અતિ ચાંપેલી એટલે મધ્યમ જ ગણાય. છઠ્ઠો દોહરો જુવો **પદ્મણી** ને પદ્મિની

આ કડીમાં પીંપરને પુરાણ અને કાવતામાં પ્રસિદ્ધ અમરત રુક્ષોની ઉપમા આપે છે. ૪ ખટ રસના કવિકુલ નવ કરે છે;—કે આપણી ૧લી કૃતિ પ્રમાણે દશ; તેમ ચાર યુગના દલપતરામની અતિશયોક્તિ નવ બનાવે છે. 'જુગ જુગ' એટલો જ અર્થ છે, ૫ જો કે સાકર ખાંડ ગોળ આપે છે. આધુક શબ્દ તેની પ્હેલાનાં તેમ પછીનાં બંને અન્વયમાં લેવાનો છે. ૬ પ્રખ્યાત તરુવરોની ઉપમાથી ન ધરાતાં, પીંપરને પદ્મિની કહેતાં પણ ન ધરાતાં, દાનવીર વિક્રમ રાજાની પણ ઉપમા કવિ એને આપે છે. મૂર્ખતાને પણ અતિશયોક્તિ અલંકારને નામે નિભાવનાર આપણા પ્રાચીન કાવ્યમીમાંસકોની વિનયશીલતાને ધન્ય છે! ૭ આ કડી વિશેષ નબળી છે. દ્રવ્ય આદિ દાન કાયાનાં કષ્ટ નથી કાપતાં? શાંતિ નથી આપતાં? પીંપરે શાંતિ આપી; થાક તાપ હર્યા; તેને દ્રવ્ય ગામગરાશ આદિથી ઉચ્ચતર દાન કહેવા કવિ ઇચ્છે છે; પણ તેની શ્રેષ્ઠતા કેમ સ્થાપવી તે એમને સુઝતું નથી. શાંતિદાન ચડે ચડે ચડે એમ લલકાર્યા કરે છે. અતિ સુખ અને લાખ સુખ નવ જુગ કોટિધા અને જે ઉચરું તે અલ્પ વગેરે વગેરે કરતાં પણ આ કડી ઉતરે. બીજુ શબ્દ બાહુલ્યપણ આ કૃતિમાં ઓછુ નથી. ૮ અબુધી સુધી એમા બુ સુને ગુરુ ગણ્યા છે. આપણામાં ઘણા ઇ ઉ વિકલ્પે લઘુ ગુરુ બોલાય છે. તથાપિ તત્સમ શબ્દોમાં કે સુધી જેવા શબ્દમાં આવી છૂટ તે અતિછૂટ. ૯ કાગળ વગેરેમાં ઉપર કે તળે આપણે વાર તારીખ વગેરે નોંધિયે છ; તે ઉપરાંત જરા પણ વિશેષ અર્થ આ કડીમાં છે ખરો? છેલ્લી કડી સારી હોય તો કેટલીકવાર આખા કાવ્ય વિષે આપણો વિચાર સુધરી જાય; તે જ ખાસ નબળી હોય ત્યારે ઉલટું પણ બને.

વિચાર ભાષા અને કવિતા કલામાં દલપતરામે લગભગ આ બિંદુએથી આરંભી ઘણી પ્રગતિ કરી; તે એમની પછીની કૃતિઓથી જણાઈ આવે છે. અહીં એમની બીજી એક કૃતિ પણ લીધી છે, જુવો ૩૧ મી.

---

ઉચ્ચારતાં એક ગુરુ વધે; અતિશયને અતિસૅ ઉચ્ચારતાં અગર અંત્ય યનો ઉચ્ચાર ખોડો કરતાં બીજો વધે. વિક્રમમાં મ સોવસા ખોડો ઉચ્ચારાય એટલે ત્રીજો વધે તો આ દોહરો ૧૪ થી ૧૭ જેટલા ગણવા હોય તેટલા ગુરુનો ગણી શકાય. પણ આવા પૃથક્કરણથી એમ માની ના લેવું કે ૧૭–૧૮ થી વધારે કે ૧૪–૧૩ થી પણ ઓછા ગુરુ વર્ણવાળા બધા દોહરા ઉતરતા ગણાય. માત્ર ગણિતથી કે પિંગલમાં નિયમ જોવામાં આવે તે ઉપરથી કશું જ માનવું નહીં: આપણી ભાષાની ઉચ્ચારણાની લઢણમાં છન્દનો લય કાનને કેવો લાગે છે એ જ કસોટી છે. વર્ણમેળ અને માત્રામેળ છન્દો ગાણિતિક ખેલ નથી, શ્રુતિસંવેદ્ય છે, એ જ મુદ્દો છે.

૭ કબીરવડ:

## ભુરો ભાસ્યો ઝાંખો—નર્મદાશંકર લાલશંકર.

છન્દ શિખરિણી વૃત્ત ‡

**વિષય** ઈ. ૧૮૬૨ ના સપ્ટેમ્બર-અક્ટોબરમાં નર્મદે મુંબાઇથી એક બાજુ નાસિકત્ર્યમ્બક બીજી બાજુ અમદાવાદ લગી મુસાફરી કરેલી, તેને લગતાં વર્ણનોમાંનું એક. મૂલની **૧૫** કડીમાંથી ૪ છોડી દીધી છે.

**અર્થ** ૧ **એકસરખો** ટટાર. હારેલો તથાપિ અડગ, ફરી લડીને જીતવા માટે ઉમેદ કે હિંમત જરા પણ હારેલો નહીં, એવો યોદ્ધો,-સુધારક 'દેશાભિમાની' નર્મદના ચિન્તનનો પ્રિય વિષય હતો, એના પ્રિય પ્રતીકોમાંનો એક હતો; એટલે એની કવિતામાં જ્યાંને ત્યાં (અહીં જેવે અનુચિત ઠેકાણે પણ) એ ભાવ દેખા દે છે. **એ તે** આ પ્રખ્યાત કબીર વડ. દર્શક સર્વનામનો આવો પ્રયોગ સંસ્કૃતમાં જાણીતો છે. ૨ **અચરતિ** આશ્ચર્ય. **મ્હોરાનો** મૂર્તિશબ્દ અઘરો પડશે એમ ગણીને મ્હોરું લખ્યું. **કબીરા ભગતમાં** કબીરાઓમાં, કબીરપંથી ભગતોમાં. **સત્સંગે** કબીર આ વડ તળે કેટલોક કાળ રહેલો, એ કબીરનો સત્સંગ પામેલો તેથી. કબીરના દાતણની ફાડમાંથી આ વડ થયો, એ "ઇતિહાસ" નર્મદે સાંભળેલો, પણ તેને દન્તકથા જ ગણીને પોતાની કવિતામાં સ્થાનયોગ્ય પણ નર્મદે ગણ્યો નહીં. **પ્રજા** પેઢી દર પેઢી વધતા જ જતા વડો. ૩ **સન્ધ્યાઓનૂં** સર્વેનું. પવિતર, સન્ધ્યાઓનૂં, મૂળીયાંમાં, આશોપલવનાં, ખુલી (ખુલ્લી), વગેરે વૃત્તના લઘુગુરુ-ભાતીગળ માપની ખાતર શબ્દોને અતિ મચડેલા છે; આ કડીમાં છે એવી વાક્યરચના પણ કાચી જ ગણાય. ૪ ત્હારી જટા, ત્હારાં જટાજૂટની શોભા

---

‡ શિખરિણીનું માપ (ત્રિવર્ણી ગણોમાં) **યમનસભલાગે શિખરણી=ય** માતા)મા(તારા) ન (સલ) સ(લગં) ભા(નસ) લગે: વર્ણી ૧૭. સામાન્ય રીતે આવી ચાર પંક્તિની એક કડી. વિરામ સામાન્ય રીતે વર્ણી ૬ ઠી અને પંક્તિ અન્તે; આ બે વચ્ચે એક વિરામ આવે કે ન આવે ૮ મીથી ૧૫ મી વર્ણીએ ગમે ત્યાં. સંસ્કૃત પિંગલ ૧૧ મી વર્ણીએ પણ યતિ કહે છે, પણ એ પિંગલમાં **યતિ** શબ્દ જરા જુદે અર્થે વપરાયો છે માટે હું તેને બનતાં લગી વર્જું છું. **વિરામ** અર્થની દષ્ટિએ શ્વાસ થોભે તે, જરા વાર વધુ, કે વાક્યાન્તે અટકે એમ -અલ્પવિરામ, અર્ધવિરામ, પૂર્ણવિરામ. શિખરિણીને આપણે ઉભડક ગાઇયે તે ભલે; એમ લલકારતાં એ સુગેય લાગે તેય ભલે; પણ સંગીતશાસ્ત્રીઓ સ્વીકારે છે કે એ રાહ પદ નથી, ગેય નથી (બરવે પૃ ૩૭).

શિવને પણ શરમાવે એવી; શરમના માર્યાજ જાણે શિવ ન્હાસી કૈલાસે ભરાયા (ઉત્પ્રેક્ષા). ૬ ખીચોખીચ; અતિખચિત. ૭ શીતલતા અને છાયાનાં સુખ. ૮ મિલ મન્દ. ૯ અર્વાચીન ગુજરાતી કવિતામાં પાશ્ચાત્ય મુખ્યત્વે અંગ્રેજી કવિતાના પ્રકાશને પ્હેલો અવતારનાર નર્મદ આપણો પ્હેલો છબીરાગી (રીયલિસ્ટ realist) અને પ્હેલો રોમાન્ટિક (romantic) બંને છે. જાત્રાળુના આનન્દ અને શિકારીઓના, આશકમાશુકનાં જોડાંની મોજ અને યોગીનું ધ્યાન, એવી એવી વિસંગતિઓને પણ એક પછી એક લીટીમાં સ્પર્શતાં એના રુચિતંત્રને જરા પણ અનૌચિત્ય લાગે નહીં. ૧૦ જિવો જીવજન્તુપંખી આદિ, એટલે મેં શબ્દને નાન્યતર જાતિનો ગણ્યો છે. ખુશનુસારંગિ નર્મદનો પાઠ રંગ નહીં રંગિ હોવા સમ્ભવ છે. વિવિધ સુન્દર રંગ રંગના કિરણો. ચળકે,તડકે વચલો વર્ણ દ્રુત બોલાતો લઘુ છે, તેને પછીના વર્ણ સાથે સંયુક્ત કરી લઈ એ જોડાક્ષરની થડકથી પ્રથમ વર્ણને ગુરુ ગણ્યો છે.* પડો થડોની આસપાસ કરોળિયા ઉધાઈ આદિ જીવાતના ટેકરા જામી ઠરી ગયેલા છે, તે ઠરેલા બરફ ઉપર તડકો પડે ને જેમ, તેમ ચળકી ઉઠે છે.

દલપતરામમાં તેમ નર્મદમાં ભાષાની, તેમ એ લેખકોની પે[illegible]ી ન જામેલી કલમની પ્રાથમિક દશાની, કચાશ ઘણી કૃતિઓમાં દેખીતી છે. નર્મદની બીજી કૃતિ "સૂરત," અહીં ૩૦ મી આપી છે. આ કવિજોડને માટે બે બે કૃતિ બહુ ઓછી પડે છે તેનો ઉપાય નથી. અહીં લીધેલા કવિઓમાંથી બીજા કેટલાટને માટે આપેલી છે તેટલી કૃતિઓ પણ, એમની શકિતઓ વૈવિધ્ય આદિનો ખયાલ આપવાને છેક ઓછી છે. એકને બદલે ત્રણ વાલ્યુમની ચોપડી વડે જ કંઇકે ન્યાય થઇ શકે, સંગ્રહકારને તેમ વાચકને કંઇકે સન્તોષ વળે. પરંતુ આ પણ જુવો, કે નવીન વિચારક એટલા દાખલા દલીલ આપે જેથી કેટલાક સમભાવી સંસ્કારી ચ[illegible]માં એનાં વિચારબીજ જીવતાં રોપાઈ જાય, તો પછી કુદરતી વિકાસધર્મે જ [illegible]રતાં તરુઓ વેલીઓ કલમો આદિ થઈ જવાનાં. ††

---

* આવી અતિક્લિષ્ટને હું વખાણતો નથી, એની હિમાયત તો શેનો જ કરું. હું હિમાયત કરું છું તેવા અતિવિરલ અને છેક અપવાદ રૂપ પ્રયોગોમાં દરેકનું વૈલક્ષણ્ય જ આગળ કરું છું. તે જોવા વિચારવાની પરવા ના હોય તે ભલે, પણ એ પ્રયોગો આ અતિક્લિષ્ટથી તદન ભિન્ન જાતના છે.

†† કડી ૮ માં પુણ્ય વાંચવું.



૯ શત્રુંજય :

**ભીંજાએલા ઉરેથી જગત — દામોદર ખુશાલદાસ બોટાદકર.**

**છન્દ** સ્રગ્ધરા વૃત્ત.‡

**વિષય** ૧૬ કડીના કાવ્યમાંથી છેલ્લી ૫, શેત્રુંજીનદી, દરિયો, ખીણ, ગામડાં, આદિને લગતી, અને વચ્ચેથી ૨ ( કડી ૬ ઠી, ૭ મી ) છોડી દીધી છે.

**અર્થ** ૧ આખી કડી એક વાકય છે, તેનો કર્તા કડીનો છેલ્લો શબ્દ તુષાર છે. **સ્નેહભીના કવિ શો** અને **આછેરા અભ્ર જેવો,** એ બે તુષારની ઉપમા છે, તેમાંથી બીજી ઠીક જ છે, તો કવિ સાથેની ઉપમા માટે તુષારને **ભીંજાએલું** ઉર અર્પે છે, તે અર્થહીન છે, તુષાર જાતે આખો આર્દ્રપ્રકૃતિ હોવાથી. ભાનુ રાજા પધારવાના તેમના સન્માનાર્થે પ્રવર્તતો. ત્રીજી પંક્તિનો અલંકાર આ બંનેથી સારો છે તો એમાં જરા યે નવીનતા નથી. **તરુપત્ર** તરુ અને પત્ર, તરુનાં પત્ર, જેમ રુચે તેમ લેવું. દલપતરામ કરતાં નર્મદની વિચારવણાટ ઘાટી, તો નર્મદના કરતાં દામોદરની વધારે ઘાટી છે. કાપડમાં તેમ લખાણમાં પારેખો શૈલી ઘાટ ભૂષણ આદિ જુવે છે, તે ઉપરાંત વણાટ કેટલી આછી કે ઘાટી છે, તે પણ જોવું જોઇએ.

૨ **હિમાદ્રિવિરહવિપદ** આ કવિમાં અતિસંસ્કૃતતા દોષ સૌએ કબૂલ રાખવો પડે એટલો દેખીતો છે. આ કૃતિમાં જ **નન્દતાનન્દ, વાહ રૂપે વસેલો, પદસરણિ,** વગેરે એ જ દોષના બીજા દાખલા છે. એક કાળે બધા પર્વતો પુત્રપૌત્રાદિ સાથે અવિભકત કુટુમ્બની રીતે એકત્ર રહેતા હતા. પછી તેમને વિખૂટા પાડી નંખાયા. હિમાદ્રિનો આ સત્પુત્ર શેત્રુંજો—સિદ્ધ શૈલેશ–વિયોગમાં પણ પિતા અને મૂલ વતન તર્ફ ખૂબ આકર્ષાય છે. **સ્થાન સંકેત** સંકેતસ્થાન, અન્યોન્ય મળવાનું સ્થાન. એટલે 'મિલનનું સંકેતસ્થાન' એમાં દ્વિરુક્તિ કે શબ્દબહુલતાનો દોષ છે; આગળ **દેવોના વૃન્દ સંગે સુરશચિપતિએ** માં પણ. **વિરતિભવન** વિશ્રામસ્થાન, વિલાસભૂમિ. ડુંગર એક સ્થળે અડગ હોય

---

‡ **સ્રગ્ધરા**–વર્ણી ૨૧; ગુરુઓના અને લઘુઓના એવા ખડકલા કે સામાન્ય રીતે ૭ મી અને ૧૪ મી વર્ણીએ તેમ પંક્તિ છેડે એમ ત્રણ વિરામ. આ પણ સંગીતશાસ્ત્રીની દૃષ્ટિએ ઉભડક ઢાળ, ગેય ગણાવા પાત્ર નહીં (બરવે પૃ ૪૩). ત્રિવર્ણી અંશોમાં એનું માપ–**મરભનયયયે સ્રગ્ધરા એકવીશે** અથવા એની જ આખી પંક્તિમાં—

મા(તારા) રા(જભા) ભા (નસ) ન(સલ) ય (ભા તા) ય (માતા) મ(માતા).

જ, તેને માટે શોકથી **સ્તબ્ધ** માટે અડગ, એવા એવા તરંગ ( ફેન્સી fancy ) અલંકાર ગણાય છે, પણ ઉચિત હોય તે જ અલંકાર સારા; રૂઢ અને પરિચિત હોય અથવા નવીન અને વિચિત્ર હોય તેવા તરંગ, ઉચિત ન હોય તેમાં, કવિતા કરતાં કવિતાભાસી પદાવલિ ( પોયેટિક ડિક્શન ) ના જ ટકા વધારે છે. ૩ **બહુલતા** રેલછેલ. તે તો **સંતૃપ્તિ એવી**–વાક્ય તુટે છે; 'પામ્યો સંતૃપ્તિ એવી' કે એવું કંઇક જોઇએ. **નન્દન** ઇન્દ્રનું ઉપવન, ઇંદ્રે જાણે પોતાના વાહન ઐરાવતને આ સ્થાનની ઉત્તમતા જોઇને થોડી વાર અહીં ચરવા માટે ઉતારેલો, તેને જગા એવી તો ગોઠી ગઇ, શત્રુંજય બનીને અહીં જ રહી ગયો. તરંગની નવીનતાથી જ મોહી પડનારા આને 'અદ્‌ભુત!' એવા ઉદ્‌ગારે વધાવે. પણ અહીં એ દુરાકૃષ્ટ છે વળી પછીની કડીના વધારે દુરાકૃષ્ટ તરંગનો જનક છે, અને વિષયને અનુચિત છે. ૪ ઇંદ્ર હારીને એને અહીં જ રહેવા દઇને ચાલ્યો ગયો. પણ ઐરાવત વગર એને સ્વર્ગમાં શેનું ગોઠે જે! **વાહરૂપે વસેલો** વાહન રૂપે દરેક યુદ્ધમાં વાસસ્થાન–આસન–બનાવાયલો. **પનોતું** સુભગ, મનોહર, આબાદ. **સુરશચિપતિ** સુરો અને ઇંદ્ર સૌએ. દેવોનાં વૃન્દ અને સુરો એમ વસ્તુની દ્વિરુક્તિ વડે પંક્તિ પૂરી કરી, તે કરતાં 'શચિશચિપતિ' કે 'શચિસુરપતિ' લખ્યું હોત તો દ્વિરુક્તિ દોષ તો ટળત. પણ આ બે કડી આખી કૃતિમાં મુખ્ય છે, અને શત્રુંજયના વર્ણનમાં છેક જ અનુચિત છે. શત્રુંજય જેમનો ગિરિ, તે આપણા જૈન બન્ધુઓ એને તીર્થંકરોનું ધામ ગણે છે, અને ઇંદ્રાદિ તમામ દેવોને એ તીર્થંકરોના પગની રજ ગણે છે. જૈન દેવાલયોની સુન્દરતા આદિ મોહક અદ્વિતીય સ્વર્ગીય જણાવીને પણ તેમને ઇંદ્રાદિ દેવોના જ નગર લેખે વર્ણવાય, એ કવિતા જૈનોને બેહુદી જ લાગે. ૫ **પદસરણિ** પગથી, ચડવાનો માર્ગ (જે માત્ર પગથી નથી). હાથીની ઝૂલ ઉપર છેડે ફુમતાંવાળા લાંબાટુંકા દોર લટકાવવામાં આવે છે, તે હાથીની બંને બાજુએ ડોલાયા લટકયા કરે છે. ચડવાને માર્ગે વચ્ચેવચ્ચે યાત્રાળુને વિસામા માટે ચોતરા બાંધેલા છે, તે જાણે આ ઝૂલ ઉપર લટકતા સુન્દર શ્વેત ગુચ્છા! વાહ રે કવિતા, વાહ! ઉપયોગી વસ્તુને સુન્દર નિરૂપવા જતાં હસવું આવે એવું ચિતરાઇ ગયું છે. ઇંદ્રોદ્યાનનો નન્દનવનના જેવો દિવ્ય સુગન્ધ.

૬ પાણી તડકે ચળકે છે, સપાટી ઉપર મન્દ મન્દ તરંગાવલિ ઉઠે છે, એવા તળાવની શોભાનું વર્ણન પણ છેક તરંગી છે. ૭ બે લોક પૃથ્વી અને સ્વર્ગ. ૮–૯ આ પ્રાસાદો ( મહાલયો ) દેવાંગનાઓના રાસ ( સમૂહનૃત્ય અને ગીત )

જાણે હમણાં ઝીલશે એમ કુંડાળે ગોઠવાઇને રાસારમ્ભની પૂર્વ ક્ષણની મંડળી હોય એવા સોહે છે.

છેલ્લી છ લીટી સારી છે તો સુન્દરતાઓની માત્ર યાદી જેવી થઇ ગઈ છે. **વીચિ** આનન્દતરંગ. આ કૃતિ સામાન્ય વાચકને ઉંચી અને સુન્દર કવિતા લાગે એવી છે તેની ઉપલી કડક ટીકાનો અનર્થ ન કરવો.

શોભન ભૂષણ મધુરી કડી, ચિત્રવિચિત્ર તરંગાવલિ,

એટલા અંશોથીજ સારી કવિતા બનતી નથી. કલ્પના (ઈમૅજિનેશન) તરંગ ( fancy ફેન્સી ) બંનેને કવિતામાં સ્થાન છે. ( વિચાર, તર્ક, યુક્તિ, વિગતો અને લાગણી આદિને ગદ્ય રૂપે વ્હેતા વિચારપ્રવાહની જેમ કવિતામાં પણ સ્થાન છે જ. ગદ્યમાં કલ્પના તરંગ અને-સામાન્ય રીતે બોલતાં-લાગણી પણ ઓછાં આછાં જ શોભે. કવિતામાં એમની રેલંછેલ પણ હોય. ગદ્ય અને કવિતા બંનેમાં બંનેના દરેક અંશમાં અર્થપોષક ઔચિત્ય તો જોઇએ જ. ) કલ્પના અથવા વિશિષ્ટ દૃષ્ટિ તે મોટી બ્હેન; તરંગ તે ન્હાની બ્હેન. વિશિષ્ટ દૃષ્ટિ વિના જાણે વિશિષ્ટ દૃષ્ટિએ જોતો હોય એમ લેખક વર્ણવે, તે **તરંગી** ( ફેન્સીફુલ ) લખાણ છે. કલ્પના વિરલ છે; તરંગો સૌને શકય છે. કવિતાગોફને પરાણે ગુંથનારા ઘણાખરા તરંગી લખાણ જ કરી શકે છે, જે સારું પણ હોય, અહીં આપણે જોઇ ગયા તેવું પણ હોય. શબ્દોના "પ્રસાદ" અને છન્દની ચોટ અને મીઠાશના મેળથી ઉપજતી આકર્ષકતા ઘણાને ભૂલવે છે, અને તેઓ ઊતરતી કવિતાને પણ સારી માની લે છે. પરન્તુ **અર્થ પ્રવાહ જ કવિતા.** શબ્દ અને છન્દની ખુબીઓ સારા બંધ બેસતા અર્થને પોષવાના કાર્યમાં સફલ યોજાયલી હોય તે જ ખુબીઓ; બીજે યોજાયલી હોય તે વ્યર્થ. દામોદરના કૃતિસમૂહમાં અહીંની જેમ વિચારનો સ્પર્શ થતાં જરા નિસ્તેજ લાગે એવું તરંગી લખાણ પુષ્કળ છે, તો સારી કવિતા પણ પુષ્કળ છે, જો કે આખી કૃતિ આદિથી અન્ત લગી સારી **કવિતા** ગણાય એવી એમના સંગ્રહમાં બહુ નહીં જડે, કલ્પનાદર્શન પણ વિરલ જ સાંપડશે. કલ્પના અને તરંગ માટે જુવો **લિરિક** પૃ ૧૦-૧૧.



**૯. ગીરનાં જંગલ:**

**ઘોર અતીવંકી ધરતી ને—ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.**

17696

છન્દ સવૈયાની જાતિનો. ‡

અર્થ ૧ **વંકી** બંકિમ, વાંકડી; કેટલીક વસ્તુઓને લાગે ત્યારે—અહીં જેમ—વાંકુંચૂકું ઉંચુંનીચું દુર્ગમ ભેદભર્યું એવો અર્થ પણ થાય. ૨ **સઘન** ગીચ. સામસામા ડુંગરા, એક બીજાના મિત્ર, વચ્ચે કરાડોને લીધે ભેટી ન શકાતાં વિયોગ દુઃખે જાણે ઝુર્યા કરતા. **ધીંગાણું** ઝપાઝપી, લડાઇ. ૫ **ધોધપછાડ** ઉપરથી નીચે સીધા પછડાતા ધોધ. **પડછન્દા** પડઘા. **અડીખમ** ધીંગી, સશક્ત, ખ્હાડી; અડી (વિપત્તિ) સહી શકે એવી. ૬ **બહુ** અહીં કવિતાના લયમાં બ્હૌ જ બોલાય છે. **વ્યાઘ્રચર્મ** શાં ચટાપટાવાળાં; યોગી ચટાપટાવાળું વ્યાઘ્રચર્મ ઓઢે, ગિરનાર ઓઢે છે બહુરંગી (ચટાપટાવાળાં) જંગલ. ૬૬ **આસન** યોગીની જેમ એક જ **આસન** (બેઠકની તર્તીબ) જમાવીને. ૭ રૂઢ કહેવત

---

‡ **એકલ ગણ ૭+ગાલ** એ સવૈયાના માપની પંક્તિ છે; તાલ પણ સવૈયાકરેનો સાદો—૧લીએ, પછી ૫મી, ૯મી, એમ ચાર ચાર માત્રાને આંતરે આવ્યા-તે—જ છે. પણ કેટલીક પંક્તિ લગાન્ત છે ત્યાં એક માત્રા ઓછી છે, અને જ્યાં પંક્તિ લાદિ છે ત્યાં પ્હેલો તાલ બીજી માત્રાએ પછીના બધા ૫મીએ, ૯મીએ, એમ છે. વળી સવૈયાની કડી ચાર પંક્તિની ત્યારે આ ત્રણની. સવૈયાથી આ રચના આટલી જુદી પડે છે, તથાપિ સવૈયા જાતિની ગણાય.

પિંગલોમાં ૩૦, ૩૧, ૩૨, માત્રાની પંક્તિઓવાળા છન્દોમાં પુષ્કળ ગડબડ છે. રણછોડભાઇ વર્ણમેળ સવૈયા પણ નોંધે છે (૧) ૭ ભગણ+ગ, (૨) ૭ સગણ+ગ, (૩) ૭ ભગણ+ગાગા, (૪) ૭ સગણ+ગાગા, (૫) ૮ ભગણ, (૬) ૮ સગણ, વગેરે માપોના અનેક છન્દ નોંધે છે. સવૈયામાં ભગણ અને સગણ આવવા કુદરતી જ છે, અને એ બેમાંથી એક પંક્તિઓમાં પ્રધાન હોય, તો આખી રચનાને વર્ણમેળ અને ભગણી અથવા સગણી સવૈયો કહી શકાય. ભગણી સવૈયામાં ઉપર જણાવ્યો છે તે તાલ જ પ્રવર્તે. ભગણ સગણ ભળી જતાં થતો **ગાલલગાલલગા** એ અષ્ટકલ ઝુમખો પણ સવૈયામાં આવે, પણ એવા ઝુમખા વધતાં તાલસફાઇ જોખમાય.

તાત્પર્ય કે કવિત આદિ છન્દોના સમૂહ જેવો આ સવૈયા છન્દ સમૂહ પણ છે; તે સમૂહમાં વર્ણસંખ્યા પંક્તિ-અન્તની ઘટના, તથા પ્રાસ તપાસીને પૃથક્કરણ થાય, તેમ આ સમૂહમાં એ ત્રણ ઉપરાંત માત્રાસંખ્યા અને પંક્તિની અંદર વિવિધ રીતે ગોઠવાતા પ્રાસ એમ પાંચે લક્ષણ પ્રમાણે પૃથક્કરણ કરી નવું વધારે સ્વચ્છ વર્ગીકરણ અને નામકરણ કરવાનું છે. એ કાર્ય આ આખો છન્દ સમૂહ, અર્વાચીન દષ્ટિના પિંગલશાસ્ત્રી કર્મે માગી જ રહ્યો છે.

છે કે "આહીર મુંઢ (મૂઢ, ગમાર) ને ખાખરો રૂંઢ" (છેક સૂકો લુખો).
**૮ સહ રાસરમે** આ ત્રણે ગુણ અસાધારણ પ્રમાણમાં જ્યાં સાથે વિહરી રહ્યા છે.
**૯ કુંઢાં** મોટાં વર્તુલાકારી. **ઘીંઘ** મોટાં સેંકડોનાં ટોળાં. **નેસ** ઝુંપડું, નળીયાં વિનાનું ઘાસ કરાંઠી આદિએ છાજેલું છાપરું; એવાં પાંચપંદર છાપરાંનું ઝુંડ.
**૧૦ ગડે** ગડગડે. **ત્રાડન** સિંહોની ત્રાડ, ડુંગરામાંના અનેક પડઘાને લીધે અનેકગુણ લંબાતા ઘોર નિનાદે ચોતર્ફ ધૂધવી રહે.

કૃતિ સાદી છે એમ કહેશો કે શબ્દે શબ્દ જાતે અલંકાર છે એમ કહેશો ? વિષય જાતે એટલો તો રોમાન્ટિક ( romantic ) છે કે તેની ભાવવાહી છબી માત્ર પાડતું છબીરાગી ( realistic રીયલિસ્ટિક ) ચિત્ર, ભાવમુગ્ધ શૈલી વાપરી હોય તે કરતાં પણ વધારે ખુબીદાર અને દ્રાવક બની રહે છે.



## ૧૦ ગિરનારની યાત્રાઃ

**ક્ષિતિજમાં કંઇ મેઘ સમો રમે—ગજેન્દ્ર ગુલાબરાય બુચ.**

**છન્દ** ૧૧ વર્ણી ત્રિષ્ટુપ જાતિના ઇન્દ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, અને એ બે મળીને થતો ઉપજાતિ છન્દ; ૧૨ વર્ણી જગતી જાતિના દ્રુતવિલમ્બિતની આમાં **૧૫** કડી છે, ઇંદ્રવજ્રાની ૯, ઉપજાતિની ૮; જગતી જાતિના વંશસ્થ અને ઇંદ્રવજ્રા મળીને થતા ઉપજાતિની **૧.** વળી ત્રિષ્ટુપજાતિનો **નભરલ** માપનો એક છન્દ અહીં દેખાય છે ( કડી ૨૨ મી ), જે રણપિંગલ જેવા મોટા ગ્રંથમાં પણ નોંધાયો નથી, એટલે એને માટે કવિના નામ ઉપરથી **ગજ છન્દ** નામ સૂચવું છું. અને દ્રુતવિલમ્બિત અને ગજછન્દના મિશ્રણથી થતા ઉપજાતિની અહીં ચાર કડી છે.‡ ત્રિષ્ટુપ–જગતી જાતિનાં પાંચ છ વૃત્તોની આ ફેરબદલી, લય વૈવિધ્યને પોષતી, કૃતિનું ઐક્ય

---

‡ પ્રથમ ૧૧ વર્ણી ત્રિષ્ટુપ જાતિના છન્દોઃ ( ૧ ) **ઈન્દ્રવજ્રા** ત્રણ ગણ, **ત ત જ**+ બે ગુરુઃ આપણી પરિભાષામાં તા(રાજ)તા(રાજ)જ (ભાન) ગાગા. (૨) **ઉપેન્દ્રવજ્રા** અને (૧) માં એટલો જ ફેર કે તેમાં પ્રથમવર્ણી ગુરુ છે તે આમાં લઘુ. ચાર પંક્તિમાં ૧, ૨ કે ૩ આમાંથી એકની અને બાકીની બીજાની, તે (૩) **ઉપજાતિ:** અને એમાં ઉપલા બે છન્દોનું મિશ્રણ, તે જુદી જુદી ૧૪ રીતે શકય, તો ઉપજાતિના એ દરેકરૂપનું જુદું નામ પણ પિંગલ શાસ્ત્રીઓએ પાડયું છે જ ! ( રણપિંગળ ૧ પૃ. ૨૮૫–૭ ) (૪) ઇંદ્રવજ્રા અને વંશસ્થના મિશ્રણથી થતો ઉપજાતિ પણ આ કૃતિમાં છે (કડી ૨૦ મી); એમાંનો (૫) **વંશસ્થ** ૧૨ વર્ણી જગતી જાતિનો

સાધે છે. એક જ વૃત્તમાં પણ કર્તા વિચારલહરી પ્રમાણે લયની ઝોક સમારી લેવામાં કુશળ કારીગર છે. પદ્ય એટલે ગદ્ય કરતાં વધારે સમર્થ સુગમ વધારે વિવિધ સાધન, તેની આવા દાખલામાં ખાતરી થઇ જાય એમ છે.

કવિ અને કૃતિ ૨૯મા વર્ષમાં ટાઇફોઇડથી અચાનક વિદેહ થયલા આ ઉગતા કવિની ઇ. ૧૯૨૫ થી થયલી કૃતિઓ મોટે ભાગે સિદ્ધહસ્ત છે. અધૂરૂં એ સૉનેટ (ગજેન્દ્ર મૌક્તિકો પૃ. ૬૫) આપણાં ગણતરી સારાં સૉનેટમાં મુકાય એવું છે. એક બે ગીતો પણ મોહક છે. રા. રા. રામનારાયણ પછી ગુજરાતમાં જન્મેલા કવિઓમાં કલાસિકલ શૈલીના લેખકોમાં એમનું સ્થાન ઊંચું છું, કૃતિસંખ્યાએ નહીં તેટલું ગુણવત્તાએ. આ પ્રતિભાવૃક્ષ અકાળે ભસ્મ થવાથી ગુજરાતી કવિતા ઉપર મોટી હોનારત ગુજરી છે.

આ વાંચતાં જ ઘણાને રા. રા. ન્હાનાલાલની "ગિરનારને ચરણે" સાંભરશે. એ આની સાથે વાંચી જોવા ભલામણ કરું છું. "૦ ચરણે" અશોકના શિલાલેખ અને બૌદ્ધધર્મનો વિષય આવતાં જ રાવણની લંકા તર્ફ ઉડી જાય છે; અથવા કહો કે કવિ "ચરણ" આગળ બેસી ગયા છે, ગિરનાર ચડયાજ નથી. વળી એમની બીજી સંખ્યાબંધ કૃતિઓમાં તેમ આમાં, પ્રથમ દર્શને જે ભવ્ય લાગે છે, અથવા જે ઉંચી કવિતા લાગે છે, તે જરાક જ વિચારી જોતાં શબ્દાડમ્બર (હ્રેટરિક rhetoric)† નીવડે છે, બે જ કડી જુવો–૪ થી અને ૮ મી.

ન્હોતી સીમા ગગનની ય રચન્તિ બાધા, ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની;
ન્હોતાં જ સંકલન કો સ્થલકાલનાં ત્યાં, નિર્બન્ધ એમ વહતા પ્રભુના પ્રવાહે. ૪

જોયૂં અમે ગિરિકણે સ્થૂલની શિલામાં, જોયું અમે જ ઉંડું અદ્દભુત માંહિ દીઠૂં;
તે એક શૈલકણનૂં ઉર ભેદિ જોતાં ઇતિહાસવાહિ લિધ દર્શન ત્યાં પ્રભુનું. ૮

૪ થી કડીમાં એ સ્થાન અનન્ત હતું એટલું નકારકથન જ છે. આઠમી કડીમાં એ વસ્તુ શી ભવ્ય! એટલું જ છે. પણ 'આ ભવ્ય છે' એમ ગમે તેટલા આશ્ચર્યતીણા અવાજે કહેવામાં આવે, તેને જ **ભવ્ય આલેખન કે ભવ્યતાનું આલેખન**

---

છન્દ છે તેની દરેક પંક્તિ **જતજર** એ ચાર ગણની થાય છે. આપણી પરિભાષામાં જ (ભાન) તા(રાજ) જ(ભાન) રા (જલા) એ એની વ્યાખ્યા. બીજા છન્દો માટે જુવો કૃતિ ૧૩ મી તળે ટિપ્પણ‡

† ઉચિત અને ઊંચી જાતનું હ્રેટરિક તે વાકછટા, વાગ્વૈભવ–જુવો લિરિક પૃ ૬૮

કોણ ગણી શકે વારુ ?* અને આવી કવિતાભાસી પદાવલિ (પોએટિક ડિક્શન) ની શબ્દાલુતા (વર્બોસિટી verbosity) રા. ન્હાનાલાલની રચનાઓમાં ઓછી નથી. એમની અછાન્દસ રચનાની ટુંકડી ટુંકડી પંક્તિઓથી છે તે કરતાં પણ વધારે હોવાનો ભાસ થતો હોય, તો નજાને !

ગજેન્દ્રની કૃતિ ૪૯ કડી લાંબી છે. તેમાંની પ્હેલી ૨૪ માંથી ૧૩ જ લીધી છે. અહીંના આંક પ્રમાણે ૧૪ મી થી છેલ્લી, તે મૂલની છેલ્લી ૨૫ કડી છે. કોઇક ઠેકાણે મૂલમાં " ગિરિનાર " છે; ગિરિઓમાં નાર એવો અર્થ અને શ્લેષ એ કોઇ ઠેકાણે આવશ્યક નથી, એટલે અહીં બધે **ગિરનાર** જ છાપ્યું છે. એક ઠેકાણે " દીપડા " શબ્દ છે, તે ફેરવીને મૃગેન્દ્ર છાપ્યો છે.

**અર્થ** ૧ છેક હાલારના ઝાંપા લગીનાં માણસ બચવણથી જ ગિરનાર ભણી વારંવાર નજર માંડે છે. **પડછંદ** પ્રચંડ ૨ **આળખ્યો** આલેખ્યો. પાસે પ્હોંચતા માણસને તે એટલો તો અતિકાય લાગે છે કે...૩ પંક્તિ ત્રીજી ગુજરાતી ભાષાની શક્તિ રત્નની જેમ સદાજ્યોતિમય દીપાવે છે. ૧ લી કડી **ગરવા** શબ્દ ઉપર તો ૩ જી કડી **વિરાટ** શબ્દઉપર જાણે ભાષ્ય છે. ૨ જી કડી અણદીઠેલ વિષે કલ્પના અને તેના વાસ્તવિક દર્શન વચ્ચે કેટલો તો તફાવત, તે રજુ કરે છે. આ કૃતિમાં બીજી પણ આવી અર્થગર્ભ કડીઓ છે.

**૪ જો** જુવો. **તાંડવ** અતુલ શક્તિના. **પત્થર** શબ્દને પથ્થર લખવા માટે આતુર જોડણી સુધારકો (!) ને આ પંક્તિ ભેટ ધરું છું. †

**૫ જીવન** સ્થૂલદૃષ્ટિનાં પડળ ઉતરી જતાં જેનાં દર્શન થાય તે અમરતાનું જીવન. ૬ પૂર્વાર્ધનો તરંગપ્રશ્ન જેટલો સાચો તેટલો નાજુક છે. **૭ સાત** અમ્બાજી **ગહન** ગચબી, રહસ્યની ઝાંખી કરાવતા. **૮ ફાળ** સશક્ત ચડનારા મોટી ડાંગને ટેકે ચારપાંચ પગથિયાં ડગલે ડગલે કુદે છે. ગજેન્દ્રને એમ ચડવામાં ઓર આનન્દ આવતો. કૃતિના (અહીં)

---

* આમ કરવાની કટેવ રા. રા. નરસિંહરાવને પણ છે. કવિતા સાધવાને બદલે કેટલીય વાર તેઓ આપણને બાળકની જેમ આશાટટળતા રાખે છે; બાળકને આપણે ખાવાનાનો દાબડો છીંકે બતાવિયે, છીંકા તળે પણ લઇ જઈને કહિયે "જો, આમાં છે !" અને આપિયે નહીં;—એ પ્રમાણે.

† રમૂજ માટે એજ જાતનો બીજો એક દાખલો નોંધું: રા. રા. નરસિંહરાવ આંખ, સુણ (સાંભળ), વગેરેમાં ય બોલાય છે માટે લખવો એ મતના છે; આંખ્ય, સુણ્ય, વગેરે લખે છે. આ લેખન અને ઉચ્ચારણથી હું સૂગાયો ક્યારથી ? એમની જ કવિતામાં "સુણ્ય સુણ્ય" બે વાર સાથે આવે છે તે એમની પંક્તિ જોઇ ને, ત્યારથી !

પાંચ વિભાગ પડે છે, છેલ્લો ૬ કડીનો, બીજો દરેક આઠનો. ૯ ઘન અને ધુમ્મસ ઘડી બધું જ ગળી જાય, ઘડી ખસી જતાં અતલ કરાડોની કોર પર જ ઉભાઃ લાગિયે. ૧૦ બીજી પંક્તિ દ્રુતવિલમ્બિત, બાકીની ત્રણ ગજ છન્દ. ગિરનાર વિરાટ-મૂર્તિ છે, અને વળી અવનીથી ઉચ્ચ ભૂમિની સ્થૂલ નેત્ર કરી શકે તેવી ને તેટલી ઝાંખી પણ કરાવે છે, સ્મૃતિમાં રહીજ જાય એવી સચોટ રીતે. ૧૧ સૂક્ષ્મસ્થૂલ બંને અર્થનું સુભગ મિશ્રણ. કડીઓના અનુક્રમ માત્રથી કેટલાક ધ્વનિ સ્ફુરે, એવી કલામય ગોઠવણ મનન વડે જ સધાય. પોતાનું લખેલું પોતે સુધારી ન શકે, એવા કવિઓમાં આવા ગુણ જવલ્લેજ દેખાય. ૧૨ બીજો તરંગ, પ્રથમના જેવો જ લલિત. અલંકારિકો જેને ઉત્પ્રેક્ષા કહે છે તે અલંકાર આવા સ્થલોમાં જોવામાં જ ઔચિત્ય છે. ધુમ્મસની અત્યન્ત પાતળી અને શુભ્ર નાગકન્યાઓ ગિરિ ચડતાં પથિકને વારંવાર ભીંજવી દે છે, એ કુદરતપક્ષે પણ વાસ્તવિક વર્ણન છે. ૧૩ નિસર્ગે કુદરતમાં સ્વાગતનાં સદાવ્રતો હોય, એ માન્યતા બરાબર છે; આ ગિરનાર એ જ મંત્ર સંભળાવ્યા કરે છે, એવો પ્રત્યક્ષાનુભવ આપ્યા કરે છે.; અને સાધુસંતોનાં સદાવ્રતો અને આતિથ્યો પણ અહીં કૈંક છે. ૧૪ પડતું નાખે તેને કહે છે રાજ્ય મળે, ભાવનાસદૃશ સિદ્ધિ મળે. ૧૫ માણસ આમ પ્રકૃતિપૂજનમાં પણ સ્થૂલ વાસનાઓને લાવે, તે એની પામરતાનો જ પુરાવો છે. હે પ્રભુ માણસને આવો જડ કેમ સર્જ્યો વારુ? ૧૬ આ યાત્રીને રાજપાટ ન ખપે, તપે ન ખપે. વળી અહીં જ જુવો, રાજાઓમાં પણ ભરથરી જેવાય પાક્યા છે, તેનો પુરાવો આ રહ્યો સામે. ૧૭ ફરફરતી ફરકતી, ફરફરતી; શબ્દશુદ્ધિ માટે આગ્રહ હોય તો ફરકતી કે ફફડતી વાંચવું. ૧૮ ધન આ મન્દિરો (૧) જૈનોનું સૂક્ષ્મ ધન, (૨) એમના અઢળક ધનના પુરાવા, બંને અર્થ. ૧૯ પગલાં પોચાં, પત્થર કઠણ, પોચાની છાપ કઠણ ઉપર પડે?—અરે સ્થૂલબુદ્ધિ બન્ધુ, આ પત્થરે પત્થર મહાસતી રાણકનું પગલું છે. ૨૧ એક દેવી અનન્ય, સુવિખ્યાતઃ 'એક' શબ્દનો આવો પ્રયોગ સંસ્કૃતમાં જાણીતો છે. ૨૨ અહીં અમ્બાજીની ટુક ચડવા જેટલા પ્રાણ માટે રાણકના આત્માને પ્રાર્થના કરે છે, એ પણ આ યથોચિત તરંગોથી ઉભરાતી કૃતિનો એક સુન્દર કુદરતી તરંગ છે. ૨૩ મૃગેન્દ્ર સિંહ, દીપડા. ૨૫ કોઇ કવિકલ્પનાનો જબરો કુદકો મારું એમ-માતાજી, આ આવ્યું ત્હમારી આભ-અગાસીમાં, ત્હમારે શરણે, જીવન સફલ!

૨૭-૩૨ ચોતર્ફ જુવે છે. દૃષ્ટિમર્યાદામાંનો અદ્ભુત વિશાલપટ દેખાય છે એવો ચિતરે છે, તેમાં પણ ગિરનારનું પ્રાધાન્ય રાખે છે જ. ૩૨-૩૭ તેમાં પણ સર્વ સ્થૂલ-

સૂક્ષ્મનું શિખર, પૂજનીયોમાં પૂજનીય, આખા જીવનનો ઉપહાર જે એકને જ ઘટે તે મ્હારાં ઇષ્ટદેવી, મ્હારાં **અમ્બાજી.** આ કડીઓને રા. રા. રસિકલાલની કડીઓ (કૃતિ ૨૮ મી) સાથે સરખાવો. બંને પોતપોતાની ઢબની ઉત્કૃષ્ટ રચના છે;પણ એ બે ઢબમાં કેટલો બધો તફાવત ! **૩૩ ઘણુઘણે** ઘંટારવ અને પડઘાઓથી ગાજી ઉઠે. **૩૪** ત્હારી આંખીથી મ્હને શું શું નથી થતું ! **૩૫** બેભાન, ભવભ્રમિત, વિક્ષિપ્તચિત્ત. **અન્ધ, પાંખ** ધર્મપક્ષનો કવિતાપક્ષનો બંને અર્થ. **૩૭ સરસ્વતી** વાણીની શક્તિ, નથી તે ક્યાંથી આપું ? હોય તોપણ એનાથી વધારે મ્હારું આખું જીવન જ લે **મા** ત્હારે ચરણે, ત્હને એનોજ અર્ઘ્ય ધરી દઉં છું. **૩૮ ગગનચુમ્બિત** ગગન જેને ચુમ્બી રહ્યું છે એવો.



## ૧૧ વૃષ્ટિ પછી કુદરતનું સૌન્દર્ય :

### જો ! જો ! જો ! આ — ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

**છન્દ** ગો. મા. ત્રિ. સંગીત કે પદ્યલયના રસિયા ન્હોતા, બંનેને સમજતા હતા, પણ એમનો કાન જ કંઇક તાલબ્હેરો હશે. વળી ગમે ત્યાં એક ગુરુને સ્થાને બે લઘુ અને બે લઘુને સ્થાને એક ગુરુ ( વૃત્તોમાં પણ ) મુકાય એવો, —આડો ધડ !— એમણે નિયમ જ કરેલો. એટલે એમનાં મીઠામાં મીઠાં પદ અને મધુરમાં મધુર પદ્ય ખરી જગાએ ન ઠેંકરાય એવાં વિરલ. અને તોપણ ગુજરાતી કવિતામાં લયમાધુર્યનાં ઊંચામાં ઊંચા શિખરો છે, તેમાં એક બે નવીન શિખરો એમણે સર કરી આપ્યાં છે.

એવું એક શિખર આ પંક્તિઓના કટાવબન્ધો છે; બહુવચન વાપરું છું કેમકે અહીં એક નહીં બે કટાવ છે. ‡

‡ કટાવ વિષે જુવો રણપિંગળ પૃ. ૫૩૭–૯ કટાવ અને દંડકની સરખામણી માટે દંડક વિષે જુવો એજ, પૃ. ૪૧૭–૩૮ **દંડક** ને પદ્યબન્ધ કહેવાય ખરો ? એ **લયપ્રવાહ** છે ખરો ? કે અતિઅનિયન્ત્રિત અગર તો તદેવતા ( મોનોટોની) દોષે અસુન્દર થતી રચના જ નીવડે ? મનસ્વી રીતે કકડા પાડી પદ્ય છે એવો આભાસ થાય એમ એને છાપી તો શકાય, બેશક, પરંતુ પદ્યલય સ્વનિ-યંત્રિત સજીવ સાવયવ વસ્તુ છે. અર્થવિશદતા જાળવતો વાક્યરચનાનો બન્ધ ગદ્યપદ્ય બંનેમાં જોઇએ, અને ઉપરાંત સજીવન લયપ્રવાહ પણ હોય તે જ **પદ્ય.** આ નમૂનામાં ' રતિ સજી રે વિશ્વમાં રતિ ઘણી હજી રે ' એ ચરણ ટેક લેખે વાપરીને કડી બાંધી છે. પંક્તિ ૩૨ મીથી શરુ થતો છ-દ જગણી કટાવ છે,

**અર્થ** વર્ષતાં વાદળાં નીચે ઉતરીને **નભકટિ પરથી** વર્ષે છે. નભકટિ ધારાકર, સ્નેહગર્ભ, કરાકર, કૌતુકકર્ષિ આદિ સમાસો, જેમાંનો એક એક આખી લીટી જેટલો લાંબો છે (પંક્તિ ૨૯મી); માતરિશ્વ, સ્વસુખ, વિષ્ણુપદ, અમ્બુદચાપ, વગેરે શબ્દો, અને એકાદ સ્થલે જરા ક્લિષ્ટ રચના: આવાં કારણોને લીધે આ કૃતિની ભાષાને અતિ સંસ્કૃત કહેવી પડે છે.

રસધર મેઘ. **વર્ષા** વર્ષાઋતુ. વર્ષાદ જોરમાં પડે છે, પવન ખૂબ વાય છે, પછી બંને ધીમા પડે છે, અને પડેલા રસના સ્પર્શથી જ સૃષ્ટિની દરેક ચીજ પોતે કેટલી તો રસાળુ સુન્દર છે તે પાંચે ઇંદ્રિયો ઉપર જાણે ઠસાવવાને એકબીજી સાથે સ્પર્ધા કરી રહે છે. વર્ષાદ રહી જતાં પવન મંદ પડતાં અને તડકો નીકળતાં પંખી બહાર આવે છે, ખેલે છે, સેલે છે, કલ્લોલ કરી મુકે છે. **સ્વ-સુ-ખ** પોતાનું શોભીતું આકાશ, ધરતી અને આકાશટોચ વચ્ચેનું અન્તરાલ પંખીઓનું જાણે ક્રીડાંગણ, સુખયોગાન. **માતરિશ્વ** ધરતી માતાના શ્વાસ રૂપ પવન. ઝાપટા રૂપી બાલક ધરતીમાતાને વળગવા આકાશ રૂપ ધાત્રીની કેડ ઉપરથી સરી પડે છે, ત્યાં માતાનો અતિનિકટ સ્વજન તેને વચ્ચેથી ઉપાડી લઇ ઉછાળે છે; ખેલવે છે, હા હા હી હી કરે છે, વગેરે. **વિષ્ણુપદ** આકાશ. " ત્રિ-ક્રમ " વામનાવતારનાં ત્રણ પગલાં- માંથી આકાશ એનું ખાસ. ગીત રાસ વગેરે વૃંદાવનમાં તો હોય, આ તો જાણે આખા આકાશને આ આનન્દમત્ત પંખીઓએ વૃંદાવન બનાવી મુક્યું.

---

એટલે કે એમાં સન્ધિ **જગણ** (જભાન્=લગાલ) છે. પ્હેલી ૩૧ પંક્તિઓનો છન્દ અષ્ટકલ માત્રામેળ કટાવ છે, એટલે કે તેમાં સન્ધિ આઠ આઠ માત્રાનું ઝુમખું છે. અષ્ટકલ ગણનાં મુખ્ય રૂપ પાંચ છે,—૪ગ, ૮લ, ૩ગ+૨લ, ૨ગ+૪લ, ૧ગ+૬લ આમાંથી પ્હેલાં બે રૂપમાં બધા જ **ગ** અગર **લ**, એટલે અનુક્રમનો સવાલ ઉઠતો નથી. છેલ્લાં ત્રણ રૂપનાં **ગલ**ના અનુક્રમભેદે અનેક ઉપરૂપ થાય છે.

અહીં પ્હેલા કટાવમાં ઘણુંખરું ત્રણ ત્રણ સન્ધિએ એક પંક્તિ ગણી છે; બીજામાં ચારથી છે સન્ધિએ. બીજામાં પંક્તિ ૩૮ થી ('મન જો ! મન જો !'–આગળથી) કટાવ સગણી (લલગા માપનો) થતો લાગે છે. સગણી કટાવ જગણી કરતાં શિથિલ બન્ધ છે. પરમ્પરિત સગણોને પ્રાસો અને કડીબંધ રાખીને પરમ્પરિત તોટકબંધે લેખે લખવા જ ઉત્તમ છે, પ્રાસ વગરનો કટાવ બનાવવો ઠીક નથી. અહીં શું છે? વાહન જગણી જ ચાલે છે, સગણી દેખાય છે એને આભાસ માત્ર ગણીશું ? કે વર્ણન પૂરું થવા આવતાં વહનને જાણીને સગણી કર્યું છે એમ ગણીશું ? બંને પક્ષને દલીલો મળી રહે એમ છે. આવી અસ્ફુટાકૃતિ રચનાને હું તો દોષ ગણું. જગણી

**કૌતુકકર્ષિ** અદ્દભુતતાએ ખાસ આકર્ષક, **સ્નેહવિષ્ણુ** કૃષ્ણ=સ્નેહમૂર્તિ. સંસ્કૃત શૈલીના મોહાન્ધ ભક્તો સમાસાદિ વડે રચાતા ઉક્તિવૈચિત્ર્યને ભલે વખાણો: જે ઉક્તિવૈચિત્ર્ય માત્ર વૈચિત્ર્ય, કશાય વિશેષાર્થ વિનાનું; જે વડે સરલ અને સામાન્ય અર્થ આડકતરી રીતે ઓછા જાણીતા શબ્દોમાં કહેવાય; તે ગુણવત્ ગણાય ખરું? શ્રીકૃષ્ણના મુકુટમાનો મોરપિચ્છ સમૂહ: ઇંદ્રધનુ તે આ મોરપિચ્છની કમાન. ઇંદ્રધનુષ્ય શી અજબસુન્દર ચીજ છે તે કહેવાને અજબ-વિચિત્ર શબ્દબાહુલ્ય (વર્બોસિટી verbosity) વાપરવું એ વર્ણનછટામાં કોઈક વાર ઉચિત ગણાય, એમ ઉમેરવું પણ જોઈએ.

**કરાકર** કર (કિરણ) ના આકર. આ ચાર અક્ષરનું ચોસલું કર્કશ નથી? **રતિ** રસ, વારિ, તેનાથી વિરુદ્ધ ગુણવાળાં સૂર્યકિરણ, માટે તે **રતિસૂદ.** પરન્તુ આ ક્ષણે એ કિરણ પોતાની પ્રકૃતિથી ઉલટું જેવું આચરી જલદના ઉદરમાં, વર્ષાધારાના બિન્દુ બિન્દુમાં પેસી જાય છે, અને આ અતિસુન્દર નવું રૂપ–મેઘકમાન–જન્મે છે. આ કમાન જન્મે છે તે રતિ-રસ-જલના ત્રિભુવનવિજયનો સાક્ષાત પુરાવો! આંજે સહુ રંગ અન્યોન્ય ખૂબ રતિ કરે છે, રંગો પણ અન્યોન્ય રંગે રમી રહે છે. પુરાણોમાં સૂર્ય ભગવાનના ઘોડાને સાત મુખ કલ્પ્યાં છે. આ સૂર્યકિરણોનો પ્રકાશ પણ સાત રંગમાં પૃથક્કૃત થઇ જતો જોઈ, માણી, હે મન, તું રાચ.

પણ એ કમાન રતિ વધતાં–વર્ષાદ વાદલ ફરીને વધતાં–પોતાના મૂળમાં પાછી ભળી ગઈ, કમાન દેખાઇ તેય રતિનો એક આવિર્ભાવ; દેખાતી બન્ધ પડી તે

---

કટાવને જગણી રાખવા માટે પૂરતી કાળજી રાખવી જોઇએ, નહીં તો તેને સગણીમાં સરી પડતાં વાર લાગતી નથી.

જુદી જુદી જાતના કટાવોના ઘણા પ્રયોગો થવા જોઇએ. કટાવબન્ધ અગેય હોવાથી અણખેડાયા રહ્યા છે. પદ્ય=અગેય પણ નિયમિત–મધુર લયપ્રવાહ. બીજા શબ્દોમાં એક છેડે સંગીત, બીજે છેડે ગદ્ય-ગમે તેવું કલાગ્રથિત પણ લયમાં અનિયંત્રિત, અને એ બે વચ્ચે, નહીં સંગીત નહીં ગદ્ય, એવો પદ્યલય:–એ દૃષ્ટિબિન્દુ જ વિદેશી, અને વિદેશી અસર વધતાં, ખાસ કરીને અંગ્રેજી કવિતાનો પરિચય વધતાં, છેક અર્વાચીન સમયમાં અહીં આવેલું છે. સંગીત લેખે ઉતરતો હોય, ગણતરીમાં જ નહીં એવો હોય, તે છન્દમાં દોષ નથી, છન્દોમાધુર્ય સંગીતમાધુર્યથી ભિન્ન વસ્તુ છે: વગેરે વિચારસમૂહ હજી આપણા કવિઓમાંથી યે મોટી સંખ્યાને સમઝાતો જ નથી. નવી રુચિઓ ઉત્પન્ન થતાં કલાક્ષેત્રમાં સમય લાગે જ. અને આ વિષયમાં ગુજરાતીમાં જેટલી પ્રગતિ સધાઇ છે, તેટલી પણ મરાઠી હિન્દીમાં હજી નથી થઇ.

પણ રતિનો એક આવિર્ભાવ. રતિના આવા આવા એક એકથી સુન્દર અસંખ્ય -અફળ આવિર્ભાવોથી જ વિશ્વ ભર્યું છે.

વર્ણવવાના બનાવો અને દશ્યોની પરમ્પરાના વેગને પદ્યપ્રવાહનો વેગ ઝીલે છે અને પ્રતિબિમ્બે છે, યથાયોગ્ય વધારે છે ને ઘટાડે છે. આખી દષ્ટિમર્યાદામાં મેઘ વાયુ અને સૂર્યની અન્યોન્ય પ્રતિકૃતિઓ (action and reaction) અને તેમાંથી ક્ષણે ક્ષણે પ્રતિફળતી વનસ્પતિ સૃષ્ટિ પંખીસૃષ્ટિ અવનિસૃષ્ટિ આદિની પ્રવૃત્તિઓ, અથચ એ સર્વ જોનાર ઝીલનાર સહાનુભૂતિથી ઉકેલનાર સાક્ષી હૃદય-બુદ્ધિની પોતાની દશાઓના પલટાઃ—આ સર્વ વિરાટ ચિત્ર વાણીની પીંછી પદ્યલયની મદદ વડે એવું તો આબાદ ઉપજાવી આપે છે, કે તેમાં દોષો જો કે છે (ઉપર સૂચવાઇ ગયા છે), એમાં રુચિભંગ થાય એવા અંશો પણ છે, તથાપિ સમગ્રે લેતાં આપણી કવિતા સમૃદ્ધિમાં વર્ષાઋતુના અનુપમવિવિધ સૌન્દર્યનું આ કૃતિ એક ભવ્ય (અતિ વિશાલ અતિ સમર્થ) આલેખન છે, એમ સૌ સ્વીકારશે. ક્રાન્તિ-કારક મોટી વૃષ્ટિ માટે માત્રામેળ કટાવબન્ધ વાપર્યો છે, પછીની ઉલ્લાસ ભરી સૌમ્યતાના વર્ણન માટે ઓછા વેગવાળો અને વધારે નિયમિત જગણી કટાવબન્ધ વાપર્યો છે, એ પદ્યપલટાનું મોહક ઔચિત્ય પણ કાવ્યને ફરી ફરી વાંચી બે વિભાગને અન્યોન્ય સરખાવી સરખાવીને જોઈ લેવું.

ભાવો અને અર્થના પ્રવાહની સાથે શબ્દ સમૂહ અને પદ્યના લયપ્રવાહનો મેળ, તે જ કવિતાનો **પ્ર સા દ**. જેમ ગોરો રંગ માત્ર ચામડીનો ગુણ છે, આખો શરીરનો અને ખાસ કરીને મુખનો સમપ્રમાણ સુરેખ ઘાટ અને નેત્રની કાન્તિ સમૃદ્ધિ, તે જ સ્ત્રીનું **રૂ પ** છે, તેમ આખી કૃતિના જુદાં જુદાં અંગોપાંગનું અસાધારણ ચમત્કારક ઔચિત્ય, તે જ કવિતાનો **પ્ર સા દ** છે. આવા પ્રસાદવાળી કવિતાઓ જ કોઇ પણ ભાષાની સાચી અમર સ મૃ દ્ધિ છે.

અહીંની પંક્તિ ૧૦-' તે રુમઝુમ,' સ્નેહમુદ્રામાં **ને** છાપેલું છે; પંક્તિ **૩૨** ' વચ્ચે જ પ્રકાશ,' સ્નેહમુદ્રામાં **જ** નથી; એ બંને ત્યાં મુદ્રણદોષ છે. **અન્તે** (પં ૪૬) " નિરખી લઇ લેઇ " એટલું નિરુપયોગી જણાતાં છોડી દીધુ છે.



**૧૨ સમૃષ્ટિ :**

**અમ્બર ગજે રે અમ્બર ગજે — ત્રિભુવન પ્રેમશંકર.**

**છન્દ** પદ. કવિ પોતે પોતાની ઘણીખરી કૃતિ ભજનની કોઈ જાણીતી પ્રલમ્બ લઢણમાં જ લલકારતા. ખરવેએ આ કવિતા સારંગ રાગમાં ઉતારી છે. પિંગલ દૃષ્ટિએ એને ન્હાના અભંગની ચાલ કહી શકાય.‡ એ છન્દના સન્ધિનું માપ જાળવવા અહીં કેટલાક વર્ણોને ખોડા ગણવા પડે છે; સૃષ્ટિ જેવા શબ્દને ત્રિવર્ણી ગણવો પડે છે ! કવિને છન્દશુદ્ધિ શબ્દશુદ્ધિ કે રાગશુધ્ધિની પરવા થોડી જ હતી. પણ પ્રકાશન વખતે એ કોઇ સમભાવી વિદ્વાન માથે આ બધો ભાર નાખી દેતા, અને તે કવિતાને લખતાં જે જે ફેરફાર કરી નાખે તે બધા જ સ્વીકારી લેતા. ખરવે કૃત ગાયનવાદન પાઠમાળામાંથી આ કૃતિ ઉતારતાં થોડી કડી છોડી દીધી છે.

**રોમાન્ટિક** ગો. મા. ત્રિ. ના વૃષ્ટિવર્ણન સાથે આને સરખાવો. ગોવર્દ્ધનરામ દ્દષ્ટાના માનસની સ્થિતિ અવગણતા નથી; ત્રિભુવન બાહ્ય બનાવો અને તેમના સૌન્દર્યને અવગણતા નથી; પણ રોમાન્ટિક શૈલી ઊર્મિઓ અને ઊર્મિપલટાને મુખ્ય વકતવ્ય બનાવી તે ઉપર વિશેષ ભાર દે છે. આને ભજન કહી શકાય ખરું ? હા, સૃષ્ટિના સૌંદર્ય અને રસના આશ્ચર્યોલ્લાસી વર્ણન રૂપે આ કૃતિ સૌન્દર્યના રસરૂપ સર્વવ્યાપી પરમાત્માની જ સ્તુતિ છે, ગેય ઢાળમાં.

**અર્થ** ૨ **એહ** અભ્રની હારો. ૩ એક **અભ્રનાર** કૃષ્ણ, બીજીઓ વ્રજબાલાઓ, ગોપીઓ. ભૂ ઉપર ( મોર ટહુકા કરી નાચે છે. કેકા=મોરલા એમ ન લેવું–મોર કર્તા વાક્યમાં ઉમેરી લેવો. **લ્હાય** લ્હાણી કરે. ૭ **ફાળ** ભરી ભરીને. **ગળે** ગળી જાય.

સંગીતની સાથે આશ્ચર્યચિહ્ન ફાવતાં નથી, પણ ત્રિભુવન હરિ હર્ષદ ધ્રુવની આશ્ચર્યચિહ્નાન્ત વાકયરચના ઘણી વાપરે છે. અહીં દરેક કડીમાં એક આશ્ચર્યચિન્હ આવે, કેટલીકમાં વધારે પણ મુકવાં પડે એવી આ રચના છે. (જુવો વિવરણ ૩૩ મું.)

---

‡ **ન્હાનો અભંગ** આઠ આઠ વર્ણી સંધિ; સંધિ તે જ પંકિત; કડી બે પંકિતએ કે ચારે; પ્રાસથી ચારે પંકિત અગર બે બેને સાંધેલી; માત્ર છેલ્લા અક્ષર પૂરતો પ્રાસ પણ ચાલે. અહીં ત્રિભુવને ચાર અક્ષરે સંધિ ગણી, બે સંધિનું ચરણ બે ચરણે પંકિત ગણી છે. અને ચાર પંકિતની કડી કરી છે. ( ખરવે ૫૧; રણપિંગલ ૫૩૪–૫ ). આ ન્હાનો અભંગ છન્દ છે: " વનવેલી " છન્દ નથી: એમ કેમ વારુ ?

**મોટો અભંગ**—પ્હેલી ત્રણ પંકિત છ વર્ણી, ચોથી ચારવર્ણી.



**૧૩ અદ્‌ભુત મિત્રભાવ:**

**કેમ અને ક્યારે મળ્યું' — બેહરામજી મેહરવાનજી મલબારી**

છન્દ મનહર.‡

વિષય મૈત્રીનો અજબ અભેદ. પ્રકૃતિભેદથી અન્યોન્ય આકર્ષાતા બે માણસનો સમ્બન્ધ પરિચય વધતાં હૃદય અને આખા અન્તરના અદ્વૈતમાં પરિણમે છે, તેનું નામ મૈત્રી. લાંબી ટુંકી મુદતના અને વત્તીઓછી નિકટતાવાળા સાથ સંગાથ તો દુનિયામાં અસંખ્ય હોય, તે સર્વમાં અમૂલ્ય હીરા તુલ્ય મૈત્રી તો અત્યન્ત વિરલ જોવામાં આવે છે. આવી મૈત્રીના ઉલ્લાસમય વર્ણનવાળી આ કૃતિનો રસ-કયો વારુ ? વિચાર કરીને બોલજો, મનને તમારા અભિપ્રાયનું કારણ યથાયોગ્ય લાગે ત્યારે જ જવાબ ઉચ્ચારજો, નહીં તો પોકળ પકડાઇ જશે.

અર્થ ૧ નેક સાચા, પૂરેપૂરા નિખાલસ અને વફાદાર. "એકના બે થવું" એટલે ફરી જવું, બેવફા નીવડવું. થોડીવારમાં સાચી મિત્રતાના અદ્વૈતવાળી દેખાઈ પછી તૂટી જાય એવી મિત્રતાઓ જ્યાં ત્યાં જોવામાં આવે છે. એક તે એક, બે તે બે, પણ ઈશ્વર સર્વશક્તિમાન, તે એકના બે પણ વારંવાર બનાવી રહ્યો છે !-વક્રોક્તિ, કેમકે કર્તા જાણે છે જ કે બેવફાઇનું ઉત્પાદક કારણ માણસની પોતાની

---

‡ ૧૦ મી કૃતિ તળે બાકી રાખેલી વ્યાખ્યાઓ અહીં.

(૧) **દ્રુતવિલમ્બિત** ૧૨ વર્ણી જગતી જાતિના આ છન્દની પંક્તિમાં **ન ભ ભ ર** ગણ: એની વ્યાખ્યા-ન(સલ) ભા(નસ) ભા(નસ) રા(જભા).

(૨) ૧૧ વર્ણી ત્રિષ્ટુભ જાતિનો **નભરલગ** માપનો છન્દ 'ગિરનારની યાત્રા માં આવે છે. એ જાતિમાં ૨૦૪૮ છન્દ થાય એમાંથી ૧૨૯ રણછોડભાઈએ નોંધ્યા છે, દરેકના નામ આપ્યાં છે, કેટલાકનાં અનેક. તેમાં આ છન્દ ન હોવાથી એને એના કર્તા ઉપરથી **ગજ** છન્દ નામ આપીશું, અને એની વ્યાખ્યા– ન (સલ) ભા(નસ) રા (જભા)લગા. લલિત છન્દ ("કરણ રાજ તૂં ક્યાંહ રે ગયો") માં છટ્ઠો વર્ણ ગુરુ તે આંમાં લઘુ, એટલો જ બે વચ્ચે ફેર. આટલા જ ફેરથી યે બંનેના ઢાળમાં કેટલો તો ફેર પડી જાય છે તે અભ્યાસીએ ધ્યાનમાં લેવું. અને 'ગિરનારની યાત્રા' માં આ ગજ છન્દ અને દ્રુતવિલમ્બિતના મિશ્રણ વાળો નવો ઉપજાતિ પણ આવે છે (કડી ૧૦,૧૪, ૧૭, અને ૩૦).

(૩) એક જ જાતિના બે છન્દોનું મિશ્રણ તે ઉપજાતિ. બે જુદીજુદી જાતિના (અહીં જેમ ત્રિષ્ટુભ-જગતી કે બીજી બે જાતિના) છન્દના મિશ્રણથી ચાર પંક્તિની કડી કરી હોય, તે **મિશ્રોપજાતિ.**

કુપાત્રતા જ છે. તો શું અમારા બેનો અભેદ પણ, પૂરેપૂરો જામવા ન પામ્યો હોત તો તૂટી જાત ખરો કે ? સંભવિત છે ખરું, ના કેમ કહેવાય !. મતલબ કે છેલ્લી ત્રણ લીટીનો અર્થ જરા ક્લિષ્ટ છે. **બતલાવે** બતાવે માટે સુરત ભરૂચમાં વપરાય છે.

**તારનાર** Saviour (સેવિયર), આ ખયાલ વૈષ્ણવ અને ખ્રિસ્તી ધર્મની વિચારમાલામાંનો છે. અહંકાર અહંત્વ: ગર્વ કે અહંભાવ કરતાં વધારે વ્યાપક અર્થ લેવો. **આવેશ** ઊર્મિ, જુસ્સા. **ઉદ્દેશ** લક્ષ્ય, ભાવના, જીવન શા અર્થે તેને લગતા સિદ્ધાન્ત. અને આવા પૂરેપૂરા અભેદમાં ખાસ તાજુબી એ છે કે મૂલ પ્રકૃતિએ હું ઊર્મિપ્રધાન તરંગી, ડહોળો, ઉછાંછળો છું, તું શાંત નિર્મલ સુધામય છે. મ્હારામાં સમુદ્રના અવગુણ અને ત્હારામાં ચંદ્રના ગુણ હોવાથી જ આપણ બેનું અદ્વૈત ઇંદુ-ઉદધિના જેવું કુદરતી અને ટકાઉ છે. પોતાના અવગુણ અને મિત્રના ગુણ ઉપર ભાર દઇને બાંધેલી આ રૂપકજોડ વખાણવા લાયક છે. એમાંથી ધ્વનિ પણ સાફ નીકળે છે કે સ્થાયી મૈત્રી ઉંડા (પણ એક બીજા સાથે આખડી ન પડે એવા) પ્રકૃતિભેદનો પાયો માગે છે. **ઉછળાઇ**, હિન્દુ લેખક અહીં 'ઉછળન્ત' લખત. **૩ જગતતવાઇ** જગતનાં દુઃખો જગતની લાહ્યોથી ત્રાહિ બચાવ ! બચાવ ! પરદુઃખે વારંવાર બળતો અને ઝળતો હોવાથી જ મ્હને ત્હારી શીતલ છાયા અને શુદ્ધ નિવૃત્તિ (સાત્વિકતા) કેટલી તો ઠારે છે, તે માપવાને પણ હું અશકત છું. તું સંગથી, તું-મય, તું જ થઇને હું પણ ત્હારા જેટલો પવિત્ર બની શકું છું. **૪ હૃદયવિસ્તાર** દિલની મોટાઇ, ઉદાર સમભાવ, દિલાવરી. **ગુંજકર** ભમરો, કવિ જેવો ઊર્મિલ અને ગણગણતો ભમતારામ. કમલ મૂલ નાખી એક સ્થલે ચોંટેલું રહે છે, આસપાસ પાણીની શીતલતામાં. આ રૂપકજોડ પણ પોતાની અસ્થિરતા અને મિત્રની સ્થાયી સૌમ્યતા આગળ કરે છે. **દયા મધ્યબિંદુ**, જેના આત્મા જેના ચારિત્ર્યનું મધ્યબિંદુ, જે સજીવન બિન્દુમાંથી તમામ પ્રવૃત્તિકિરણો ચોદિશ ફેલાય, તે જાણે સ્વયમેવ દયા, મૂર્તિમતી દયાઃ હે મિત્ર, ત્હારું નામ છે તેવાજ ત્હારા ગુણ છે. પણ રખે આને ભાટાઇ ખુશામદ કે અતિશયોકિત ગણી સુગાતો ! હું તે તું, તું તે હું- ત્યાં કયો કયાની ભાટાઇ કરવાનો ! પ્રેમોત્થ આનંદ કે શોકના અતિશયમાં થોડીઘણી તાણીને ઘટાવેલી ઘટના અથવા દૂરાકૃષ્ટ વિચારણા (conceits કન્સીટસ) આવી જ જાય; તે કુદરતી અને અનિવાર્ય હોવાથી દોષ નહીં પણ વિષયને ઘનત્વ (solidity સોલીડીટી) આપનારો ગુણ છે.

અહીં સાગર—શશીનું રૂપક અનુપમ રીતે વપરાયું છે તે ઉપર આવી ગયું.

પણ એ વિષયનો સામાન્ય વિચાર કરતાં સાગર--શશી, શશી--કુમુદ, રવિ--કમલ, ચાતક--મેઘ, આદિ યુગલોનો ઉપયોગ કરવાની કવિતારૂઢિ સંસ્કૃત કવિતામાંથી ગુજરાતીમાં આવી છે. એવી કવિતારૂઢિઓ ( poetical conventions ) નો જે ઝમાને અતિ ઉપયોગ જોવામાં આવે તે ઝમાને કવિતાની સજીવનતા પૂરતી નથી, ઘટી ગઇ છે, એમ જાણવું. સજીવન કલ્પનાશકિત પોતાના વકતવ્યને માટે નવી નવી રચનાઓ જ પસંદ કરે છે. જૂના ઢાળાની, અને મોટે ભાગે જૂનાં શબ્દચોસલાં વાપરી વાપરીને કવિતાનો મોટો જથો દાયકે દાયકે ઉપજાવવામાં આવે છે. પરંતુ એ જથામાં ક વિ તા ભાગ્યે હોય. તાજેતર તેમ શિષ્ટ કવિતાનાં અનુકરણ પણ ઘણાં થાય : અને આમાં બે વાત છે. ઉછરતો લેખક અનુકરણો દ્વારા સ્વતંત્ર લેખનશકિત અને સંકલના-શક્તિ ઉપજાવી શકે છે. પણ વર્ષો જાય તથાપિ જે લેખક અનુકરણ શકિતથી આગળ વધેલો અને પોતાની કલ્પના અને સુરુચિસંવાદી વિવેકશકતિ ઉપર ઊભેલો દેખાય નહીં, તેવા લેખકની કવિતા ઉતરેલી માલા છે, તાજી નથી.



**૧૪. કોકિલને:**

**સખિ આમ્ર મંજરી—રંજિતલાલ હરિલાલ પંડયા (કાશ્મલન)**

**છન્દ** પદ ( 'સખી ગ્રીષ્મરંગ પલ્લવે નવીન શોભતો '—એ રાહ ) જુવો દો. કૃ. પંડયા કૃત ' સુમન ગુચ્છ ' પૃ ૨૯ ( વિયોગિની નામે કવિતા). એ આદર્શ કવિતામાં કડીઓમાં વિષમ સાખીઓ પછી એ જ રાહનું દ્વિદલ છે, તો બેકી સાખીઓ પછી જે દ્વિદલ છે તેની રાહ ગુરુ ગોવિન્દના મહિનાની એટલે ' સખી કારતક મહીને કૈંથ ખૈંત કરીને રે '-- એ રાહ છે.પણ અહીં આ પ્રમાણે માત્ર ૩જી કડીમાં છે. આદર્શ કવિતાને કર્તા પૂરેપૂરી અનુસર્યા હોત તો બધી કડીઓમાં સાખી પછી આબીજી રાહ, બધીમાં સાખી અને મૂલ રાહ, તથા બધીમાં ટેક મૂલ રાહનો, એ પ્રમાણે રચનામાં લયના નિયમિત વૈવિધ્ય સાથે **ઉત્પ્લુતિ** ( ઠેક, ઊલાળ, ઉઠાવ, આરોહ, ઉડ્ડયન ) પણ મનોરંજક થઇ રહેત. સાખી અને આ પ્રથમ રાહના મિશ્રણથી પણ વૈવિધ્ય ઉત્પ્લુતિ સારાં સધાયાં છે. ટેકમાં **સખિ એ લ લ** અન્વયી અંકોડો છે; બાકીનો ભાગ, તેમ (૩જી કડી શિવાય) સાખી પછીનાં દ્વિદલ, પિંગલની દૃષ્ટિએ, ગુલબંકી છે.‡

‡ કડીઓનું પ્હેલું દ્વિદલ સાખી છે. ( દલ=પંકિત; દ્વિદલ = પંકિતજોડ. ) દોહરો પાઠય અને ગેય બંને છે, અને એ ગેય છે અનેક રીતે. પણ એની કેટલીક જાતની ગેયતા માટે એને અમુક વિશેષ લક્ષણવાળો રચવો પડે; અમુક ઢબની ગેયતાનાં

સાધક લક્ષણો સચવાય તો જ તે એ ઢબે ગેય. **સાખી** ગેય ઢાળનું નામ છે તેમાં ઓછામાં ઓછાં બે આવશ્યક પ્લુતસ્થાન છે. અને તેમાંના આગલા પ્લુતથી (દોહરાના) વિષમ ચરણોને અન્તે સાખીના ઢાળના તાલ માટેની આવશ્યક માત્રાઓ મળી રહે છે અને વિષમ--સમ ચરણો સંધાઇ જઈ એક ઢાળ બની જાય છે; તો પછીના પ્લુતથી એ તાલરચનાનો છેલ્લો ખંડ સુરાવલિ પૂરો કરી આપે છે. (તાલની માત્રાઓમાં, યાદ રાખવું કે, પિંગલની માત્રાઓનો લઘુગુરુભેદ અને તજ્જન્ય નિયમ કે ગુરુ માત્રા લઘુ કરતાં બમણો સમય લે, એવાં કશાં લક્ષણો નથી. તાલની માત્રા ગુરુલઘુ પ્રમાણે નહીં, સમયની કુચ પ્રમાણે જ ગણાય છે. અને પ્લુત સ્વર એટલે એક જ વર્ણમાં એકથી વધારે સુર આવે એટલે એકથી વધારે તાલમાત્રાઓ પણ આવે. આ આમ વર્ણનમાં અઘરું અને દુર્બોધ લાગે છે. સંગીતનો પરિચય થતાં અનુભવમાં બેસી જાય છે.) એટલે **સાખી** પિંગલની દૃષ્ટિએ, ૨૪ માત્રાની બે પંક્તિનું દ્વિદલ છે, જેમાં પ્લુતસ્થાન ૧૨+૧૩ મી માત્રાનું અને ૨૨+૨૩ માત્રાનું, એમ બે છે, અને જે દોહરામાં આ બે ઠેકાણે ગુરુવર્ણ હોય, તે સાખીની રાહમાં ગાઇ શકાશે. કેટલીક સાખીઓમાં બીજી પંક્તિમાં ૧૩ મી માત્રા પછી બેથી ચાર માત્રા લગીનો અંકોડો પણ હોય છે. અને એવી પંક્તિ દોહરાની નજ ગણી શકાય. મરાઠી **સાકી** અને મરાઠી **સાકી મોટી** ને નામે ચાલતી રાહો આ સાખીથી ભિન્ન છે.

**ગુલબંકી.** ૬ઠ્ઠી સિવાયની કડીઓમાં બીજાં દ્વિદલોમાં પ્હેલી પંક્તિ ૧૫ વર્ણ બીજી ૧૩ વર્ણ છે. ટેકમાં (**સખિ** એ અંકોડો છોડી દેતાં) પ્હેલી પંક્તિ ૧૩ વર્ણ છે, બીજી ૧૪ વર્ણ છે. અને એ સર્વમાં વર્ણોની ગોઠવણ **ગાલ ગાલ** કે **લગા લગા** એ રૂપની છે. આવી વર્ણમેળ રચનાઓ આપણી કવિતામાં ઘણી છે, અને તેમના પૃથક્કરણમાં સંખ્યામેળ કે (ત્રિવર્ણ) ગણમેળના તત્ત્વ કરતાં આ લગા, ગાલ, એ દ્વિવર્ણ તત્ત્વનો ઉપયોગ જ પૂરેપૂરી સરલતા સાધી આપે છે. ગેય રચનાઓમાં પણ–અપવાદ રૂપે–વિરલ દાખલા ગાલ ને બદલે લગાના અગર લગાની પંક્તિમાં ગાલના પણ આવે, જો કલાથી આણ્યા હોય તો, એટલે કે અર્થાનુસારી લય સાચવીને. એથી પણ વિરલ ઠેકાણે લગા ગાલ (બે સન્ધિ) એકઠા થઇ જઇ ગા ગા ગા, લ લ ગ ગ, કે માત્રિક છકલનું બીજું કોઇ રૂપ પણ આવે. કડીમાં પંક્તિસંખ્યા, તેમ પંક્તિમાં સંધિસંખ્યા અનિયમિત હોય તેવી રચનાને જ આ છન્દસમૂહ કે જાતિનું સામાન્ય નામ **ગુલબંકી** આપવું. ચાર પંક્તિની કડી અને દરેક પંક્તિમાં સન્ધિ સંખ્યા એકસરખી, એવી રચનાઓ માટે તો આપણા જૂના પિંગલ-શાસ્ત્રમાંનાં નારાચ, ચંચળા, ચામર આદિ નામો છે જ. રણપિંગળમાં ૧૦ વર્ણી **સરાવિકા** (જરાજગા થકી સરાવિકા)થી માંડીને ૨૬ વર્ણી વિકૃઠકંઠ (રગણ જગણની જોડ ચાર વાર અને અંતે બે **ગા**) લગી ઘણા નોંધ્યા છે. એ આખા નિયમિત જથાને તેમ ઉપર જણાવેલા અનિયમિત છન્દોના જથાને ગુલબંકી નામે વર્ણમેળ છન્દોની જાતિ કહું છું, અને એની સેંકડો રચનાઓ શક્ય તેમાંથી જે મીઠા લય વાળી જણાય, તેમનાં લક્ષણ ગાલ કે લગા કે બેનું મિશ્રણ એવા સન્ધિ વડે જ નોંધવામાં લાઘવ અને સરલતા છે.

મૂલની બીજી કડી છોડી દીધી છે. કંઈક શાબ્દિક ફેરફાર પણ કર્યા છે, લયની અને અર્થની સફાઈ પુરતા. **અર્થ** **૧ કહીં** જાણી ન શકાય એવાં સ્થાનમાં. **છન્ન** છુપી રહીને. **શું** જાણે. **૨ કો અવર્ણનીય** અમી ત્હારા ગાનથી નવું વર્ષીને (અથવા ત્હારા જાદુએ હૃદયમાંથી સ્ફુરીને) જડ હૃદયને સચેત કરે છે. **૩ રંગ વસન્ત** વસન્તનો આનન્દોલ્લાસ. **જગના પટ** હૃદયની જડતાનો તું ઉપાય છે એ ઉપર આવી ગયું; અહીં કહે છે દુન્યવી ઉપાધિ બન્ધનો આદિનો ઉપાય પણ તું. **૪ યામિની ઘન વિદ્યુત,** વાચ્ય અને આલંકારિક બંને અર્થ લેવા. **૫ ત્હારા** સંગીતનો ઉઠાવ નાજુક પણ છે તીવ્ર પણ છે. પરસ્પર વિરોધી લક્ષણોનું એમાં અજબ મિશ્રણ છે; તેથી જ આત્માને પણ આમ હલાવી ઝણઝણાવી શકે છે. કંઇ કંઇ ઊર્મિઓ સ્ફુરે છે તેમાં સ્મૃતિ કેટલી, નવી પ્રેરણા કેટલી, સામાન્ય જીવનમાં જે હુંથી હું સુપરિચિત, તે હું આ?—એવી અનેરી દશા થઇ જાય છે. **૬** માનવીએ અપ્સરાઓ કલ્પી છે તે માત્ર કલ્પના; નજરે પડતી, કાને સંભળાતી, હૃદય અને આત્માને આમ ડ્હોલાવી નાખતી સાચી અપ્સરા તું એકજ. અને બાલ્ય યૌવન ઘડપણ એ દશાભેદો અપ્સરાને હોય તો ત્હને હોય! તું તો અમર દિવ્ય સદાપ્રત્યગ્ર યૌવનનો જ ટહુકો!

ω

**૧૫ અજબ તાર ખેંચ્યાં અહા:**

**પ્હણે નગર પાદરે બકુલવૃક્ષ — ચતુરભાઈ ઉમેદભાઈ પટેલ.**

**છંદ.** પૃથ્વી. ચાર પંક્તિની કડી એ નિયમ અવગણ્યો છે. અર્થની જરૂરત પ્રમાણે ૨, ૫, ૭ પંક્તિની કડી પણ કરી છે. મ્હારા એટલે "અગેય" અર્થાનુસારી લય-વાળા પૃથ્વી ઉપર આ સંગ્રહમાંના કેટલાક ઉછરતા લેખકોનો હાથ બેસી ગયો છે તે જોતાં આનન્દ થાય છે. ‡

**વિષય.** ગ્રામ્ય જીવનની કુદરતમાં અને કુલીનતાની મર્યાદાઓમાં સ્ફુરતો કિશોર-કિશોરી પ્રેમ.

**અર્થ** **શેષ** અવશેષ. આ પ્હેલી કડી શબ્દાલુ છે: મનરંજતો અને રમણીય; અતલ અને ગભીર; વિશાલ અને મહા. પણ ઉછરતા લેખકમાં શબ્દાલુતા તો હોય. આ નમૂનામાંનું ચિત્ર સુરેખ અને નાજુક હોવાથી પસંદ કર્યું છે. **કુંદ** મોગરો. પાણી ભરતી કિશોરીઓ કુવાને ઘેરી રહે, કુવાની આસપાસ ડોલી રહે, અને એમની વાતો મચેલીજ રહે. થોડા કુંદગુલ્મોમાં એક ગુલછડી "ભળે પણ જુદી તરે" એ રૂપક સાંગોપાંગ સુંદર છે.

**મધુ** મીઠી. ઉપલી કડીના કિશોરીજૂથ અને આ કડીના કિશોરજૂથનાં વર્ણનો

---

‡ **પૃથ્વી** ૧૭ વર્ણી અત્યષ્ટિ જાતિના આ છન્દની પંક્તિ-**જસજસયલગા.** અથવા એની જે પંક્તિમાં આપણી પરિભાષા પ્રમાણે એની વ્યાખ્યા—જ(ભાન) સ (લગં) જ (ભાન)સ(લગં) ય (માતા) લગા. આમાં વિરામ ક્યાં ક્યાં ? જગન્નાથ પંડિત જેવા મોડા સંસ્કૃત કવિઓની રચનામાં ઘણુંખરું ૮ મી વર્ણીએ વિરામ જોવામાં આવે છે, એ સ્વીકારું છું. પણ એ તો વધતી જતી સંગીતાભિરુચિનું પરિણામ જણાય છે. ભર્તૃહરિ અને જૂના કવિઓમાં ૮ મી એ જ વિરામ એ નિયમ દેખાતો નથી. એ નિયમ પાળતાં પણ છન્દ શાસ્ત્રીય સંગીતને અનુકૂલ તો નથીજ થતો (ખરવે પૃ ૩૪). ૬ઠી અને ૧૨મી વર્ણીએ વિરામ એવો નિયમ સ્વીકારતાં તો છન્દ તદ્દેવતા–દોષવાળો બની જાય છે. અને પંક્તિ અન્તે વિરામ પણ આ છન્દમાં ઉડાવી શકાય છે. તેમ પંક્તિની અન્દર તેને લગભગ ગમે ત્યાં મુકી શકાય છે. ( જુવો "ભણકારના" પ્રવેશક નિબન્ધમાં આપેલા દાખલા. એવા જ દાખલા હવે ઉછરતા લેખકોના અગેય એટલે પ્રવાહી પૃથ્વીમાં લખેલી કૃતિઓમાંથી સંખ્યાબન્ધ ટાંકી શકાય એમ છે. આ કૃતિમાંથી પણ એવા દાખલા જિજ્ઞાસુને મળી રહેશે. ) તાત્પર્ય કે ( ૧ ) જૂની ઢબનો પૃથ્વી પંક્તિ અન્તે વિરામ વાળો, અને પંક્તિમાં પણ જગન્નાથી વિરામવાળો, જેમાં ૪ પંક્તિએ કડી; તથા (૨) અનિયમિત અને અર્થાનુસારી વિરામો વાળો પૃથ્વી, જેમાં કડી જ નહી; કડીને ઠેકાણે અર્થાનુસારી પેરેગ્રાફ, જે પંક્તિની અંદર પણ ગમે ત્યાં પૂરો થાય અને પૂર્ણવિરામ આવી જાય:—એમ બે જુદા જુદા પૃથ્વી ગુજરાતી પિંગલમાં સ્વીકારવા, એજ અમારો નવીનોનો દાવો છે. જગન્નાથી યતિસ્થાનો સાચવતાં પણ પૃથ્વી માત્ર અર્ધગેય લલકાર બને, ગેય બનતો જ નથી, બની શકે નહીં, ગેયતા માટે આવશ્યક તાલ રચના એમાં બેસાડાતી નથી, એ ખરવે જેવા સંગીતશાસ્ત્રીનું મત છે. એની "ચાલ" બનાવો તોજ ગેય થાય, સુગેય પણ થઇ જાય, એ મ્હારો અનુભવ છે.

વિચારપ્રધાન કવિતા**નદી** માટે આવશ્યક બ્લૅન્ક વર્સ ( blank verse ) અર્થાનુસારી વિરામોવાળું **પદ્ય** જોઇએ, તેને સારુ ગુજરાતના કવિઓએ અર્વાચીન યુગમાં નર્મદથી માંડીને અનેકાનેક પ્રયોગો કરી જોયા છે, તે સર્વમાં આ નવો પૃથ્વીજ શ્રેષ્ઠ છે, એ અમારો નવીનોનો બીજો દાવો છે.

આ નવા પૃથ્વીને માટે બેચાર નવાં નામો સૂચવાયાં છે. મ્હારા નામ ઉપરથી પણ નામ પાડવાની સૂચના થયેલી છે. આ પ્રશ્ન માત્ર શાબ્દિક છે. મ્હને તો પ્રવાહી પૃથ્વી નામ જ ઉત્તમ લાગે છે. પ્રવાહી=સળંગ=પરમ્પરિત. પણ **પરમ્પરિત** શબ્દ ગેય જાતિની સળંગ રચનાઓ માટે રાખવો, **પ્રવાહી** શબ્દ અગેય જાતિની સળંગ રચનાઓ માટે રાખવો. માત્ર પુનરાવૃત્તિઓથી પણ પરમ્પારતતા આવે છે: અનિયમિત અર્થપ્રવાહને અનુસરતી સળંગતા માટે 'પ્રવાહી' શબ્દજ ઉત્તમ જણાય છે.

પૂરતાં ભિન્ન અને એકસરખાં રુચિકર છે. બંડીચોતિયાં સાદાં હોય, ચોળી ચુંદડી ઘાઘરી અલંકૃત હોય, તેમ કિશોરીજૂથવર્ણન અલંકૃત છે, એ વિશેષતા ઉચિત જ છે. **અળવે**, લીલાએ; રેડતાં સાથે સંબંધ છે. વીજસંદેશડાથી થતો આનંદ સખીઓને જોવા દેવાય નહીં અને ઢાંકેલો રહે પણ નહીં, એનું રમ્ય વર્ણન લજ્જાની સંધ્યા સાથે સરખામણીથી વધારે રમ્ય લાગે છે. આખા ચિત્રનું મધ્યબિંદુ આ કડી છે.

અજબ તાર ખેંચ્યાં, સ્વપનવારિસીંચ્યાં, એ શબ્દગુમખાં કવિતાને જોઇતી લયવાળી મિતાક્ષરતાના સારા નમૂના છે. કિશોર વયની ઝીણીઝીણી સ્પષ્ટાસ્પષ્ટ એક બીજામાં ગુંચવાતી અથડાતી આશા અને ઉલ્લાસપ્રધાન ઊર્મિઓનું વાસ્તવિક મનોહર ભાતીગળ ચિત્ર પાડયું છે. આ લેખકની કોઈક સોનેટો પણ સારી છે. અહીં તો કૃતિને દ્વિખંડી ગણિયે તોપણ દરેક ખંડ ૧૩ લીટીનો જ થાય છે.



**૧૬ ચમેલી :**

**પાસે નથી તોપણ, ચમેલી!--ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી.**

**છન્દ** હરિગીત ; પંકિત ૨ જીમાં જોઉં, ફઠીમાં કોઇ બે માત્રાના છે. **કો, જો** ને ગુરુ ગણો, તો ઇ ઉં (પોચા અનુસ્વારવાળો છે તથાપિ) દ્રુત ગણાય; પ્રાકૃત કવિતામાંથી ચાલી આવેલી છૂટ પ્રમાણે એ પ્હેલા અક્ષરો લઘુ ગણો, તો ઇ ઉં પણ લઘુ ગણાય. ઇ ઉં દ્રુતના દાખલા અત્યંત વિરલ જ હોય.

**વિષય** અહીં નાયક વિયોગ છતાં અથવા તે કારણથી જ પોતે કેટલો તો નાયિકામય છે તે રમ્ય લલકારની નાજુક લહરીઓ વડે પોતાની જાતને કહ્યા કરે છે, અથવા પોતાના દિલને કબ્જે કરી તેના ઉપર રાજ્ય ચલાવતી એ નાયિકાને કહ્યા કરે છે. આ કાવ્ય કોઈ ઇતરને કહેવાય છે એવી કલ્પનાજ અરુચિકર છે! પ્રેમકવિતાનું આ રૂપ આપણે (પ્રવેશકમાં) નોંધેલી છસાત કવિતા પેઢીમાંની પ્હેલીને પણ જૂની કવિતામાંથી વારસે મળેલું કવિતા ધન છે, તેને આપણા સમયમાં પણ સજીવન રાખતો આ સારો નિર્મલ નમૂનો છે નિર્મલતાનો અંશ, એટલે કે અનુચિત શૃંગારના ઇશારાનો પણ અભાવ, અર્વાચીન કાલનું ઉમેરણ છે. જૂની પ્રેમકવિતાના તરંગોમાં આપણી સુરુચિને આઘાત થાય એવા અંશ પણ આવી જતા. કેટલીક કવિતા પરોક્ષ રીતે --"ધ્વનિ લેખે" -- "રસિકો" જ સમજી શકે અને ખાસ આનન્દે એમ, આવા એટલે નાગા અંશ અંદર આણવાને માટે પણ લખાતી. અને અર્વાચીન કવિતાના આપણા પ્હેલા કવિ નર્મદની પ્રેમ કવિતા એવા પરોક્ષ તેમ વાચ્ય કુરુચિભંગોથી મુકત નથી.

† **હરિગીત** માત્રામેળ છન્દ છે; ૨૮ માત્રાની ૪ પંક્તિની કડી. પણ એ એક ઢાળ છે, અને તેની તાલ-વ્યવસ્થાજ એનું મુખ્ય લક્ષણ છે. અને તાલ પ્રમાણે જોતાં, હરિગીતમાં સન્ધિઓ પાંચ છે: દગણ (૨ માત્રા), ત્રણ સપગણ (દરેક ૭ માત્રા), અને પગણ (પાંચ માત્રા). પ્હેલા સન્ધિમાં તાલ નહીં; એ દ્વિકલ ગણ પંક્તિ આરમ્ભે અન્વયી અંકોડો છે. પછીના ચારે સન્ધિમાં તાલ ૧લી અને ૪થી માત્રાએ. છેલ્લો સન્ધિ અને પછીની પંક્તિનો અંકોડો મળીને સપ્ ગણ થઇ જાય, એટલે પંક્તિ જોડ ઢાળમાં સંધાઇ જાય છે, ચોથી પંક્તિ પછી પાછી પ્હેલી, કે એજ માપની બીજી કોઇ, ટેક લેખે પણ બોલી શકાય છે. અને તાલ વ્યવસ્થા આવી હોવાથી પંક્તિમાં જો **ચરણ** પાડવાં, તો બે સરખાં પડે (૧૪+૧૪:), અથવા બેમાંનું ગમે તે ૪કલ વધારેનું એમ પડે (૧૨+૧૬, ૧૬+૧૨). રણપિંગલમાં ૨૮ માત્રાના માત્રામેળ છન્દોની આખી જાતિ વિચારવા જેવી છે (પૃ ૪૪–૪૭).

**વિષમ હરિગીત** ચાર પંક્તિની કડીમાં વિષમ પંક્તિઓમાંથી પ્હેલો સન્ધિ (બે કલનો અન્વયી અંકોડો) છોડી દઇયે, તોપણ ઉપલી તાલવ્યવસ્થાને બાધ ન આવે, સમ પંક્તિઓનો છેલ્લો વર્ણ ગુરુ જ રખાય તો (પિંગલશાસ્ત્રીઓ તો દરેક પંક્તિને છેડે ગુરુ ફરમાવે છે). એટલે વિષમ પંક્તિઓ ૨૬ માત્રાની જેમાં તાલ ૧લી માત્રાથી શરુ થાય, સમ પંક્તિઓ ૨૮ માત્રાની, એવા છન્દને વિષમ હરિગીત કહે છે.

**ખંડ હરિગીત.** પંક્તિના છેલ્લા બે સન્ધિ (૭+૫=૧૨ માત્રા)ની પંક્તિ ત્રણ, અને ચોથી પંક્તિ દગણ (૨ માત્રા)નો અંકોડો, પછી પાછા સપ +પગણ (ઉપલી જ ૧૨ માત્રા), એવી રચનાને આ નામ આપે છે. આને ચાર પંક્તિની કડી ગણે છે, પણ ૩જી ૪થી પંક્તિ મળીને વિષમ હરિગીતની એક વિષમ પંક્તિ બની રહે છે, એટલે કડી ત્રણ પંક્તિની પણ ગણાય. (કડી ચાર લીટીએ છાપવી સુગમ પડે, એ જુદી બાબત છે.) વિષ હરિગીત કરતાં પણ આમાં કંઈક વધારે વૈવિધ્ય આવે છે ખરું, પણ સામી બાજુએ, ભૂલવું ન જોઇએ જે, આવી કડીમાં પંક્તિઓ ટુંકડી થઈ જાય છે; વિચાર નદી વહી ન શકે, માત્ર ઝરણું વહે, એવો બન્ધ થઈ જાય છે.

**મિશ્ર હરિગીત** ઉપલું પૃથક્કરણ સમજશે તેને આપોઆપ સ્પષ્ટ થઈ જશે કે ૭ માત્રાના, ૧૨ માત્રાના, ૧૪ માત્રાના ૧૬ માત્રાના વગેરે ઓછી વત્તી લંબાઈના ખંડોને સંવાદી રીતે ગોઠવી, ઉચિત પ્રાસ રચના વડે સાંધીને હરિગીતના તાલને વફાદાર અને સાથે વધારે વૈવિધ્ય વાળી અને લાંબી કડીઓ રચી શકાય. આને મિશ્ર હરિગીત કહે છે અને પરમ્પરિત હરિગીતનું નામ પણ ઘટે.

મૂલ હરિગીતમાંથી ફુટેલી ઉપર દર્શાવેલી બીજી રચનાઓ ગુજરાતી કવિતામાં અર્વાચીન સમયમાં જ પ્રવર્તી લાગે છે, પણ એમાથી કઇ કોણે પ્રથમ ઉપજાવી એ વિષય મ્હને એટલો મહત્વનો નથી લાગતો. હરિગીતનું ગેય ઢાળ લેખે બન્ધારણ સમજી લે પછી હરકોઈ માણસ તેમાં આવી વિવિધતાઓ ગમે ત્યારે દાખલ કરી શકે.

**અર્થ** સ્પષ્ટ છે. ૩૯ **ચકોરું** ચંદ્રપ્રેમી ચકોરપંખી. આવાં ઉપમાનો પણ જુની કવિતામાંથી વારસો છે. એ વિષે જુવો વિવરણ ૧૩ મું છેલ્લો પેરા.

**ગ્રામ્લી** કાવ્ય પંદર ખંડનું છે, છેલ્લામાં ૬ કડી છે. બીજો દરેક ૫ કડીનો છે. અહીં ૭ મો અને ૮ મો ખંડ લીધો છે. કર્તાની બેપરવાઇ કોઇ કોઇ સ્થળે જરા સમારી લીધી છે.



**૧૭ તારા મૈત્રકઃ**

**વિજળી શા થયો — સુરસિંહજી તખતસિંહજી ગોહેલ (કલાપી).**

**છન્દ** અનુષ્ટુપ ( કડી ૧, ૩, ૧૧, ૧૪ ); ઉપજાતિ (૨); ઇદ્રવજા (૧૮); વસન્તતિલક ( ૪–૭, ૧૨, ૧૩ ); માલિની (૧૦); હરિણી ( ૧૫, ૧૭ ); શાર્દૂલવિક્રીડિત (૯), શિખરિણી (૮), અને મન્દાક્રાન્તા ( ૧૬ ). ‡

**વિષય** "હમીરજી ગોહેલ" એ અપૂર્ણ મહાકાવ્ય (એપિક epic) ના પ્રથમ સર્ગ—તારામૈત્રક—માં બે કડીનું મંગલાચરણ છે, કડી ૩થી ૨૦ માં પ્રભાતે હમીરજીનું ચિત્ર છે, અને કડી ૨૧ થી ૪૨ માં નાયક અને નાયિકા (વેગડા ભીલની પુત્રી) ચન્દાના અન્યોન્ય દર્શનનું આ બીજું ચિત્ર છે, તે ૨૨ કડીમાંથી અહીં ચાર છોડી દીધી છે. આવાં સર્વાંગનિર્મલ પ્રેમચિત્ર ગુજરાતી કવિતામાં અતિવિરલ છે. વર્ણનની ગતિ મન્દ છે, પણ તે આવા વિષયમાં દોષ નથી.

**અર્થ** ૧ આ **ઝબક** ઝળકનું કારણ કડી ૪ થી માં છે. **શા** સમો. ૩ **ઝરી** તસર; આગળ પણ. **લ્હેરી** લહર. **૫ જ** ઘણા છે. નયનો, દિલ, પાંખ

---

બેશક, હરકોઇ એટલે ખરી રાહે અખતરા કરવામાં પાપ નથી, એવા મંતવ્ય વાળો (અર્વાચીન માનસનો) માણસ. જૂનાને વળગી રહેવામાં જ કૃતકૃત્યતા વસતી હોય તેવું માનસ પ્રયોગ માત્રમાં શ્રુતિસ્મૃતિની અવગણના રૂપ પાતકી ચંચલતા જ જુવે.

દલપતપિંગળમાં ચર્ચરી અથવા વિબુધપ્રિયા છંદ (અક્ષર ૧૮ નો વર્ણમેળ છંદ છે પણ માત્રા ૨૬ છે) અને ગીતક અથવા મુનિશેખર છંદ (અક્ષર ૨૦ નો વર્ણમેળ છંદ છે પણ માત્રા ૨૮ છે), માત્રામેળ હરિગીતના જ પ્રકાર છે, કે તેનાથી સ્વતંત્ર ગણાય એવા છન્દ છે? જુદા ગણાતા આવ્યા છે માટે જુદા ગણવા, એ રૂઢિપૂજક જવાબ અર્વાચીન પિંગલશાસ્ત્રીઓ સ્વીકારી શકે ખરા?

‡ આગળ નથી અપાઇ ગઇ **તે** છન્દોની વ્યાખ્યા—વસન્તતિલક અને મન્દાક્રાન્તા માટે જુવો ટિપ્પણ ૧૯; અનુષ્ટુપ માટે ૨૩. **માલિની** ૧૫ વર્ણી અતિશક્વરી જાતિનો છન્દ છે, જેને માનિની અને નૂતનમાલા પણ કહે છે. આપણી પરિભાષામાં એની વ્યાખ્યા—**ન ન મ ય ય** થકી છે માલિની માનિની કે; બીજી રીતે–ન (સલ) ન (સલ) મા (તારા) ય (માતા) ય (માતા).

—નાયકનાં; જે તે–નાયિકા. **૬ વદન** નાયિકાનું. **કો નયન** કોઇ પણ આંખ, કોઈની પણ આંખ. નાયક આવા તરંગ કરે છે. આવું અનેરૂં રૂપ જોતાં ક્ષણ થોભી એ સર્જવાને માટે સરજનહારનો ઉપકાર કોણ ન ગાય? દુનિયામાં આવી આવી સુન્દરતા છે તેથી મગરૂર પણ કોણ ન થાય? કોણ ન હરખે? ૮ નવયૌવનમાં મુગ્ધ કન્યા અને કુસુમકળી બંનેને નાજુક સુરેખતાથી વર્ણવ્યાં છે. ૯ જાદુઇ રૂપમાં નવયૌવનની ક્રીડામય ઉગ્રમૃદુ લાવણ્યવતી છલોછલ રસીલી સ્વતંત્ર દશા હોય, અને તે દશામાં કોઇ **તાન** નવું ધારણા–સ્થાન આવી મળતાં એ ઉગ્રમૃદુક્રીડા લાવણ્ય સ્વતંત્રતા આદિ તમામ હૃદયના ઉંડાણમાં ઉતરી જાય, ત્યાંજ એકાગ્ર થાય, એવી મુગ્ધા યુવતીને આવી દશામાં જોનાર નેત્ર અને હૃદય ભલે ને ગમે તેનાં હોય પણ તેમને એ યુવતીનું તાન લાગ્યા વગર, તે એ યુવતીમાં એકાગ્ર થયા વગર, રહીજ શકે નહીં. આને દુર્બોધ રચના કહેશો કે અતિ નાજુકજ કહેશો? **૧૦ ખડક જગત કેરૂં** જગતમાં ખડક જેવું ગણાવા યોગ્ય ખડકતું જ રૂપક ઘટે એવું આ યોદ્ધાનું હૃદય. અહીં દુર્બોધતા દોષ છે ખરો. એ હૃદય પણ આ ક્ષણે તો સ્નેહરસના વિપુલ (વિશ્વ-વ્યાપી) ધોધમાં રસમય બનીને વહી રહ્યું છે. સ્નેહધોધ વિશ્વવ્યાપી છે એ

---

**હરિણી** ૧૭ વર્ણી અત્યષ્ટિ જાતિનો છે. **ન સ મ** હરિણી **રા સા લા ગા**, અથવા આખી પંક્તિમાં, ન (સલ) સ (લગં) મા (તારા) રા (જભા) સં (લગં) લગે. ગુરુ લઘુના એવા ખડકલા છે કે ૬ ઠી ૧૦ મી અને છેલ્લી વર્ણીએ વિરામ લગભગ આવશ્યક બને. પણ ભવભૂતિનો તે પ્રસિદ્ધ શ્લોક ज्वलतु गगने વિચારો; એની ૧ લી ૩ જી પંક્તિઓમાં વિરામ આ પ્રમાણે છે, પણ ૨ જી અને ૪ થી પંક્તિઓ જુવો.

(२) दहतु मदनः किंवा मृत्योः परेण विधास्यति
(४) कुलममलिनं न त्वेवायं जनो न च जीवितं

मृत्योः परेण માં વચ્ચે કે अयजनः માં વચ્ચે અટકી શકાય ખરૂં? સાતસોમી વાર કહું છું, રૂઢિપ્રાપ્ત **યતિ** નો સવાલ જ અપ્રસ્તુત છે. મ્હને એ **યતિ** શબ્દ પણ કવિતાની પરિભાષામાં **ન** ખપે. કવિતાનો આત્મા જો અર્થપ્રવાહ તો કવિતાદેહ અર્થાત્ છન્દના ઘાટીલાપણામાં અર્થાનુસારી અર્થદ્યોતક વિરામની વિચારણા જ પ્રસ્તુત હોઇ શકે. અને સંસ્કૃત ભાષા તો જાણે ઊડી ગઇ, તથાપિ સંસ્કૃત સાહિત્ય પણ સજીવન તો જ રહી શકશે, સંસ્કૃત પંડિતો એ ભાષા પણ જાણે હજી સજીવન અને એમની પોતાની હોય એમ તેના રસાસ્વાદની શક્તિ કેળવશે તો, ન અન્યથા.

**શાર્દૂલવિક્રીડિત** ૧૯ વર્ણી અતિધૃતિ જાતિનો છન્દ છે. આપણી પરિભાષામાં વ્યાખ્યા—ખાંતે **મા સ જ સા ત ત ગ** રચના શાર્દૂલવિક્રીડિતે; બીજી રીતે મા (તારા) સ (લગં) જ (ભાન) સ (લગં) તા (રાજ) તા (રાજ) ગા.

મંતવ્ય કર્તાને અતિપરિચિત હોવાથી જ અહીં અનુક્ત રહી ગયું છે, અને કડીની દુર્બોધતા વધી છે. આટલું સમજતાં વળી સુઝે એમ છે કે અહીં કર્તાએ **કો** પેલા જાણીતા એ અર્થમાં વાપર્યું છે. **૧૧** એ ભોળી મૃદુ આંખડી નાયિકાની. **૧૨** ચોટલાની અસાધારણ લંબાઇ વર્ણવી છે. **અલક** અલકલટ. **૧૩** આ તારામૈત્રકમાં પ્રથમ નાયિકા મોહી પડી, પછી નાયક, એમ વર્ણવેલું છે; કાલિદાસ શાકુન્તલ પ્રથમ અંકમાં છે તેથી ભિન્ન ક્રમે. લગભગ સાથે અન્યોન્યાકર્ષણ થઈ જાય, પછી કોને એક ક્ષણ વ્હેલું થવા પામ્યું, એ તો પ્રેમી યુગલને વ્હાલી રસિક હોડ માત્ર છે. **૧૪ આંસુડાં** રસબિન્દુઓ, રખે સ્થૂલ આંસુનો અર્થ કરતા. **૧૬ તાજું** તાજગીવાળું, નાયિકાને અજાણ્યે જ લજ્જાની સુરખી ચડી આવી, જેથી વધારે મોહક બની; નાયકને પ્રાપ્તિ પ્રામર્થ્યે એ ભાન રોમે રોમ વ્યાપતાં—અજાણ્યે જ—જન્મારો ધરીને કરવું છે પણ શું એ અસ્પષ્ટ વૈરાગ્ય જેવી દશા સરી ગઇ, તાજગી અને ઉમંગ વ્યાપી રહ્યાં. કડીનો ઉત્તરાર્ધ "વિશેષાર્થમાંથી સામાન્યાર્થ" એ રૂપના અર્થાન્તરન્યાસ નામે જાણીતા અલંકારનો સારો દાખલો છે. ૧૭ **મુજે** છે એમ અન્વય છે. ૧૮ જાદુ (૧) નાયિકાનો જાદુ (૨) નાયકનો જાદુ (૩,૪) કામદેવનો. કદાચ જાદુ (૧,૨) બંનેનો સામસામો એમ લેવું વધારે સારું. બંનેએ સામસામો જાદુ પ્રસાર્યો, સામસામા જાદુમાં સપડાઈ ગયાં.



**૧૮ સ્વજનોની રસરેલઃ**

**દિલના અબોલ બોલ—જન્મશંકર મહાશંકર બુચ (લલિત)**

છન્દ પદ. ‡

**કૃતિ** મથાળે મુકેલું નામ મેં ઉમેર્યું છે. એક પ્રતિષ્ઠિત વિવેચકને આમાં "અર્થહીન ભાસતા થોડાક શબ્દો તથા વચનોથી ઉત્પન્ન થતો દોષ" દેખાય છે. * કવિનાં બધાં લોકપ્રિય ગીત અસ્પષ્ટતા કે અર્થહીનતા દોષથી પણ મુક્ત નથી, પણ એ દોષ આમાં તો નથી દેખાતો.

---

‡ કડીનું પ્હેલું દ્વિદલ સાખી છે. બીજાં દ્વિદલો પણ પિંગલ દૃષ્ટિએ માત્રા ૧૩+૧૧ ની પંક્તિનાં છે, જો કે ગાવાની જે રાહ પસંદ કરવામાં આવે તેની તાલરચના બરાબર બેસે તે માટે વત્તાઓછા સ્વરના યોગ્ય સ્થળે પ્લુત ઉચ્ચારણ કરવાં પડે. હેત તેજ હિન્દોલે એમાં હે તે પ્રાકૃતરૂઢિ પ્રમાણે લઘુ પણ ગણી શકાય. છેલ્લું દ્વિદલ બે પંક્તિનું નથી દોઢનું છે તે પણ ગેય રચનામાં દોષ નથી.

* જુવો "કૌમુદી", ૧૯૮૧ આષાઢનો અંક, પૃ ૫૭.

**અર્થ** ૧ પ્રેમી એવાં અન્યોન્યમય થઇ રહે કે સ્વજનોમાંથી એકના દિલમાં કંઇ સ્ફુરે, તે એ બોલે તે પ્હેલાં, એના ઉરમાંથી એ સુર નીકળે તે પ્હેલાં, સ્વજનો તેને ઝીલી લે અને ગુંજી રહે,-એવાં પ્રેમી બતાવો. સાચાં પ્રેમી એ જ. આ સ્વજનોમાં એક સૌનો પ્રાણ, તે આખા જૂથમાં પ્રભુ; બીજાં સૌ પ્રિયજન તે દેવદેવી, એ પ્રાણનાં પ્રિયજન, એના દિલમાં વસી રહેલાં. જૂથમાંથી એક હસી બોલે બોલાવે ત્યાં સૌનો હર્ષ રેલી રહે; સૌનાં નયન નેહે ઊભરાય, વગર ચુમ્બને સૌ તાદાત્મ્ય ભાવ અનુભવી રહે. એવાં પ્રેમી બતાવો, સાચાં પ્રેમી એવાં હોય.

જૂથના પ્રાણ-પ્રભુના નેત્રકિરણો સૌમાં ચેતન પ્રેરે છે; સૌનાં હેત એકબીજામાં અને પ્રાણ--પ્રભુમાં શાન્તિ સીંચે છે. આમ ચેતન અને હેત તેજ અને શાન્તિના વિનિમય રૂપ જીવનમાં સૌ ઝીલીઝૂલી રહે છે. એક--અનેકનો આવો અભેદ બતાવો એજ પ્રેમ સર્વસ્વ. બેશક, **પ્રભુ દેવ** વગેરે શબ્દોનો આવો ઉપયોગ--આપણે ખ્રિસ્તીઓની જેમ પાપ લાગે એવો નથી ગણતા, તથાપિ નકલ કરવા જેવો નથી; પવિત્ર અને લોકોત્તર માનતા હોઇયે એવાં વાસ્તવોને ઉપમાન લેખે પણ હાલતાં ચાલતાં વાપરવાં ન ઘટે.



## ૧૯ ક્ષણિક શ્યામિકા પછી વિશેષ ખીલતી પ્રેમજ્યોતિ:

### આષાઢી પાછલી રાતે — ભાનુશંકર ધીરજરામ ભટ્ટ (ભાનુ).

**છન્દ** એકી કડીઓ અને છેલ્લી ૨૪મી-અનુષ્ટુપ; કડી ૨, ૧૦-મન્દાક્રાંતા; ૪થી-સ્રગ્ધરા; કડી ૬, ૪, ૧૬-દ્રુતવિલમ્બિત; કડી ૮, ૧૦, ૧૨, ૧૮, ૨૨-વસન્તતિલક.‡ છન્દપલટા વર્ણનપ્રવાહના પલટાઓને અનુરૂપ આવતા હોવાથી વિષય અને લય અન્યોન્ય પરિપોષક છે. મૂલ ૩૧ કડીની કૃતિમાંથી સાત છોડી દીધી છે. વર્ણન પાછલી રાતથી શરુ થાય છે એમ કડી ૫મી જણાવે છે, તે છોડી દીધી, એટલે ૧લી કડીમાં બીજો શબ્દ "મેઘલી" ફેરવીને "પાછલી" અહીં છાપ્યો છે. કૃતિ

---

‡**મન્દાક્રાંતા** ૧૭ વર્ણી અત્યષ્ટિ જાતિનો છન્દ: ગણ વ્યાખ્યા-**મભનતત** અને **ગાગા.** આપણી રીતે વ્યાખ્યા-મા(તારા) ભા(નસ) ન(સલ)તા(રાજ) તા(રાજ) ગાગા. વિરામ ઘણુંખરું ૪થી, ૧૦મી, ૧૭મી વર્ણીએ.

**વસન્તતિલક** ૧૪વર્ણી શર્કરી જાતિનો છન્દ: ગણ વ્યાખ્યા-**તભજજ** અને **ગાગા.** આપણી રીતે વ્યાખ્યા-તા(રાજ) ભા(નસ) જ(ભાન) જ (ભાન) ગાગા. એનાં બીજાં નવ નામો છે.

ઉજ્જવલ સુકુમાર અને યથાયોગ્ય ક્રમમાં ગોઠવેલી ચિત્રમાલા જેવી છે. કુદરતના ફેરફારનાં વર્ણનો નાયકના ચિત્તની સ્થિતિઓ સાથેના સંવાદથી વધારે મોહક બને છે.

**અર્થ** ૨ સમસમે શમવું–રહી જવું, શાંત પડવું, તેનું દ્વિગુણિત રૂપ. સંભળાય પણ તે ન સંભળાયા જેવો જ, એવા અર્થને માટે ઉપર "ઝમઝમ ઝમે" સાથે વર્ણસગાઇ વાળી નવી રચના છે. ૩ **ગોઠ** વાતચિત. સ્નેહશય્યા, સ્નેહશ્રદ્ધા, રસગોઠ, હેતનીહુંફ આદિ સંવાદી રેખાઓ વડે દમ્પતીનો અન્યોન્ય સ્નેહ વર્ણવી લીધો છે. નાયકનો વ્હેમ અને તેની આપોઆપ શાન્તિ એ જ વિષય હોવાથી નાયિકા આખી કૃતિમાં ગૌણ જ રહે છે, તે દોષ નથી. ૪ ચારે લીટી શોભીતી છે, ઉત્તમ ત્રીજી છે. ૮ જરા શંકાની ઝોક (ઝપટ) થી દોલાયમાન થાય છે. ૯ નાયિકાના સ્વપ્નના વધુ બોલ સાંભળવા મળ્યા હોત, તો તેના મનમાંનો ભાવ સમજી શકાત; બહુ થોડા બોલ સંભળાયા, ત્યારે આ બેવફાઇ તો હોય નહીં, તો એ હશે શું, તે વિષેની અકળામણ. ૧૦ ઝીણી ઝીણી ઝરમર સાથે વાયુની ઝીણી લહરીઓ. થોડા જ વખત ઉપરનાં સખ્ત ઝડી સાથેનાં ગાજવીજ દૃષ્ટિસીમાને છેડે અને તેની પણ પેલી પાર. ૧૧ **ગન્ધવતી** પૃથ્વી **સાચે** ગન્ધવતી બની રહી છે. એવું 'ગન્ધવતી' નામ આવે વખતે **સાર્થ**. ૧૨ ઘન અને તિમિર ઓસરે છે, ચાંદની વધે છે, ધીમેધીમે. ૧૪ સૃષ્ટિની સૌમ્ય સુન્દરતા નયનો વાટે તેના અંતરમાં ઉતરે છે, શંકા અને વ્યગ્રતા પણ અંતરમાં ઓસરે છે. ગોપી પાસું ફેરવે છે ત્યાં તેના અંગ ઉપરના દાગીના ( હોંસે હોંસે વર્ણવતી કડીઓ અહીં છોડી દીધી છે, તેમના ) માંથી સ્હેજ રણકાર સંભળાય છે. અહીં નાયિકા માટે **કનકવેલ**નું રૂપક સવિશેષ ઔચિત્યવાળું છે. ૧૫ **નીંદરે, હિલ્લોળે** બંને ક્રિયાપદ છે. ૧૬ **અધુકડી કળીશી** આપણા કવિઓને આમ લખવાની સૈકાઓથી આદત પડેલી છે, કેમકે સૈકાઓથી આપણો દેશ બાળલગ્નોનો દેશ છે; જો કે અહીં તો અદ્‌-ઉઘડેલી કળીનું રૂપ જ ઉપમાન છે, અને ઉપમેય "નવયૌવન" નાયિકાની ઉંમર પણ કર્તા આ શબ્દથી સૂચવે છે, એમ માની લેવાને કશો જ આધાર નથી. ૨૦ વ્રજરમણ **કા'નાને** વારતી ન હોય એમ હાલતો હાથ ઊંઘમાં જ પિયુ કંઠનો યોગ પામે છે. જાગતા ગોપના ચિત્તમાં પ્હેલો પલટો બાહ્ય કુદરતમાં થયેલા ફેરફારથી થાય છે, બીજો આ મુગ્ધ ચેષ્ટાથી. ૨૨ **તડિતભાસ્વર** વીજળી સમી ઝળકવાળું. ૨૪ વિષયની મિતાક્ષર તેટલી સુન્દર પૂર્ણાહુતિ.



૨૦ ગીતજોડ :

## તિમિરાશયનાં—મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)

**છન્દ** બંને પદ છે; પ્હેલું પરમ્પરિત તોટક† છે, બીજું ગઝલ છે.

**વિષય** 'વત્સલનાં નયનો' જેવી નાજુક-સુન્દર કવિતા ગુજરાતીમાં બીજી ભાગ્યે હશે. તથાપિ એ એટલી તો શોકમય છે કે આ સંગ્રહમાં ભાગ્યે લઇ શકાય; એટલે એની સાથે **આશાગીત** જોડી લઇને બેને અહીં એક કૃતિ ગણી છે. આ સંગ્રહમાં બીજે પણ બેની એક કૃતિ ગણી છે અથવા અતિ લાંબી કૃતિ આપી છે, એવા દરેક અપવાદ પાછળ આવું કંઈક કારણ રહેલું છે, તે વાચકે જાતે વિચારી લેવું.

પુરુષને સૌથી વ્યાપક ઊંડા ઊંચા સ્નેહ બે:—(૧) ભાવના અને કર્તવ્યનો; (૨) પોતાનાં બાલકોની માતા થયેલી પ્રિયતમાનો. બંને બીજકોમાંથી ફુટતા સુખ-દુઃખતન્તુઓ આખા જીવનમાં વ્યાપી રહે છે.* ભાવનાબલ કે સંજોગો પુરુષને તેના મુખ્ય જીવન વ્યવસાયમાં નાખે છે; એવો કે પામર જનો જેને "ભોગ" કહે, તે તમામને ભોગે એ કર્તવ્ય તો બજાવવું, તે જ એનો સાત્ત્વિક ભોગ, એનું સાચું જીવન, એની જીવનમુક્તિ બની રહે છે. અને ઝમાને ઝમાને કેટલાક અત્યન્ત ઋજુદર્શી આત્માઓનું મહાકર્તવ્ય ધર્મપલટાનું પણ બને, નિર્જીવ જૂઠો કે પાતકી લાગતો ધર્મઢોંગ વ્હેમ કે રૂઢિગોફ તજીને સાચો સજીવન ઉદ્ધારક ધર્મ મેળવવા મથવાનું

---

* સુખતન્તુઓ અને દુ:ખતન્તુઓ બંને. માટે જ સુખવાદની ફિલસૂફી (હીડનિઝમ hedonism),–**સુખ** શબ્દની વ્યાખ્યા ગમે તેટલી સાત્ત્વિક બનાવતાં પણ, જીવનનાં સૌથી મૂલ્યવાન ઊંડાણો કે ઊંચાઇઓને આંબી શકતી નથી. અને આગળ ચાલતાં, માટે જ કલાઓ છે ફિલસૂફીઓની મોટી બ્હેનો, ન્હાની બ્હેનો કને પોતે શીખે તે કરતાં તેમને વધારે શીખવે એવી. માનવીનું જીવન "સુખદુઃખ હિન્દોળો" છે, એ મહાસત્ય કલાઓને તો પ્રત્યક્ષાનુભવ છે.

†**તોટક** ચાર **સ**ગણની ચાર પંક્તિની એક કડી; વ્યાખ્યા, **સ**(લગં) **સ**(લગં) **સ**(લગં) **સ**(લગં). અહીં બે પંક્તિ એક લીટીએ છાપી છે સુગમતા માટે. પણ નમૂનો પરમ્પરિત એટલે પ્રવાહી છે તે જુવો. પંક્તિ અન્તે વિરામ ન રાખિયે એટલે પંક્તિઓ સંધાઇ જઇ પ્રવાહિતા ઊપજે છે; આ લક્ષણને સળંગતા પણ કહેવાય. પદ્યત્વનું લક્ષણ રહે અને ગદ્ય જેવી અર્થાનુસારી વિરામ વાળી સળંગતા હોય તે છન્દ જ પ્રવાહી પરમ્પરિત કે સળંગ છન્દ કહેવાય. અહીં ૩જી પંક્તિને અન્તે (૨જી કડીમાં ૨જી પંક્તિને અન્તે પણ) અર્થ થોભતો નથી, પછીની પંક્તિમાં અવિરામે વહે છે, પછીની પંક્તિને અવિરામે પોતા જોડે ભેળવી લે છે. બીજી કડીમાં તો પ્રાસરચના પણ આ સળંગતાને પોષે છે.

રૂપ ધરે, ત્યારે ( ૧ ) અને ( ૨ ) વચ્ચે ઘોર વિરોધ પણ જામે જેથી કુમળાં હૃદયો પ્રજ્વળી ઉઠે. બંને વફાદારીઓ છે પણ એવી કે એક ચડાઈ કરે તેમ તેમ બીજી ઉલટી દૃઢમૂલ બને !

પ્હેલું ગીત ઇ. ૧૮૯૭ ના જાન્યુવારીનું બીજુ એ જ સાલના માર્ચ મહિનાનું છે. † પ્રિયતમા સાથે શી રીતે આવે ? નહીં જ આવે ! એ લાગણીનો ઉદ્‌ગાર પ્હેલું છે. પછી સાથે આવશે એવી આશા પડે છે, થોડોક સમય, તે અરસાનો ઉદ્‌ગાર બીજું છે. **મ૦** ખાનગીમાં પત્ની સાથે ધર્મસાહિત્ય વાંચવા ચર્ચવાના પ્રયત્નો ફરીફરીને કર્યા કરતા; મુખ્યત્વે બાઇબલ અને સ્વીડનબોર્ગમાંથી ચુંટેલા અંશો, કેમ કે " શબ્દ " ( ઈશ્વરવાણી ) ની દિવ્ય શકિતમાં એમને અવિચલ શ્રધા હતી. ઇ. ૧૮૯૭ ની બીજી કૃતિઓ આની સાથે વાંચવા જેવી છે—પૂર્વાલાપ ફરી છપાય ત્યારે ૧ લી આવૃતીનો ( જાણીને મચડેલો, પડદા લેખે જ ગોઠવેલો ) અનુક્રમ છોડી દઇને એમની કૃતિઓ કાલાનુક્રમે જ છાપવી. બીજા કર્તાઓ કરતાં પણ **મ૦** ની કૃતિઓમાં કાલાનુક્રમી ગોઠવણીથી આગલી પાછલી એકબીજી ઉપર સારો પ્રકાશ પાડશે. આ બે પછી એ જ સાલના એપ્રિલ માસની કૃતિઓ ખાસ વાંચતાં, એમાં પ્રિયતમા ધર્મફેરમાં સાથે આવશે એ અહીંના બીજા ગીતની આશા ફિકકી પડતી દેખાશે.

**અર્થ તિમિરાશયનું ગહન** અતિગહન તિમિરાશય: ભવિષ્ય; કશું સુઝે જ નહીં એવું ઘોર અન્ધકારમય. એમાં પડતાં આછાં આછાં સ્વપ્નાં જેવું આટલું જ

---

આશાગીતમાં **આશા** રદીફ છે, તેની આગળ પ્રાસ પણ ગઝલના મૂલ બીબા પ્રમાણે આવે છે. મણિશંકર પદ્યરચના, શબ્દપસંદગી, કવિત્વમય પદાવલિ, ગેયતા, આદિ કલાના સ્થૂલ અંગોના ઉપયોગમાં સ્થિતિરક્ષક હતા; એમનું રુચિતંત્ર જ એવું હતું. 'વસન્તવિજય'નું છન્દવૈવિધ્ય, જેને આપણે સર્જક નવીનતા લેખે વધાવિયે છિયે તે પણ એમણે તો 'પ્રબીન સાગર', 'રસિકપ્રિયા' આદિ પ્રતિષ્ઠિત અલંકારિક કવિતા અને શૃંગારી કવિતાના ઉત્તમ મનાયલા નમૂનામાંથી જ અપનાવેલું. એ હાઇસ્કૂલમાં ભણતા તે દરમિયાન મોરબી રાજકોટના પ્રશ્નોરા વિદ્વાનોમાં આવાં કાવ્યો, અને ગીતગોવિન્દ, કાદમ્બરી આદિ સંસ્કૃત કાવ્યો જ સર્વોપરિ ગણાતાં. મણિશંકરની કવિતા " ન્યૂ વાઈન ઈન ઓલ્ડ બૉટલ્સ " ( શીશા વારસે મળેલા પણ અંદરનું મદ્ય નવી ભઠ્ઠીનું ) એ જાતિનો આપણો ઉત્તમોત્તમ નમૂનો છે.

† રા. રા. ભાઈ રામનારાયણ જેવાને પણ આશાગીત દુર્બોધ રહ્યું છે (જુવો એમણે સૂચવેલા અર્થ પૃ. ૨૨૮ ), કૃતિઓને કાલાનુક્રમે વાંચી દરેક ઉપર આગલીનો પ્રકાશ પડે છે તે ન જોવાથી. વળી મણિભાઇ જાણીને કેટલોક પડદો વાપરતા એ વિષે એમના ઉદ્‌ગારોને કાલાનુક્રમે જોતાં ખાતરી થઇ જશે.

દેખાય છે, કલ્પાય છે, કે પ્રિયતમાને તજીને જાણે **વિધુર** થયો હોઉં એવું જ જીવન અન્ત લગી ગાળવું પડવાનું. હું ખ્રિસ્તી છું ક્રાઇસ્ટ મ્હારો ત્રાતા અને ઇષ્ટદેવ એ જાહેર કરું, અને પ્રિયતમા આ ધર્મ ફેરમાં મ્હારી સાથે ન આવે, ન જ આવે તે !–એટલે મ્હારે એને તજવી જ ને, એ મ્હને તજે જ ને. એટલે હું વિધુર, એ વિધવા—આટલું સિદ્ધ: બીજુ કશું જ નથી સુઝતું. હું મ્હારું લાગ્યું તો જાણે સહું; પણ એ યે રોયા કરે, રોયા જ કરે, આખો જન્મારો, એ એના ભવિષ્યની રેખા પણ અચુક દેખાય છે, અને તે **કેમ સહી શકાય** વારુ? **વત્સલ** શબ્દ વાપર્યો છે પડદા માટે; અર્થ પ્રિયતમાનો જ છે; સદાકાલ રડતાં નયનો પ્રિયતમા શિવાય કોઇ વત્સલનાં ન સમ્ભવે; બીજી કડી પણ પ્રિયતમાને જ લાગુ પડે છે. **વિધુર** શબ્દ પણ એજ અર્થ સાથે બેસે. **દોષભર્યાં** મ્હારો દોષ એ હૃદયમાં બિલકુલ નથી વસતો, વિશુધ્ધ સ્નેહસરોવરમાંની સારસજોડી જેવાં એ નયન મ્હારી તર્ફે દયા–સ્નેહ ભાવે ઉભરાઇ જાય છે. દુનિયાના જખમીના જખમ કોઇ પણ શય્યામાં રૂઝાવા શક્ય, તો આ શય્યામાં રૂઝાય, એવાં એ! એ શયન ઉપરનો મ્હારો અધિકાર ફેંકી દઇને હું તે ક્યાં ઠરી શકવાનો! મણિભાઇના હૃદયની કરુણ અવળાઇ આ—એ ભકત બનવા તલસે છે, વ્યકિતસ્નેહ (ભકતસ્નેહના હાથીપગલાંમાં આવી જ જાય એ દૃષ્ટિ છે જ નહીં એટલે) છોડી નથી શકતું, અને ઝુરે છે. આ સ્થિતિમાં ઉપર કહી ચુકયો છું તેમ આ બે વફાદારીઓમાંની એક ધસારો કરે તેમ તેમ બીજીની જડ ઉલટી વધારે બાઝે! સારસ જોડી, નર માદા, સાથે સાથે જ આઘાંપાછાં તરે છે, તે આ ઉપમામાં સાધારણ ધર્મ છે. નરમાદા વચ્ચે સ્નેહ "પરિપૂર્ણ" એ ગુણ અહીં સૂચનબલે નાયક નાયિકાને સમર્પાય છે; અને જોડી તૂટવાની નવી સ્થિતિ=દુ:ખપરિપૂર્ણતા, એવો ધ્વનિ સંગીતથી વાતાવરણમાં જામતા પ્રલમ્બ સુરની માફક ઉત્પન્ન કરવામાં કૃતકૃત્ય બને છે. આ ધ્વનિ પ્રથમ વાંચને બરાબર નહીં બેસે, મનનબલે, બુધ્ધિની જડતા હઠતાં બેસી જશે.

**બળેલો આર્ત્ત** ઉપર વર્ણવાઇ તે દશામાં છે એવો આ આત્મા **અરે–ખરે** કે **ખરે—અરે**? બીજી રીતે વાંચતાં "કહે છે શું અરે આશા" એમ થાય, તે નબળું છે. બંને સ્થળે **ખરે** (કે અરે) તો કોઇ ન વાંચે. **સ્નેહને સ્વર્ગે** બે અર્થ છે–(૧) અન્યોન્ય સમ્પૂર્ણ સ્નેહનું ઐક્ય, તેજ જાણે સ્વર્ગ; અને આ અર્થ ઉપરનો, વાંચનારને છૂટથી દેવાનો; (૨) સ્નેહ–ધર્મ (રિલિજ્યન ઓફ લવ, ખ્રિસ્તી ધર્મ; સ્વીડનબોર્ગ પંથનો કે તે શિવાયનો પણ, જેમાં શ્રદ્ધામય જીવનથી સ્વર્ગ રૂપ બનેલી આ પૃથ્વી, એ ઉંડો અર્થ છે. કર્તાએ બંને અર્થ જાણીને યોજેલા

છે, અને આ બીજો જાણીને પડદા પાછળ રાખેલો છે. ખ્રિસ્ની થયા પછીની મ૦ ની કવિતામાં આવી અર્થજોડીઓ વારમ્વાર આવે છે, સરખાવો–"શાન્ત સદાશિવ નીર" સામ્બ દયાલુ શંકર પિતા" "સાથે નમતો આત્માંનો એ તંત્રજો," વગેરે. કવિતામાં શ્લેષ સૌન્દર્ય માટે પ્રકટ અલંકાર પ્હેરાય એમ બે અર્થ શબ્દલાઘવે અને સચોટ કહેવાને; પણ મ૦ ના કેટલાક શ્લેષ ફ્રેન્ચ મુત્સદ્દી તાલેરાન્દ (Talleyrand) ની જેમ, પોતાનો ખરો ભાવ ઉપરછલ્લા અર્થ રૂપ પડદા તળે ઢાંકવાના ઇરાદાથી યોજાયલા છે. પોતાનું ખ્રિસ્તી વલણ પ્રજાને અત્યન્ત અપ્રિય નીવડી પોતાની કવિતાના ફેલાવાને પણ એથી ધક્કો વાગશે, એ મ૦ને લગભગ પ્હેલી ક્ષણથી સુસ્પષ્ટ હતું. અને પોતાની કવિતાને અન્યાય ન થવા દેવો એ પણ ફરજ, અન્યાય થાય એ પણ અસહ્ય એમ ગણો; એટલે પોતાની ભાષાપ્રભુતાનો આ ઉપયોગ કર્યો. અર્થજોડીમાંથી ઉંડા અર્થ વિષે તે ખરો કે કેમ એવા સવાલ પુછાતાં કર્તાને તુર્ત વ્હેમ પડતો કે પૃચ્છક તો વિરોધી હશે અને તેને સીધો જવાબ ભાગ્યે મળતો.

**એ શુદ્ધ હૈયું, એ, તે, સખી**=મ૦ ની બીજી વારની સ્ત્રી. એમની પ્હેલી સ્ત્રી (નદી) વિષેની કવિતાઓની યાદી કરો; બીજી સ્ત્રી (ન્હાની) વિષેની કવિતઓની યાદી કરો; બંને નર્મદા એક કવિતામાં સાથે દેખશો જ નહીં! બે પત્નીએ બંનેને વફાદાર હૃદયને એકપત્નીવ્રત અસાધ્ય નથી તેનો આ દાખલો મનનીય છે; **આત્મા** હું મણીશંકર; **અમને** અને જ્યાં જ્યાં બહુવચન ત્યાં ત્યાં મ૦ અને ન્હાની એ દમ્પતી **સાથે આવશે** ખ્રીસ્તી થશે. મ્હારો ઉદ્ધાર એ એક બનાવ બની આવે તો જ શકય. આ ભવે સુખ પણ તો જ. **ભરે ને સાંભરે** ભરીનાખે સાંભર્યા જ કરે; પણ સમ્ભૃતનો અર્થ બેસે.

બીજી કૃતિમાં આશાની રૂપેરી કીનારી છે તથાપિ એ પણ કરુણપ્રધાન છે. અને એ સમયની બીજી કૃતિઓ સાથે વાંચતાં આખી માલા અત્યન્ત કરુણ સ્પન્દનોથી તરવરે છે. હૃદયનું તલ અને આત્માનું શિખર જ્યાં સંગમ પામે, તે સંયોગસ્થાનમાં ઉદ્દભવેલાં એ પ્રતિભાસજીવન સ્પન્દનો છે, લોહીનાં આંસુએ ટપકતાં, આવા આપવીતકોહ્‌ગાર ગુજરાતી કવિતામાં બીજા નથી. અને જે કવિતાભોગી મણિશંકરે એ વધારે આપ્યા હોત તો સારું એમ ઇચ્છે છે, તે તો એ સુકોમલ હૃદય હજીયે વધારે રીબાયું હોત તો કેવું સારું–એમ જ ઇચ્છે છે!*

* કેટલી હદ લગી રીબાયલો જાણો છો? કહે છે, થોડા દિવસ એને (ગાંડો થઇ ગયેલો જણાવીને) એક ઓરડામાં પૂરી રાખવામાં પણ આવ્યો હતો! 'બૉયકોટ' તો એને લાંબોટુંકો સમય ન કરનાર એવું એક પણ કુટુમ્બી એનાં બ્હોળા કુટુમ્બમાં હતું નહીં.

**૨૧ ઉત્તરા અને અભિમન્યુ:**

**ધાઓ ધાઓ અરે નાથ -- નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા.**

**છન્દ** ઉધોર (કડી ૧૦), વસન્તતિલક (કડી ૪), અનુષ્ટુપ (કડી ૩), સોરઠો અને દ્રુતવિલમ્બિત (કડી ૨) અને શિખરિણી. આમાં કડી ૧૫ મી બે પંક્તિની જ છે, કેમકે ઉત્તરા બોલી રહી નથી ત્યાં અભિમન્યુ બોલી ઉઠે છે. કડી ૧૬ મી એક પંક્તિની જ છે, અભિમન્યુ વાક્ય તોડીને નવેસર નવા છન્દમાં બોલે છે. ‡

**વિષય** હકીકત સુપ્રસિદ્ધ છે તેને લગતાં આ સ્વપ્ન અને ઉત્તરાભિમન્યુ સંવાદ કવિકલ્પિત તર્ંગો છે. આ જાણીતા ખંડકાવ્યને અહીં ઉતારતાં બે કડી જેટલું છોડી દીધું છે.

**અર્થ** પ૦ **વિપરીત** (૧) છેક અવળું અને અણધારેલું અચાનક બની ગયું, (૨) અત્યન્ત અમંગલસૂચક. **જાણે** પણ સ્વપ્નમાં. ઉત્તરા મૃગયા શસ્ત્રાસ્ત્રવિદ્યાકલા અને શોખમાં અર્જુનની શિષ્યા હતી, એટલે એને મૃગયાવિહારનું સ્વપ્ન આવે એ આ તરંગમાલાના ઉત્થાન કે બીજ રૂપ કલ્પના વાસ્તવિક છે. ૮ કપોતી ભાળે **સૌભાગ્યનો** ચાંલો હતો તે આમ ખંડિત થતાં જાણે અગ્નિ બનીને મ્હારું સૌભાગ્ય નંદવાને કૂદ્યો. બસ, વસ્તુ આટલું જ, એટલે મ્હારા જેવા વાચકને કૃતિ, કડીએ કડી રમ્ય છે તથાપિ લાંબી પડે છે. ઉધોર જેવા ટુંકા સત્વર છન્દના ઉપયોગથી કુશલ કર્તાએ આ અસર જેમ બને તેમ ઓછી થાય તે માટે બનતો પ્રયત્ન કર્યો પણ છે. ઉત્તરા

---

‡ **ઉધોર, સોરઠો** બંને માત્રામેળ છે. ઉધોરમાં પંક્તિ ૧૪ માત્રાની અને ગાલાન્ત જોઇએ. વળી એમાં તાલ ટુંકો છે, ૧લીએ ૩જીએ પછી માત્રાએ અને ૮મી ૧૦મી ૧૨મીએ; એટલે તાલને મુખ્ય ગણિયે તો સાત માત્રાનું ચરણ, બે ચરણે પંક્તિ એમ જ વ્યાખ્યા કરવી જોઇએ. છન્દની ત્વરા આ તાલને આભારી છે એટલે દરેક પંક્તિમાં ૭ મી માત્રા પણ લઘુ જોઇએ. અહીં "તો તો કરી કોટિ ઉપાય" એ પંક્તિમાં જ માત્રા ૬+૭ મળીને ગુરુ છે. વળી સપ્તકલ ગણ ગાગાગાલ રૂપના ઘણા થવા ન જોઇએ.

**સોરઠો**–સોરઠીદુહો, એમાં દોહરાના વિષમ (૧ લું, ૩ જું) ચરણ સમ (૨ જે, ૪ થે) સ્થાને, અને ઘણુંખરું પ્રાસ વિનાનાં, તથા સમ ચરણ પ્રાસે સાંધેલાં વિષમ સ્થાને. માત્રા ૯+૧૦ મળીને ગુરુ પ્લુત હોય છે તેમાં ૧૧ મી માત્રાનો વર્ણ ભેળો હોય એમ ભળી જાય છે, અને વિષમ તથા સમ ચરણ વચ્ચે દૃઢ વિરામ રાખીને આખો લલકારાય છે. બીજા અને ત્રીજાં ચરણને પ્રાસથી સાંધેલા, એવો સોરઠો પણ પ્રચલિત છે; પણ તે બોલાય છે જુદી રીતે "દુહો દશ (શ) મે વેદ" એ દુહો તે દોહરો નહીં, પણ 'ચારણી દુહો' એટલે સોરઠો.

અને અભિમન્યુને આપેલા છન્દોની વ્યવસ્થા પણ સારી છે. સામી બાજુએ, મહારથિ અભિમન્યુ અશ્વે ચડી રણમાં ધસી જાય છે (કડી ૧૩, ૧૭, ૨૧ ), અને "છે એક જો સબળ નિર્બળનો જ પાતા" એ પ્રાર્થનાસમાજી પંક્તિ, એ બે અંશ કંઇક ખુંચે એવા છે. ૯ જિહ્વા શિખા. **૧૭ નથિ ક્ષત્રિયે અહીં થી** પણ થડકો ન લાગવા દઇ હ્રસ્વ ગણવો, એવી છૂટ ન. ભો. દી. જેવાય લે, તો પછી હ્રસ્વદીર્ઘની કશી યે વ્યવસ્થા માટે ગુજરાતી કવિતામાં કેટલી આશા વારુ ? ૨૧ આ કડીમાં ત્વરા સારી છે. ૨૨ ભૂલી ત્રિકાળને જડબાની જઇને ††



**૨૨ વીરની વિદાય :**

**ર્‌હારા કેસરભીના કન્થ હો ! — ન્હાનાલાલ દલપતરામ કવિ.**

**છન્દ** પદ, રાગ માઢ.

**રસ** આવાં સર્વાંગસમ્પૂર્ણ ગીત ગુજરાતીમાં બહુ ઓછાં છે. ભાષા, સ્વરવ્યંજનયોજના, પ્રાસ, લય અને વિરામ, તાલ અને સુરાવલિ, વાચ્યાર્થ અને સાથે સાથે આવતાં ઘેરાં આછાં સૂચનો, કોઇ પણ અંગ તપાસો; ધારી ધારીને તપાસજો; ક્યાંય ખામી બતાવી શકશો ? આનો રસ ? શૃંગારની તો છાંટજ છે; નાયકનાયિકા નવલોહિયાં છે એટલું બતાવવા પુરતી. કરુણના ઘેરા ઓળાને પણ દાબી રાખવાને સમર્થ એવો મહાન સભર અને તેથી શાન્ત **વીર** આ કાવ્ય અને ગીતનો રસ છે. આવી બાબતમાં ખુલાસો કરવો કે ચર્ચામાં ઉતરવું વૃથા છે; સૌએ જાતે મનન કરીને પોતગોતાનું મત બાંધવું. આ વીર આટલો સમર્થ, સભર, અને શાન્ત શાને ? કર્ત્તવ્યનિષ્ઠા બળે: ક્ષત્રિય ક્ષત્રિયાણીનો ધર્મ આ જ, એવા દૃઢ સંસ્કૃતિવારસા બળે.

હાલ નવજુવાનો ઘણાં ગીત ઘણી કવિતા લખે છે અને છાપે છે. કેટલીક એમના જેવા મંડળોમાં વખણાય પણ છે. પરંતુ **અમરતાની છાપ વાળી હોય તેજ કવિતા.** કવિતા કંઈ રતે રતે સવારે કે સાંઝે ખીલી સાંઝે કે સવારે કરમાતું— અને એવાં બીજાં માટે જગા કરતું ફુલ નથી. એવાં ફુલ-કે ઉતરેલાં અને બીજી ત્રીજી સાતસોમી વાર વપરાતાં ફુલ-કવિતા નથી, ઉપકવિતા પણ હોય કે ન હોય, માત્ર પ્રાસંગિક પદ્ય કે સંગીત છે. બારમાસી સદા-અભિનવ અને તે કૃતિમાંજ નવું સર્જેલું ફુલ હોય, તે જ કવિતા. વળી ઘણી કવિતા એવી હોય છે કે તેની સુવાસ અને

†† કડી **૧૧-સાર** વાંચવું.

સુન્દરતા માત્ર ઋતુ મર્યાદિત નીવડશે કે ચિરંજીવ, તે ઝટ પારખી પણ શકાતું નથી. પરીક્ષકની આ અશક્તિ હું તો પ્રથમથી સ્વીકારતો આવ્યો છું. કલા માત્રમાં કાળે કરીને જ સ્થાયી મૂલવણી બની આવે. પરન્તુ આ નમૂનામાં જે ગુણો છે તેવા ગુણો-વાળી, કે આ બાવીશ નમૂનાની અંદર છથી વધારે આવી ગઈ છે એવા ગુણોવાળી કવિતા હાલ લખાતી કવિતાની અંદર પણ હશે, તો કવિતા વિષે માણસની ભાવના જેમ વધારે ઊંચી, તેમ તે એવી કવિતાથી વધારે આનન્દશે.

**અર્થ** ૧ **કેસરભીના** કેસરિયાં કરવાને સજ્જ થયેલા એવો અર્થ નથી. કેસરિયાંનો સમય તો બહુ મોડો આવે. શત્રુ સામે ચડી જવાને સજ્જ એટલો જ અર્થ છે. દુશ્મન અને આપણા વચ્ચે યુદ્ધોથી કારમો જંગ મંડાયો છે, પણ સૌથી ઉપર હજી મહારાજાના દુન્દુભિ ગડગડે છે, જે ત્હમારા જેવા સામન્તો અને વીરોને વિજય પ્રયાણ માટે હાકલ કરી રહ્યા છે.

૩ **પુર** શહેર—શહેરો ભંગાય છે, ભેળાવામાં છે. **મ્હાલાતો**—કેટલીક—હાલી ઊઠી છે; સામન્તોની રાજાઓની એમ લેવું. ઉત્તરાર્ધ સાદાઇ અને સાથે અર્થ-સમ્ભારમાં અદ્ભુત છે: લગભગ બધું ખંડિત થઇ ગયું છે, થવામાં છે: જેમ જંગનું કારમાપણું વધતું જાય છે તેમ વધારે ઉત્સાહ અને દૃઢતાથી આગળ ધસીને ખપી જતા વીર સુપુત્રોની કીરત, તે એક જ અખંડ પ્રકાશી રહે છે. મૃત્યુના મોંમાં ધસી ધસીને અમરતા વરે, મૃત્યુને જ પોતાનો અમર મિનાર બનાવી લે, તે કીર્તિ.

૪ **સાંકળી** સાંકળેલી. અથવા બખતરને નાન્યતર જાતિનો શબ્દ રાખવો તો વજ્રની સાંકળીઓવાળું બખતર. ૫ **મૉડ** મુગટ. **માંડવ** માંડવે. **ખેલવાં** કે **ખેલવા**? બંને ચાલશે.

૭ **શૂરાં, શૂરા,** કે **શૂર**? શૂરાં જ જોઇએ; વીરપત્નીઓ પોતાના ખપી ગયેલા પતિઓ પાછળ સતી થઈને એમને મળે, તે સુરંગગાનો ઘાટ. ૮ **ફાગ** શૃંગારના ઉલ્લાસ, નૃત્ય, ગીત, રંગ, વગેરે. **જયકલગી** જય મેળવ્યાની નિશાની રૂપ કલગી. **વીરુંને** વીરો અને વીરપત્નીઓને. ૯ **વાધો** સિધાવો, ફત્તેહ!



**૨૩ અભિમન્યુનું વીરોચિત મૃત્યુ:**

**ચાપહીન થયે એને — મનસુખલાલ મગનલાલ ઝવેરી**

**છન્દ** અનુષ્ટુપ (કડી ૭); સ્રગ્ધરા (કડી ૪); દ્રુતવિલમ્બિત (૨); અને વસન્તતિલક. વૃત્તયોજના વિષયને ખીલવે એવી છે.

**વિષય** "અભિમન્યુ" નામે ૪૫ કડીના કાવ્યની છેલ્લી ૧૪ અહીં લીધી છે. મૂલમાં કડી ૨નો છેલ્લો શબ્દ 'ભીમનાદે' છે; કડી ૫માં 'આથડયા' છે; ૧૩માં 'અપ્સરા' એકવચને છે, અને ક્રિયાપદો ભૂત કાલનાં છે; અહીં ઉતારતાં આટલા કેવલ શાબ્દિક ફેરફાર કર્યા છે.

**અર્થ** ૨ **તોમર** લોહગદા કે સાંગ. **ઘાતઘાતે** દરેક પ્રહારે. ૪ **તાત** દુઃશાસન. એનો પુત્ર દૌઃશાસનિ; સુભદ્રાપુત્ર સૌભદ્ર અભિમન્યુ. **તુમુલ ગદા** ઠીક નથી. ૯ **ભીમ** ગદા, ભીષણ મહામોટી અને વજ્ર જેવી ગદા. ૧૨ **કુરુકુલાંકુર** આ શબ્દની અહીં યોજના અપૂર્વ ઔચિત્યવાળી છે; અર્થ કુરુકુલનો અંકુર એટલો જ છે, પણ એના અનાજના કલંક, કુલાંગાર, કુરકુરિયું, જેવા શબ્દો સાથે સામ્યથી વાચક નિન્દાનો ધ્વનિ પણ પકડી લે છે. આમ વિજેતાને ન નિન્દાય એ નીતિ અર્થમાં પાળીને પણ કવિ શાબ્દિક છલે તેને નિન્દે છે. લાઇબલ ઉચ્ચાર્યાના પરિણામનો છાંટો પણ પોતાને ઉડે નહીં એવી રીતે લાઇબલ કરવું હોય તેવા માણસને આ કવિત્વરીતિની ઢાલ ઉપયોગી ખરી! ૧૩ **જનક** અર્જુન. મરતાં પણ અભિમન્યુ પિતાની ધર્મકાર્યે ગેરહાજરીમાં તેના કર્તવ્યમાં યથાશક્તિ ઘૂમી ઝઝુમી ખપી જતાં કૃતકૃત્ય-

---

‡**અનુષ્ટુપ** અક્ષરમેળ છન્દ છે. એમાં પંક્તિ આઠ વર્ણોની અને ૪ પંક્તિની કડી. ચારે પંક્તિમાં પાંચમો વર્ણ લઘુ જોઇએ, અને સમ પંક્તિઓમાં સાતમો લઘુ જોઇએ. મહાભારત અને પુરાણોના જૂનામાં જૂના ભાગોમાં અનુષ્ટુપ જ મુખ્ય છન્દ છે. પણ તેમાં બત્રીશમાંથી ઉપર દર્શાવેલા છ અક્ષર લઘુ જોઇએ જ, એ નિયમ સર્વત્ર પળેલો નથી,–બલ્કે ઘણે ઠેકાણે નથી પાળ્યો. આ વિષય ઘણો મોટો છે. (જુવો રણપિંગલ ૫૨૭–૫૩૩; હોપ્કિન્સ કૃત ગ્રેટ એપિક ઑફ ઇન્ડિયા, પ્રકરણ ૪; વગેરે.) અહીં આટલું જ બસ છે, જે આપણે બે અનુષ્ટુપ ગણવા:—

(૧) સામાન્ય, જેનાં લક્ષણ ઉપર પ્રમાણે; (૨) આને મળતો પણ અનિયમિત, અને તેથી વધારે વિવિધ લય વાળો; જે લાંબા વર્ણન કાવ્ય માટે બ્લૅન્ક વર્સ (blank verse) લેખે ચાલી શકે. આને માટે પ્રવાહી કે પ્રાચીન અનુષ્ટુપ એ નામ સારું છે.

અનુષ્ટુપમાં બીજીચોથી પંક્તિ પ્રાસે સાંધવી હોય તો વાંધો નથી (ક. દ. ડા. તો વિષમ પંક્તિઓને પણ પ્રાસે સાંધે છે–જુવો "ઠાલો ઠેઠ નિશાળે જૈ... સૂછાળો મૂર્ખ મોટો થૈ.") પણ પ્રવાહી અનુષ્ટુપમાં પ્રાસ ન હોય તે વધારે સારું, અને એને ચાર પંક્તિના છન્દને બદલે ૧૬ વર્ણી બે પંક્તિનો ગણવો હોય તો તેમાં પણ વાંધો નથી. આપણે સામાન્ય અનુષ્ટુપ પણ બે પંક્તિએ લખિયે છાપિયે છિયે, માત્ર સુગમતા માટે. અથવા જૂની (અનુષ્ટુપ દ્વિદલ છન્દ એ હકીકતથી ઘડાયલી) રૂઢિ, એને સુઘટિત ચાર પંક્તિનો બનાવ્યો તોય ફરી નથી, એ સાહિત્યક્ષેત્રમાં રૂઢિ બળનો ન્હાનો પણ સારો દાખલો છે:

તાનો આનન્દ અનુભવતો સ્વર્ગે ગયો. ઉત્કંઠી આતુરતાને લીધે ડોક આગળ આગળ ધપાવતી. અમર કુસુમ ચન્દનવનનાં, દેવોનાં. વીર્યું અસાધારણ માટે બહુવચને ૧૪ મૃત્યુમાં આનન્દતા એ વીરના મૃત્યુથી આખા વિશ્વે શોક અનુભવ્યો.



૨૪ ઝારાનૂં સયદ્દાનેજંગ :

**ધસધસ ધરણીનો પદ ધ્રૂજે — દુલેરાય લાખાભાઇ કારાણી.**

છન્દ સવૈયા ( જુવો ટિપ્પણ ૯ મું ).

**વિષય** યુદ્ધવર્ણન. કચ્છનો રાવ ગોડજી વિ. સં. ૧૮૧૭ માં ગાદીએ આવ્યો તેના સમયમાં આ યુદ્ધ થયું હતું, કહે છે કે ૧૮૧૯ ના માગસર શુદ ૧૦ શુક્રવારે. કર્ણદેવનો હડહડતો વેરી બની માધવ દેહલી પાદશાહ અલાઉદ્દીનના લશ્કરને લઇ આવ્યો, તેમ પૂંજો દિવાન પદ ખોતાં, રાવ સાહેબ સામે સિન્ધથી ગુલામશાહ કલોડાના લશ્કરને લઇ આવ્યો. આજ કારણ હોય, તો તે દન્તકથા માધવને વિષે નોંધે છે એટલું સબળ ન જ ગણાય, અને એટલે હરજીને પૂંજાનો દ્રોહ પાતકીપણામાં ચડી જાય. ઝારાની ઊંચી ધાર કચ્છની ઉત્તર સરહદ પાસે છે. વિંઝાણ ગામ અબડાસા તાલુકામાં આવેલું છે, નરા ગામ સિન્ધ અને કચ્છ વચ્ચેના રણને કાંઠે છે. નરાના ઠાકોર સતાજીના વંશના એટલે સતાણીઓ. આ પ્રસંગે નરાનો ટીલાયત ભીમજી સતાણી હતો, તેણે ઝારાના યુદ્ધમાં અદ્ભુત શૂરાતન દેખાડયું, અને હજી પણ કચ્છમાં એ વીર પુરુષ વિષેની રોમાંચક કાફીઓ ગવાય છે. ઝારાના યુદ્ધને કચ્છી પ્રજા અત્યન્ત ઘોર ગણતી આવી છે; ' ઝારો માર્યાનો કર ', ' ઝારાના જંગની આણ', વગેરે વેણ હજી પણ ચાલે છે. ભુજિયો કિલ્લો પાટનગર ભુજ પાસે છે, તે ખંડેર ઘણા વખતથી એક મહાભુજંગનું મથક મનાય છે. દર નાગપંચમીએ રાવ સાહેબની ત્યાં સ્વારી જઇને એ કહેવાતા રાફડામાં દુધના તામડા રેડી આવે છે.

**અર્થ** સયદ્દાને જંગ એ સમાસનો અર્થ મહામોટી ખુનખ્વાર લડાઇ એવો થઇ શકે ખરો ? **શેષ** નાગની ફણાઓ ઉપર ધરણી જ છે, આખી સૃષ્ટિ નથી, એ હકીકત કર્તા ભૂલ્યા લાગે છે.

૨ **સુરંગ** ફાંકડી એવો અર્થ અહીં હોય નહીં; અન્ધારે ફેલાતી સળુંગી ખટપટ, જેનો અન્ત લડાઇમાં જ આવે. ૩ **લોહજ** ( શ્લેષાલંકાર )—(૧) લોહગઢ+જ લુવાણો. (૨) લોઢા જેવો જ. ૫ **જડધાર** જટાજૂટવાળા નાગા જેવા. કક્કલ છચ્છરો ભાટિયા લુવાણા અને બીજા જમીનદારો. ૬ **ટીલે** યુવરાજ પદે. વળી વર

રાજા, જેના હાથનું મીંઢળ હજી છૂટયું ન્હોતું. **અઠંગ** અથંગ; અટ્લ, એટલે અજિતના અર્થમાં, અથવા અતુલ બલીના અર્થમાં કોઇ કોઇ વાપરે છે, પણ શબ્દ ખોટો લાગે છે. ૮ **વ્યંગ્ય** રહસ્યની ભરેલી; શું કરવા ધારે છે, શું કરશે, શા હેતુથી, તે નસીબદેવીનું કળાય તો એનું કળાય એવી. **વ્યંગ** ખોડું, ખંડિત અંગ વાળું. એટલે બંને શબ્દ જુદા જુદા છે. પ્રાસ માટે કોઇ કારણે વ્યંગ્યને ઠેકાણે વ્યંગ ન લખાય, **વ્યંગ્યને** ય અંગ વિનાનો **વ્યંગ** ન લખાય. ૯ કચ્છી લશ્કરને પોતાની બાજુએથી જવું જોઇ ભુજિયો ભોરિંગે ભડકયો—લશ્કરના અસાધારણ કદથી એમ ગણો, આવું સમર્થ લશ્કર યુદ્ધમાં તો કપાઈ જવાનું એ ખયાલથી કચ્છ સાથેની સહાનુભૂતિથી કકળી ઊઠયો, એમ કલ્પના કરો, બંને ચાલે. ૧૦ **મેલાણ** પડાવ. ૧૮ **મખ** યજ્ઞ. ૧૯ **પડદે** પડદા પાછળથી, આપણાથી ન સમજાય એમ.

કચ્છ નિર્વીર્ય થયું, બાયલું બન્યું, ફીકું પડી ગયું, આ ઝારાના ઘમસાણ પછી. જેના પછી બનાવ બને તે તે જ કારણથી બન્યો એવું અનુમાન ખેંચવું, તે ન્યાયશાસ્ત્રમાં જોકે જાણીતો હેત્વાભાસ છે, તોપણ કવિઓ આવા કારણ કાર્ય સમ્બન્ધ વિના સંકોચે બાંધે છે, અને બાંધે છે તેથી પણ વધારેવાર સૂચવે છે.

કર્તા પાસેથી મ્હને મળેલી નકલ મુંબાઇ સમાચાર વિ. સં. ૧૯૮૬ ના દીવાળી અંકમાં પ્રકટ થયેલી છે તે કરતાં કૈંક જુદી હતી. અહીં છાપતાં જરા સમારી લીધું છે, અને કેટલીક કડી છોડી દીધી છે. ††



**૨૫ બુદ્ધનાં ચક્ષુઃ**

**ભલે ઊગ્યાં વિશ્વે૦—ત્રિભુવનદાસ પુરૂષોત્તમદાસ લુહાર ( સુન્દરમ્ ).**

છન્દ શિખરિણી.

**અર્થ** ૧ **નમણાં** નાજુક, રૂપાળાં, અને વિનમ્રનો અર્થ સૂચિત થાય. **પ્રભુ** શબ્દ આમ આપણે વર્ગવાચક સામાન્ય નામ લેખે વાપરતાં અચકાઇયે છિયે તે યોગ્ય છે, દશાવતારને માટે જ એ શબ્દ રહે, એથી વધારે વિસ્તારાય નહીં તો સારું ( જુવો વિવરણ ૧૮ મું ). જૂના કાલમાં ભગવત્ જેવા શબ્દ વધારે છૂટથી લગાડવામાં આવતા, તે રૂઢિ વખાણવા લાયક કે પાછી અનુસરવા યોગ્ય નથી. **દિવ્ય મુદ** દિવ્ય મુદાની પ્રભાકે મુદાની દિવ્ય પ્રભા, મુદાને વિલક્ષણ સાત્વિક

†† કડી ૧૩ મીમાં ઘૂમે વાંચવું.

આનંદના અર્થમાં લઇયે તો તાત્પર્ય એક જ. ૨ **નખાગ્રે** નરસિંહાવતાર; **દન્તાગ્રે** વરાહાવતાર, **શબ્દછલથી** વામનાવતાર; **કોદંડ** રામાવતાર; **પરશુ** પરશુરામાવતાર; **ચક્રે** કૃષ્ણાવતાર. એમ છ અવતાર સ્પર્શીને બુદ્ધાવતારનો સર્વથી વ્યતિરેક ખૂબીથી સાધ્યો છે. પ્હેલી પંક્તિમાં નવે અવતારને સ્પર્શી પછી મુકાબલે છોડીદેવા જેવા બેને છોડી દીધા, અને ઉક્તિમાં લાઘવ સાથે બળ આણી આખી વાત એક કડીમાં પૂરી કરી લીધી છે. કલા કથન સૂચન અને વ્યંગ્યમાં છે, તેમ સવિવેક મૌનમાં ય છે. ચિત્રકાર ચિત્રમાં ખૂબી અને સચોટતા રંગ અને રેખાઓથી તેમ જગા છેક ખાલી રાખીને પણ સાધે છે. ગુજરાતી કવિતાના આખા જથામાં આવી અર્થઘન સવિવેક અને વળી સુન્દર કડીઓ કેટલી હશે ? આપણી કવિતાની સમૃદ્ધિ ગણતાં આવાં મુક્તકોનું મૂલ્ય છે, તેટલું આખી ચોપડીઓનું પણ નથી.

૩ **ભુજાએ** સામસામા બલ પ્રયોગે લડી મરતું. હિંસાશીલ માણસ સામાના અહિંસક દેખાતાં આચરણને પણ કુટિલતાના દાવપેચ ગણે, તે આચરણ ખરે અહિંસક તો નહિં હોય એમ એને સુઝે જ નહીં ને ! **નવ** નવીન; વિધાતાએ તો આપેલાં પણ ત્હમે અવતર્યા ત્યાં લગી વ્યર્થ રહેલાં, સાચો ઉપયોગ પ્રથમ ત્હમે શીખવ્યો, ત્હમે એને સાર્થક કરી દેખાડયાં, માટે નયનોના સાચા સર્જક પણ ત્હમે. આ તરંગને વિચિત્ર કહેશો ? દૂરાકૃષ્ટ કહેશો ? ગમે તે કહો પણ એમાંનો તથ્યાંશ સ્વીકારવો પડશે, કેમ જે એ માત્ર તરંગ નથી, એની પાછળ કલ્પના દર્શન અથવા ભાવનામય દષ્ટિબિન્દુ રહ્યું છે, આ આખી કૃતિ એ દષ્ટિબિન્દુ-માંથી જ ફુટે છે.

૪–૬ બુદ્ધના જીવનના આરમ્ભના મુખ્ય બનાવો સૂચવે છે. રમણીની ભુજાઓની પ્રેમશૃંખલાને પાંજરે ત્હમને પૂર્યા. કવિ ત્હમને પૂર્યા નથી કહેતો, એ દયામય ચક્ષુને પૂર્યાં એમ કહેવું વધારે સાચું ગણે છે. અને એ છૂટયાં એટલે એમણે દુનિયાની બીજી દગોને પણ મુક્તિ આપી. **સૃષ્ટિખાડનાં** ગંદાં ખાબોચિ-યાંમાં જરા વ્યાધિ અને મૃત્યુ એ ત્રણ વમળોમાં ફરી ફરીને સપડાતા આપણે સૌ કીટોપમ જીવડા. **જીવો ઉપર નભતા જીવ** ( ૧ ) હિંસાએ પેટભરી, કે સત્તા લક્ષ્મી આદિ સાધન મેળવી ટકાવીને જીવન ટકાવતા જીવ. આ અર્થ કાવ્યસન્દર્ભમાં ઉત્તમ ભળે છે. ( ૨ ) જાતમહેનત વગર બીજાઓને માથે પડી નિર્વાહ ચલાવનાર પરોપજીવી જીવ–પેરેસાઇટસ ( parasytes ) હરામભક્ષક આવો અર્થ પણ આ શબ્દોનો થાય, પણ તે લેવોજ પડે એમ નથી, માટે ન લેવો. ( જુવો વિવરણ ૨૭ મું. ) બુધ્ધે છ વર્ષ ઉગ્રતપ કરીને પછી દેહદમનનો માર્ગ છોડી દીધો. મહાવીર

અને બુદ્ધ વચ્ચે એક મૌલિક ભેદ આ છે. હૃદયસાગરને છેક તળિયે ઊતર્યાં. મુક્તા મોતી જેવો નિર્મલ સુવૃત્ત અનુપમ સુકિતપંથ, નિર્વાણમાર્ગ. ૮ ઉદ્ધારી. પ્રભુએ ચક્ષુ શસાવ્યાં ભવલીલા સંકેલી લીધી. એને આ નવી અહિંસા દૃષ્ટિને. મૂલની એક કડી છોડી દીધી છે.



૨૬ મદનવિજયી લોચનદાન:

'પુણ્યની શાન્ત મૂર્તિ શી—સુંદરજી ગોકુળદાસ બેટાઇ.

છંદ: અગિયાર કડી અનુષ્ટુપ; પાંચ, માલિની; સાત, વસંતતિલક; છેલ્લી દ્રુતવિલંબિત. બે ઠેકાણે છ છ પંક્તિની કડી થઇ ગઇ છે, તે મેં કૃતિને ટૂંકાવી તેથી બન્યું છે. મૂલમાં "અમીનિર્ગલતાં..." એ કડી અધીં છે, બીજી એક પંક્તિની છે, બાકી બધી યોગ્ય માપની છે.

વિષય: "સુલોચનાનું લોચનદાન" એમાંથી આરંભની કેટલીક કડી અને વચ્ચેથી થોડું છોડી દીધું છે. લોચનદાન આપીને પણ કામને હરાવી સુલોચના ભિક્ષુ તર્ફ સાચું ભગિનીકર્તવ્ય બજાવે છે, એ અદ્‌ભુતકરુણ વિષયનું આ આલેખન સંયમી અને સુરેખ છે, સાથે એના કર્તા વિષે આશાજનક પણ લાગે છે. મણિશંકરના 'વસંતવિજય'ની ખામી—વસ્તુનો વેગ અતિમંદ, એનાથી આ કૃતિ મુક્ત છે, તો મણિશંકરનું ભાષા-લય-પ્રભુત્વ પણ અહીં જણાતું નથી. 'જરૂર'માં રૂ લઘુ ગણવો. 'અસુર'માં સુ ગુરુ ગણવો, વગેરે કેવળ બેદરકારી કહેવાય.

અર્થ: લલિતલોચના, કરુણાપરા, શશિશીતલા, ચારુશીલા, સરલ હૃદય (૧) બુદ્ધબાલા.—એ સુલોચનાને વર્ણવતાં વિશેષણોમાં વૈવિધ્ય છે.

૧ તૃષ્ણા જ દુ:ખ અને ભવપરંપરાના લખચોર્યાશી ફેરાનું મૂલ તેને ઉખેડી નાખતાં આત્મા જે મુક્ત દશાની શાશ્વત સ્થિતિ મેળવે છે, તેને બૌદ્ધ દર્શનમાં 'નિર્વાણ' કહે છે. નિર્વાણની શુદ્ધ સાત્વિકતારૂપ અગ્નિની જાણે શિખા. નિર્વાણ માટે પ્રકાશનું જ ઉપમાન ઘટે, પ્રકાશ અને તાપ બંને જેનાં લક્ષણ તે અગ્નિનું ઉપમાન એટલું ઉચિત ન ગણાય. ૨ વસુંધરા જલથી છલાછલ ભરેલી છે, તેમ પ્રેમ—ભગિનીભાવથી સર્વાત્મભાવથી ભરેલી. ૩ અંધકારે છવાયલાં વિશ્વને આત્મજ્યોતે વિલોકતી. આ અંધકારવર્ણનથી—'કાળા કાજલ શા મહાતિમિરમાં ડૂબ્યું સહુ વિશ્વ આ,' એ પંક્તિથી—કૃતિ શરુ થાય છે. ૪ ઉત્કંઠ: ઉંચી ડોકે. ૬ સુલોચનાને બ્હેન ગણવાની વૃત્તિ. ૭ (જથી લીટી) એ દબાઇ ગયેલો તોય

ચેતન બંધુભાવ, સુલોચનાના ઘોર આત્મભોગે મદનને મારી હઠાવ્યો એટલે ( કૃતિને અંતે ) પાછો ઉપર પણ આવે છે. ૯ સુ૦ના શબ્દરૂપ વાયુ અડતાં જ ભિક્ષુના હૃદયમાંનો ધુંધવાતો મદનાનલ પ્રજ્વલી ઉઠયો, જેના ભડકામાં સુ૦નો બોલ ક્યાંય તણાઈ ગયો ! **૧૧ તડક્કે** ઘવાઇને અત્યંત તડફડે. **અનભિજ્ઞ** આ આવી પાપી માગણીથી મારું આવું અપમાન કરશે, એમ એણે કલ્પેલું પણ નહીં. ૧૨ કુદરત અંધકાર–છાઇ હતી જ, તે પ્રલય ચીસે ગર્જી ઉઠી, ધુરકવા લાગી, ભયાનક ક્રાંતિકંપ-માં કંપી ઉઠી. પણ કડી ૧૨-૧૩ વસ્તુનિરૂપણમાં નબળી પડે છે. ૧૩ સુ૦ ના હૃદયમાં સામો પવિત્રતાવહ્નિ સળગ્યો, તપસ્વિનીએ જો કે એ શુચિ ક્રોધને કાબૂમાં રાખ્યો, અને દયા—પ્રેમના જ શબ્દ બોલી રહી. ૧૪ "બળી છે"–છેક નબળી રચના. ભાઈ, ભાઇ, આ શું ? ત્હારા પવિત્ર આત્માનો દીપક આમ શાને બુઝાઇ ગયો વારુ ? મ્હારી દીક્ષા, મ્હારાં વ્રત, ત્હારાં વ્રત, આપણ બંન્નેના પિતા અને સદ્‌ગુરુ ભગવાન બુદ્ધ, બધું જ ભૂલ્યો શું ! ૧૫ પ્રેમ, વ્રત, શીલ, ધર્મ, આદિ નાસે તું ક્રૂરતા જ આચરીશ કે ? ૧૬ અરેરે, ભાઇ, તું તો છેક મદાંધ બન્યો ! અગ્નિ ને આગિયો; સોનું અને કથીર. ૧૮ સુ૦ હજી બોલી નથી રહી, ત્યાં અધિરાઇથી ભિક્ષુ પાછો બોલી ઉઠે છે. આ ઘટના મૂલમાં નથી, કૃતિ ટુંકાવી તેની સાથે આપો-આપ આવી ગઇ છે. ૧૯ તપ્ત; ક્રુદ્ધ. ૨૦ **સુખડાસહીં** ઠીક નથી. ૨૩ **ત્હારાં લોચનો શાં સુ૦** એટલું બોલે છે ત્યાં જ નાયિકા પોતાની આંખો હાથે ઉખેડી નાખીને એના હાથમાં મુકી દે છે. તું મોહ્યો આ આંખો પરને ? ત્હારા જેવા ભાઇને ઉગારવા તો લે એ આંખોની જ કુરબાની ! અને આ અદ્‌ભુત, આ રૌદ્ર, આ બીભત્સ પણ કરુણ લક્ષ્યવેધી આચરણથી ભિક્ષુનો મદનાવેશ તત્ક્ષણ પીગળી જાય છે; મદના-વેશની જડતારૂપ શિલા તુટી પડે છે, અને પ્રાયશ્ચિત્તના, તેમ સુલોચના પ્રતિ દયા, સ્નેહ અને ભક્તિભાવના શ્રાવણ અને ભાદરવો એની આંખમાંથી વર્ષી રહે છે.

મિતાક્ષરતાને મોટો ગુણ ગણું છું, તથાપિ ઉમેરવું પ્રાપ્ત થાય છે જે છેલ્લી કડીમાં છે એટલી બધી મિતાક્ષરતા દુર્બોધતા ગણાય.

**સરલહૃદય** સરલ હૃદયા; પણ બંને શબ્દ છૂટા રાખિયે તો 'સરલ હૃદયે ચ્હચ્છે છે.'

**લલિત** આગલી ક્ષણ લગી લલિત હતાં તે, એમ જ અર્થ લેવો.

આવા બનાવનું વર્ણન ( શબ્દોમાં ) અયોગ્ય નથી તેટલું એનું ચિત્ર અયોગ્ય અને, અને ચિત્ર કરતાં પણ વધારે અયોગ્ય એવા બનાવનું તખ્તા ઉપર નિરૂપણ બને.

જુવો જર્મન વિવેચક લેસિંગે એની લઑકૂન ( Laokoon ) મૂર્તિજૂથની ચર્ચામાં જુદી જુદી કલાઓની જુદી જુદી મર્યાદાઓને લગતા વિવેક માટે કરાવેલું દિગ્દર્શનઃ— જે એના મત પ્રકટ થયા ત્યારથી જ એ જાતના વિષયોના સમ્બન્ધમાં સૌ સ્વીકારે છે.



૨૭ સ્વરાજ્ય રક્ષકઃ

**ધીમે સરી શાશ્વત બ્રહ્મચારિણી — કૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી**

છન્દ ઉપજાતિ;‡ ૨ કડી અનુષ્ટુપ. ઉપજાતિમાં પંક્તિ ૧ ને ૪, પંક્તિ ૨ ને ૩, પ્રાસે સાંધી છે. આ રચનાથી આ કવિને હાથે તો વર્ણનમાં ત્વરા આવતી લાગે છે; અસરકારકતાનો આધાર મુખ્યત્વે ભાષા અને લય બંનેનાં ઔચિત્ય ઉપર છે, અને તે પણ અહીં ( કર્મણ્યતા, પ્રસેવો, એ ખોટા પ્રયોગ બાજુએ રાખતાં ) આકર્ષક છે.

**વિષય અને કવિતાજાતિ** શિવાજી અને સમર્થ (રામદાસ સ્વામી ) વિષે ઘણી આખ્યાયિકા ચાલે છે, તેમાંની એક. આ દન્તકથાઓ ઘણી ખરી મોડી ઉદ્ભવેલી અને નિરાધાર છે. આ દન્તકથાને જેટલે અંશે નિરાધાર ગણિયે તેટલે અંશે કવિતાની ચોટ ઘટે. બનાવ મુદ્દે સાચો હોય અને તેનું નિરૂપણ પણ કવિતા લેખે વિજયી હોય તેની વાત જુદી. વળી સમર્થે ડાંગના ઝપાટા ખાઇ લીધા એ અહીં સુદ્ધાંની હકીકત, તે શંકા પડતી લાગે છે ( દન્તકથાથી વિશેષ માનનીય એને માટે આધાર ન હોવાથી ), એટલું જ નહીં પણ અસમ્ભવિત જેવી યે લાગે છે. એ ઝમા-

‡ ૧૧ વર્ણી ત્રિષ્ટુપ જાતિમાં ઇંદ્રવજ્રા ઉપેન્દ્રવજ્રા જોડકું છે, પ્હેલામાં પ્હેલો વર્ણ ગુરુ બીજામાં લઘુ એટલો જ બેમાં ફેર, તેમ ૧૨ વર્ણી જગતી જાતિમાં ઇન્દ્રવંશાવંશસ્થનું જોડકું છે, બે વચ્ચે એટલા જ ફેરવાળું. એટલે આ જોડકાના ઉપજાતિ પણ ત્રિષ્ટુપ્ ઉપજાતિની માફક ચૌદ જુદા જુદા ગણાવી શકાય ( રણપિંગળ પૃ ૩૦૮-૯ ). **ઇંદ્રવંશાની** વ્યાખ્યા આપણી પરિભાષામાં--તા(રાજ) તા (રાજ) જ (ભાન) રા (જભા). પણ અહીં ત્રિષ્ટુપ્ જગતી ભેળવીને મિશ્ર ઉપજાતિ કર્યો છે એટલી જ વિશેષતા નથી; એવા મિશ્ર ઉપજાતિ ઓછામાં ઓછા માઘ કવિ અને રામાયણના સુન્દર કાંડ જેટલા જૂના છે. અહીં વિશેષતા આ છે કે પંક્તિ ૧ ને ૪ જગતીની અને ૨ ને ૩ ત્રિષ્ટુપ્ની ( જુવો કડી પ્હેલી ચાર અને છેલ્લી) છે. આપણે ત્રિષ્ટુપ્ જાતિના એક છન્દને ખાસ નામ આપ્યું. ( ગજછન્દ, ગિરનારની યાત્રા કડી ૨૨ મી ), તો મિશ્રોપજાતિના આ વિશિષ્ટ પ્રકારને પણ નવું નામ ઘટે છે. એને આપણે **વંશવજ્રા** કહિયે, અને એથી ઉલટી ગોઠવણ વાળા છંદને—પંક્તિ ૧ ને ૪ ત્રિષ્ટુપની ૨ ને ૩ જગતીની—**વજ્રવંશા** કહી શકિયે.

નાનો ખેડુત ગાય કે બ્રાહ્મણ ઉપર હાથ ઊગામતાં ખંચાતો, તેથી ઓછો સંન્યાસી ઉપર ઊગામતાં ખંચાતો નહીં. આખી કલ્પના જ મોડી ઉદ્ભવેલી. પરન્તુ દરેક દેશની કવિતામાં દેશભક્તિ, ગુરુભક્તિ, પુરાભક્તિની અતિમાત્રા આવું કંઇકંઇ ઘુસાડે છે, અને રાચે છે.

આ જાતના ટુંકા સાદા સીધા ચોટદાર ભાવનીગળતા વૃત્તાન્તને અંગ્રેજીમાં બૅલડ (ballad) કહે છે; એ જાત આપણા કવિઓએ બહુ ઓછી ખેડી છે. પરન્તુ સારી બૅલડ બાહ્ય વાસ્તવ ( ઓબ્જેક્ટિવ રીયાલિટી objective reality ) માં રાચતા કલ્પનાબલે જ રચાય.

**અર્થ** ૧ પ્રભાને જાણીને **ભગવી** કહી છે, વિષયસૂચન માટે. **કર્મણ્યતા**. કર્મપરાયણતાના અર્થમાં વાપર્યું છે, પણ એ શબ્દનો અર્થ તો કુશલતા છે. એનું સુધાસ્મિત જ જાણે એનો ચેતન જગાડનાર દંડ.

૨ પોતાના કર્મોમાં પરાયણતા રૂપ દંડ ધારતા દંડી સ્વામી **રામદાસ** જે **સમર્થ**ને નામે પણ પ્રખ્યાત છે. સ્વરાષ્ટ્ર મેળવવા ફેલાવવાના પ્રયાસને તેમણે મહા મુક્તિપર્વ ગણ્યું, એને લઇને એમની અમર કીર્તિ. પરન્તુ આમ માનવા માટે કે **શિવાજી** મહારાજને પ્રેરણા આપનારાઓમાં એ પણ હતા, એમ માનવા માટે પૂરતો પુરાવો નથી. ૩ ચોથી લીટી નબળી; ૧૨મી કડીમાં પણ ચોથી લીટી નબળી. ૪ અગ્નિની પ્રખરતા બહુ વચન વાપરીને પણ સૂચવી છે. છેલ્લા ત્રણ શબ્દ સ્વામી ત્રિકાલજ્ઞ હતા એમ સૂચવવા માટે હશે. ૫ **સાંઠ** સાંઠા. ૬ **પ્રસેવ** પરસેવાના અર્થમાં વાપર્યો છે; પરન્તુ પ્ર કરી નાખવું ઠીક નથી. ૮ શિષ્યો આવતા આવતામાં તો ઉપરાઉપર એટલા ઝાપટયા કે... ૯ **ગુલાલ** સાંલ પડયા, અને લોહીની તસરો ફૂટતાં વાંસે જાણે ગુલાલછંટકાવ થઇ રહ્યો, વાંસો જાણે ગુલાલ બન્યો. ૯ શિષ્યોએ પણ આવી પ્હોંચતાં કૃષિકારને પકડી–સ્વામી મના કરે છે એટલામાં તો પછાડયો. પણ ત્યાં તો આજ્ઞા થઇ ગઇ, અને તે પાળવી પડી. ૧૦ **શિવ** શિવાજી. ૧૧ રાજાનો ક્રોધ માય નહીં. પણ **રામદાસ**ને સોટા લગાવનારને સજા કરવાનો અખતિયાર તો તેમનો, એટલે તેમના ચરણમાં માથું મુકીને— ૧૪ **હુવા** થયા. આ અણધાર્યા શબ્દથી રાજાની સ્તબ્ધતા વગર વર્ણને એકદમ પૂરેપૂરી કહેવાઇ જાય છે, વળી "**હુવા અવાક**" એમ બેવડો **વા** કથનને વધુ જોરદાર બનાવે છે. ૧૫ **હરામભક્ષક** પરોપજીવી (પૅરેસાઇટ parasite), કિંકર વા અનુત્પાદક (અન્પ્રોડકિટવ unproductive) વર્ગોને પણ અર્થશાસ્ત્ર ચૌર્યજીવી અને સત્તા આદિના દોરથી બીજાઓએ ઉપજાવેલું પડાવી લઇને નિર્વાહ કરનારા વર્ગોની સાથે જ હરામનું ખાનારા ગણે છે. જેટલુ દ્રવ્ય

ખાઇ જાય તેટલું કે કહોને જરાય ઉત્પન્ન કરે નહીં તે બધા જ હરામભક્ષક, હરામી હરામ-ભક્ષક છે તો **સમાસ**, પણ એવો **સમાસ** વર્ણસંકર, તેથી બંને શબ્દને છૂટા રાખી વિભક્તિ ઉમેરીને અર્થ કરવો. કેટલાક વર્ણસંકર સમાસ ભાષામાં એટલા જૂના છે અને રૂઢ થઇ ગયા છે કે તેમને અશિષ્ટ ગણનાર જાતે ચાંખલિયા ગણાય. પરંતુ નવા વર્ણસંકર સમાસ બનતાં લગી ન કરવા. ૧૫ ચાર શિષ્ય પાસે તોય ડર્યો નહીં, મ્હને વડો ચોર ગણી મ્હને જ ઝપાટયો, એવા સ્વ-મત્તા-રક્ષક, સ્વ-રાજ્ય-રક્ષક તો ત્હારી પ્રજામાં એટલા થોડા હશે, કે એવો જે કોઇ મળી આવે તે દરેકને સન્માન દેજે. પોતાના હક્કના એવા નીડર આગ્રહી રક્ષકો ત્હારા ઉદ્દેશ સ્વરાજ્યની સિદ્ધિ અને રક્ષાને માટે ત્હારે તો સેંકડો ને હજારો જોઇએ.



**૨૮ કલાદૃષ્ટિનો વરઃ**

**સાથે સહ્યાહનનો સૂર્ય—રસિકલાલ છોટાલાલ પરીખ ( મૂસીકાર ).**

**છન્દ** સાત અનુષ્ટુપ છે, છ દ્રુતવિલમ્બિત, અને એક એક વસન્તતિલક, મન્દાક્રાન્તા, વંશસ્થ, અને પુષ્પિતાગ્રા ‡ **દેવી** માં **વી** લઘુ ન ગણાવો જોઇએ એવે ઘણે ઠેકાણે લઘુ ગણી લીધો છે.

**વિષય** બે ભિન્ન ભિન્ન દશાને એક સાથે દર્શાવવા મથતી કૃતિ જરા દુર્બોધ છે. શબ્દાર્થ હજી જાણતો ન હોય તેવા વાચકને નડતી દુર્બોધતાની વાત નથી કરતો. સંસ્કૃતપંડિતની કૃતિ સામાન્ય ગુજરાતી વાચકને માટે જરા ભારે તો પડે. પરન્તુ સંસ્કૃત શૈલીમાં જે પોતાની મીઠાશ અને શકિત છે, જે બીજે નથી, તેનો આ કૃતિ સારો નમૂનો છે.

**અર્થ** ૧ **દિલ** શરીર. કાઠિયાવાડના કેટલાક ભાગમાં **દિલ** હૃદય કે મન માટે

---

‡ **પુષ્પિતાગ્રા** આ વર્ણમેળ છન્દના વિષમ ચરણમાં **ન ન ર ય** એ બાર વર્ણી, સમમાં **ન જ જ ર ગ** એ તેરઃ આપણી પરિભાષામાં વ્યાખ્યા—ન ( સલ ) ન(સલ) રા (જભા) ય ( માતા ) ન (સલ ) જ (ભાન) જ ( ભાન ) રા (જભા) ગા. મિશ્રોપજાતિ શબ્દની આપણી વ્યાખ્યા મુજબ આ પણ એ જાતિનો ગણવામાં વાંધો આટલો કે મિશ્રોપજાતિમાં અનિયમિતતા વધારેઃ ૧+૩ એમ ચાર લીટીનું મિશ્રણ પણ એમાં ચાલે. અહીં તો વિષમ પંક્તિઓ જ બારવર્ણી સમ પંક્તિઓ જ તેરવર્ણી. આમ વિષમ પંક્તિઓ એક માપની સમ બીજા માપની હોય તેવા છન્દોને **અર્ધસમ** કહે છે, વંશવજ્રા અને વજ્રવંશા જેવા છન્દને પણ અર્ધસમ કહી શકાય.

અને ડીલ શરીર માટે વપરાય છે, એ જાડી જોડણી અને જાડું ઉચ્ચારણ શરીરના અર્થમાં લેખકોએ અપનાવવા જેવાં છે; કવિઓ તો આ સૂચના ભાગ્યે માન્ય રાખે-- કેટલાકે એવી નાજુકતા કેળવી હશે કે ડીલ ઉચ્ચારણ સાંભળીને જ તેમને આઘાત (શૉક shock) લાગે ! ૨ **સ્મર** કામદેવ. **ભજવતી** રોમે રોમમાં અનુભવ ખડો કરતી. ૩ **ખેલ** લીલા. દેહ અને દિલ ઉપરાંત આત્માયે વિવશ બની ગયો ૪ **રસિકેશ્વરી** એટલે ? પ્રિયા નહીં, આગળ રસેશ્વરી શક્તિ અને દેવી આવે છે તે. કાવ્યની દુર્બોધતા આને લઇને છે. પ્હેલી પ્રણયિનીના વિરહથી વિવશ દિલની દશામાંથી આ બીજી એનાથી તદ્દન જુદી જાતની ઉત્પન્ન થાય છે, પ્હેલી સંવેદનફલક માંથી સરી જાય છે, આ જ વ્યાપી રહે છે. કવિનો જવાબ જે મ્હને અનુભવ થયો તેવો આલેખ્યો તે અપર્યાપ્ત ગણાય, એમ નથી કહેતો; આવી સંક્રાન્તિ કુદરતી લાગે એમ નથી આલેખાઇ, એટલે દુર્બોધતા રહે છે. (અહીં તો કવિ પોતે પણ જાણે છે જે એમની આ કૃતિમાં કચાશ છે.) ૫-૬ **મૂર્તિ** છબી કશા પણ આલમ્બન વિના પુરેપુરી કામાવસ્થા, એ અનુભવ અપૂર્વ હતો; અને એમાંથી હું વિશેષ અપૂર્વ અનુભવમાં સર્યો; પ્રિયા સાથેના અદ્વૈતમાંથી સમાધિ થયો, આ લોક પરલોકના ભેદ માત્ર સરી ગયા, જે શેષ રહે તે પ્રકૃતિ અર્થાત્ મૂલાવસ્થાને પામ્યો, અને તેમાં મ્હારી ઇષ્ટદેવી રસેશ્વરીનો સાક્ષાત્કાર મ્હને પ્રાપ્ત થયો. આદ્યપ્રકૃતિને એ રૂપે મેં દીઠી.

૭ **ત્રિપુરસુન્દરી** ત્રિપુર અને તેના સ્વામીના વિજેતાની અર્ધાંગના. **અવકાશ** (૧) અધર પ્રદેશ, આકાશ, (૨) શૂન્ય અદૃશ્ય જગત રૂપ શૂન્યમાયા ૮-૧૦ આ મૂર્તિનું વર્ણન સૌમ્ય (એટલે માત્ર સૌન્દર્યનું પાન કરતા) શૃંગાર અને ભકતિરસનું વિજયી વર્ણન છે. રોમાન્ટિક શૈલીના રસિયા ઊર્મિલોએ વિચારવું રહ્યું, જે એ શૈલી આવો ચમત્કાર સર્જી શકે ખરી ? ૧૧ ભક્તને જ મળી શકે તે રસાસ્વાદ પણ દેવીએ આ અધિકારી ભકતને આપ્યો. ૧૨ દર્શન અને ઉપર પ્રસાદથી કૃતાર્થ થયેલા ભકતનું અન્તર દેવીને પારદર્શક થઇ જાય છે, દર્શન અને પ્રસાદ પણ એના શોકબીજને નથી છેદતાં, તે દેવી જુવે છે અને એને વર આપે છે. **વિયોગ** ત્હમારા દર્શનનો અભાવ. ૧૩ જડમાં વનસ્પતિમાં પ્રાણીમાં **તો યે** ખાસ, ૧૬ કલાદૃષ્ટિ અને કલાશક્તિ આપીને ત્હને કલાધર બનાવું છું. **કલાસર્જનના** ઉચ્ચ સ્થાયી ભાવાત્મક જીવનમાં જીવ અને વિહરઃ તુચ્છ દુન્યવી જીવનના સુખદુઃખ રાગમોહાદિ કમલપત્ર ઉપરથી પાણી સરી જાય એમ સરી જશે.



## ૨૯ ઇતિહાસની આરસીમાં ગુજરાત :

### ઇતિહાસની આરસી સાહી — નવલરામ લક્ષ્મીરામ

**છન્દ** પદ, ગરબી. દેશીઓ ભજનો અને બીજા ઢાળના પૃથક્કરણ કરી પિંગલશાસ્ત્ર પ્રમાણે વ્યાખ્યા અને લક્ષણબંધી કરવી જોઇએ, એ કર્તવ્યક્ષેત્ર પ્રથમ આ વિવેચકે દીઠું. પણ એમને સંગીતનો પરિચય ઓછો, તાલની માત્રાઓ અને પિંગલની માત્રાઓમાં એ ગુંચવાયા, પ્લુતસ્થાનો નક્કી કરીને જ પંક્તિના સન્ધિઓ પડાય એ એમને સુઝયું નહીં, વગેરે કારણોથી એ કશું કરી ન શક્યા. કવિતા કલા અને સાહિત્ય અને સાથે સાથે વિવેચના અર્વાચીન થતાં આવે છે તેમ પિંગલશાસ્ત્રીઓએ પણ પોતાના શાસ્ત્રને અર્વાચીન દૃષ્ટિએ અંદર કેટલાંક પ્રકરણો ઉમેરીને નવેસર ગોઠવવાનો સમય ભરાઇ ગયો છે. રા. રા. ગણપતરાવ બરવે જેવા સંગીતશાસ્ત્રીએ આ દિશામાં કેટલુંક પ્રાથમિક કામ કરી પણ આપેલું છે.

**વિષય** ગુજરાતના ઇતિહાસમાંના આગલા ત્રણ યુગની ઉડતી નોંધ સાદી પણ સૌને રસિક લાગે એવી કરી છે એટલે દરજ્જે આ પદ્યરચના કવિતા છે. વળી કડીઓની ગોઠવણીમાં ચાતુર્ય વાપર્યું છે. ૧૪ થી ૧૯મી કડીમાંની લાગણીને ૯થી ૧૨મી કડીમાં પેસવા દીધી નથી. "પરતંત્ર થયા લાગી ખાંપણ રે" અને "પાદશાહી અમદાવાદ સ્વતંત્રપણે લાડે" વચ્ચેનો વિસંવાદ ઢાંકવામાં આ ચાતુર્યે ફત્તેહ મેળવી છે. **સ્વતંત્રપણે** ખરી રીતે દિલ્હીથી સ્વતંત્ર થઇને એટલો જ અર્થ છે.

**અર્થ** ૧ ઇતિહાસ રૂપ ભૂતકાલદર્શક આરસી: જામે જમશીદ. ફરતી છે છાંઇ: अव्यक्तादीनि भूतानि, अव्यक्तनिधनानि च અને જે મધ્ય દેખાય છે તેમાં કશું થિરથાવર નહીં; ચલિત સૌ છેક જ રે. થિરથાવર–શૂન્યતાને અંતે પાછી સંભારીને કવિએ કૃતિનું ઐક્ય સાધ્યું છે.

૩ ઐંશી વર્ષ પશ્ચાત: ગવર્નર જનરલ વેલસ્લી અને લોર્ડ હેસ્ટિંગ્સના સમય લગી, નાદિરશાહના સમયથી માંડીને, એટલે કે સાઠ સિત્તેર જ વર્ષ: અને તેમાં પણ આરંભના દાયકા રાજ્ય મેળવતાં ગયા અને છેવટનામાં તો રાજ્ય ઉત્તરોત્તર ખોતા ગયા, એટલે "ચાર દિવસ ચમકાર" જ.

૪ પૂણા, પેશવાઇનું પાટનગર. ગુજરાતી દક્ષણીઓને એમની પાઘડી ઉપરથી ચક્કરાં અને એમના ખોરાક ઉપરથી ચટણા કહે છે, તો દક્ષણીઓ ગુજરાતીઓને ધીશક્કર, ભાઇસાહેબ વગેરે ઉપનામો આપે છે. નામનો ઉચ્ચાર જ 'ગુજરાથી' એમ ધરાર ખોટો કરે છે. પાડોશી પ્રજાઓનો સંબંધ અન્યોન્ય સહાનુભૂતિનો જવલ્લે

જ જોવામાં આવે છે. જાલમજોર જાલ્મ અને જબરદસ્તી ઉપર મુસ્તકીન. પણ ક્રૂર અને કરડાથી વધારે આકરો અર્થ ન લેવો. આપણે ગુજરાતીઓ આકરા શબ્દોને તેમના પૂરેપૂરા અર્થમાં નથી વાપરતા. इकडे या 'અહીં આવો' માટે મરાઠી ભાષાના શબ્દો. જેમ આગળ અમદાવાદી પાદશાહતના આરંભને માટે એક લીટી ઉર્દૂ ભાષાની મુકી છે.

૫ પંક્તિમાં અર્થ ન સમાય ત્યારે એકાદ શબ્દ બ્હાર રાખવો, એ પદ્ધતિ સારી નથી. ધર્મનું હિંદુ ધર્મનું, આપણા ધર્મબંધુઓનું, બ્રાહ્મણોનું. ૬ પાશ નિયમો, મર્યાદાઓ. નીતિના કયા કયા નિયમો તેનું દિગ્દર્શન પછીની કડીમાં છે. ૮ રોગ નીતિમય બંધારણ અને વહીવટ બદલ્યાં એ રોગ ૧૦ સસલો કુતરા સામે ધસ્યો અને કુતરાને નસાડયો, એવી વીરભૂમિ; પણ આવી દંતકથા ઘણા દેશકાલમાં ઘણા શહેરો માટે કહેવાયલી છે, એકેને માટે વિશ્વાસયોગ્ય ઠરી નથી. કયાંથી ઠરે ? તેજાંની વાત પણ માત્ર દંતકથા છે, ઇતિહાસમાં સ્વીકારાય એવી સાધાર નથી. અસાઉળ : ગામડાનું મૂળ નામ, ભીલી બોલીનું. સંસ્કૃતલેખકોએ સંસ્કારી લઇને એને આશાપલ્લી કહ્યું. ગામ ઉપરથી તેના મૂલ નાયકનું નામ કે મૂલ નાયક ઉપરથી ગામનું નામ તે કશું કહેવાય નહીં. સિદ્ધરાજના પિતા કર્ણદેવે એ બાજુના ભીલો ઉપર દાબ વધારવાને અસાઉળમાં થાણું સ્થાપ્યું, તેને કર્ણાવતી નામ આપ્યું, ત્યારથી સાબરમતીને કાંઠે આવેલું એ સ્થળ સાહિત્યેતિહાસમાં બંને નામે ઓળખાતું થયું. ભરૂચથી દરિયાકાંઠાનો રસ્તો ખંભાત સીધો જતો, પણ ખંભાતથી શિરોહીનો રસ્તો તેમ ભરૂચથી શિરોહીનો રસ્તો અને કાઠિયાવાડ ( સોરઠ )માંથી શિરોહીનો રસ્તો અહીં મળતા, એટલે આ સ્થલ કીંમતી વ્હેપારવ્હેવારના ધોરી રસ્તા ઉપર તેમ ખંભાત ભરૂચ તથા સોરઠ ઉપર અમલ જમાવવાને માટે મધ્યવર્તી, એ જ એની ચડતીનું ખરું કારણ. તેજાં, અમદાવાદની ઉત્પત્તિ વિષેની લાવણીઓમાં અસાઉળનો ( કર્ણાવતીની આસપાસના અર્ધ તાબે થયેલા મુલકનો ) કોઇ ખાંટ જાતિનો નાયક હશે તેની પુત્રીનું નામ છે. લાવણીઓ પ્રમાણે પાદશાહ તેજાંને પરણ્યો તેથી અહીંજ રહ્યો, અને અસાઉળ પાસે ભદ્રનો કિલ્લો બંધાતાં એ અસાઉળ અને કર્ણાવતી જ અહમ્મદઆબાદનું નવું નામ પામ્યું, તથા પાદશાહતનો સિતારો ચડતો થવાથી એ નામે આગલાં નામ દાબી દીધાં; નવાં શહેરનાં મકાનો તળે જૂના શહેરના ખંડેરો દટાઇ જાય છે તેમ.

૧૧ સણંગ: સુરંગ; જમીન તળે લાંબો સાંકડો રસ્તો. ૧૩ ઇ. સ. ૧૪૧૨; તેમ આગળ ઈ. સ. ૧૩૦૦. ઇ. સ. ૧૩૦૦ થી ૧૪૧૨ ગુજરાતની રાજધાની પાટણ

મુસ્લિમ અમલમાં; તે પ્હેલાં પણ રાજધાની પાટણ, હિંદુ અમલમાં. પણ હિંદુ અમલમાં આ કવિતા પ્રવેશતી જ નથી. પાંચસો વર્ષ પ્હેલાંનો પણ અકરાકેર કલ્પના આગળ ખડો થતાં કવિને શોક એટલો તો વધી જાય છે કે એનું ગાન થંસી જાય છે! આ તરંગને "સુરતી" કહિયે તો સુરતીઓને માઠું લાગશે કે? **૧૪** ધિકક નાગર નુગરા: આ પદ જૂની લોકોક્તિ છે, કર્ણદેવ વાઘેલાના મુખ્ય મંત્રી નાગર માધવ મહેતાને માટે છે. **૧૯ ધર્મ** વૈયક્તિક નીતિ, સામાજિક નીતિ, આશ્રમનીતિ, રાજ્યનીતિ, રાજ્યબંધારણનીતિ, અને જીવનાં ઈશ્વર પ્રતિ કર્તવ્ય સર્વને માટે આપણે આ એક જ બોલ વાપરતા આવ્યા છિયે. જ્ઞાન: સાર, સારબોધ.

સ્વતંત્રતા પાછી ન મેળવિયે ત્યાં લગી આપણામાં ખાંપણ જ, એ દૃષ્ટિ નર્મદ અને નવલ પ્હેલાંના કોઇ પણ ગુજરાતીને સ્ફુરેલી જાણવામાં નથી. અંગ્રેજી કેળવણીનાં વ્યાપક પરિણામોમાંનું એક આ દૃષ્ટિ. ટૅાડ, ફાર્બસ, હોપ, કર્ટિસ, હાવર્ડ, એ અર્વાચીન ગુજરાતના વિધાયકોની પ્હેલી પેઢી ઓગણીશમી સદીમાં આખા યુરોપમાં ખીલેલી પ્રજાસ્મિતાની ભાવના અહીંના સુશિક્ષિત વર્ગમાં અને રાજાઓમાં પણ વ્યાપે એમ નિખાલસપણે ઈચ્છતા હતા. એલ્ફિન્સ્ટન, માલકમ, આર્થર વેલસ્લી, મન્રો, મેકોલે, બેન્ટિંક, આદિ અર્વાચીન હિન્દના વિધાયકો પણ એ જ વલણના હતા.



૩૦ સુરત:

**આ તે શા તુજ હાલ — નર્મદાશંકર લાલશંકર.**

છન્દ રોળા છન્દ. નર્મદના પિંગલપ્રવેશમાં આના માપ વિષે નીચેની કડી છે—

> ચોવીસ પાદે મત્ત એક ગુરુ અન્તે આણે,
> કવિ જેમાં અનુરત્ત, હરે જક્ષે જતિ જાણે;
> નામે રોલા વૃત્ત સૂણતાં સ્હેજ વખાણે,
> માને નહિં સત મત્ત જઈને ગાડી તાણે.

પાદ પંક્તિ **મત્ત** (૧) માત્રા; (૨) મત. હર અગિયાર **જક્ષ** તેર. આ સાચું મત ન સ્વીકારે તે બળદ! † 'દલપત પ્રાસે ન્હાય' એમ કવિએ દલપતરામ ઉપર આક્ષેપ કરેલો અને તળે ટિપ્પણ ઉમેરેલું, "તે જ શબ્દ–અક્ષર ફરી ફરી લખી

† છેડે ગુરુ જોઇએ એ નિયમ નર્મદે પોતે નથી પાળ્યો એમ પ્રથમ દર્શને લાગશે (જુવો પ્હેલું કડિદલ). પણ 'મૂરત' 'સૂરત' એમાં **ત** ખોડો ઉચ્ચારાય છે, રત ગુરુ જ છે.

એમાં ચતુરાઇ છે એમ બતાવી લોકને ફોસલાવે છે કે મ્હને મોટો કવિ કહો." પણ જે કંઇ શબ્દ પ્રાસ અલંકાર તર્ક પ્રથમ સુઝે તેને જ ઝડપી લઇ કડીને આગળ ચલાવવાનું વલણ નર્મદમાં ય ઓછું નથી.

**વિષય** ભૂતકાલની જાહોજલાલી અને વર્તમાન અવદશાનો વિરોધ.

**અર્થ ૧ તુજ** શહેરના તેમ શહેર લોકના. શહેર લોક તેજ શહેર—એક આત્મા, બીજું શરીર; અને નર્મદ કહે છે, અહીં સુરતને સ્ત્રી કલ્પી છે.

**બેહાલ**—નામ લેખે વાપર્યું છે. આ તે **હાલ** ? ના રે, **બેહાલ** જ કહેવાય!

**બાંકી**—બંકિમા ફાંકડી છેલછબીલી; હે બાંકી, તું કુંદનમાં જડાઇ કુંદનથી વિશેષ દીપતી હતી, તે કથીરથી પણ ઝાંખી અને ઓછા મૂલ્યની બની.

૨ બીજા બાજીરાવ પેશવાના રત્નજડિત ગણપતિ અને સુરતનગરી વચ્ચે આ તુલનાની અર્ધ કડી, ભીમરાવ કૃત કોહીનુર વિશેની વસંતતિલક કડી પ્રમાણે, ગુજરાતી કવિતાનું એક રત્ન છે. **સકુમારો** સુકુમાર: (૧) ગણપતિ ન્હાનો અને ઉત્તમ કલાએ સુશોભિત; (૨) સુરતનો દેહ નાજુક અને સુંદર. બંને સુકુમાર ( શોભીતાં મહામૂલ્ય અને સ્વસંરક્ષણે અશકત-અબલા જેવાં ) : બંને વચ્ચે સ્થાયી સાધારણ ધર્મ આ એક. **વેચાયો કડકે-વ્હેંચાયો** : બંને વચ્ચે બીજો સાધારણ ધર્મ કે આફતોને પરિણામે બંને વે ( વ્હેં ) ચાયાં. એકના કટકા થઇ જ ગયા; બીજાના પણ થઇ ગયા—સુરતી અને રાંદેરીઓનાં ટોળાં ઉપર ટોળાં દેશદેશાન્તર જતાં રહ્યાં. એક નાશ પામ્યું; બીજું નામમાત્ર જીવે છે. પ્રાકૃત કવિતા-પ્રણાલિ વે વ્હે ને એક જ ગણે; વેચાયો–વ્હેંચાયો એને એક શબ્દ અને શ્લેષાલંકાર જ ગણે. એટલે આ આખું વાકય શ્લેષોપમા છે.

પછીની પંકિતઓમાં સુરતની આગલી જાહોજલાલી અને હાલની પડતી વચ્ચે વિરોધ સ્ત્રીદેહનાં અંગો અલંકરણો આદિ વડે ઉંડી લાગણી અને નિઃશ્વાસ સાથે વર્ણવ્યો છે. બુરજ જોડ અને તે ઉપરના રંગરંગી વાવટા તે નિબિડ સ્તન અને તે ઉપરનાં વિવિધ ચોળી વસ્ત્રાદિ: અત્યારે ઢળી પડેલાં નૂર વિનાનાં થાન. ચળકતાં નયન: અત્યારે ફુલાંવાળાં. ગાલ, ઓઠ, દાંત, નાક, મુખ, અને એકંદર રૂપ તે વખતનાં કેવાં તો ભભકાદાર હતાં તે સાંભરતાં, તે દરેકની અને તે સર્વની હાલની એકંદર સ્થિતિ, છે તેથી પણ વધારે ખાવા ધાય એવી લાગે છે. કરુણરસમય વિરોધાલંકાર સ્પષ્ટ છે. સ્ત્રી લેખે વર્ણન હોવાથી સજીવારોપણ ( personification ) પણ સ્પષ્ટ છે.

† આવી કવિતા સામે ત્રણ જુદી જુદી દિશામાંથી ટીકાઓ થાય (૧) અલંકાર-શાસ્ત્રીઓ ઉપમા, રૂપક પરંપરિત રૂપક, સજીવારોપણ, અતિશયોકિત, વિરોધ, શ્લેષ,

---

† કડી ૩-**ફિક્કા** વાંચવું.

ચમક વગેરે અલંકારોની વ્યાખ્યા પ્રમાણેનાં આમાં લક્ષણો કેટકેટલાં નથી અથવા પૂરતાં સ્ફુટ નથી તે બતાવે. યોગ્ય છે. પણ અલંકાર પોતે પોતાને જ માટે નથી. કોઇ લક્ષણ-લક્ષણો ન હોવાથી કે અસ્ફુટ હોવાથી અર્થમાં જેટલી કચાશ રહેતી હોય તેટલા અંશમાં જ આવી ટીકા ઉપયોગી ગણાય. (૨) ચોખલિયા આની સામે ટીકા કરે કે સ્ત્રીનાં સ્તન વગેરેનું સૂચન પણ અનીતિમય,–તો એવું મહીપતરામી ધોરણ વિચારવા જેવું પણ નથી. કમળારોગી બધું પીળું પીળું દેખે તેમ ચોખલિયો બધે જ અનીતિ કલ્પે છે, જ્યાં ને ત્યાં અભડાય છે. (૩) ભાવનાવાદી ( idealist ) આની સામે ત્રીજી જાતની ટીકા કરશે. એ વર્ગના પંડિત કહેશે, આંખમાં ફુલાં, ગાલમાં કુવા, નાક પર ચાંઠા, તાળમાં દાંત સીડાય, ઘુવડ જેવો દેખાવ, વગેરે વિગત કુત્સિત છે, સુરુચિભંગ કરે એવી છે. આવી ટીકાઓમાં સત્ત્વ હોય છે ખરું, પરંતુ તેનું મૂલ્ય કેટલું તે મતભેદનો વિષય છે. વાસ્તવિકતા અને સુરુચિ વચ્ચે વિરોધ પડે, તેમાં વાસ્તવિકતા ( realism ) અને સુરુચિમાંથી કોને કેટલી જતી કરવાની વારુ ? આ પ્રશ્ન ઉપર મતભેદ સદાય રહેશે. શબ્દોથી આલેખાતો અર્થ ચિત્રોથી આંખે વળગતા અર્થ જેટલો ઉત્કટ નથી હોતો, ખાળના ચિત્રમાં પણ વાસ્તવિક ખાળની દુર્ગંધ નથી હોતી, નેત્રગ્રાહ્ય વાસ્તવિકતાજ હોઇ શકે; વગેરે કલા અને કલાસાધનોની જાણીતી મર્યાદાઓ જર્મન પર્યેષક લેસિંગ ( Lessing ) એના લાઓકૂન ( Laokoon ) ઉપરના ગ્રન્થમાં સુઝાડેલી સૂક્ષ્મ દષ્ટિનો ઉપયોગ કરીને, ટીકાકારે લક્ષમાં રાખવાની છે. વળી આ પણ નિર્વિવાદ છે કે વાસ્તવિકતાને ગાળી નાખીને સુરુચિ જ રાખવામાં આવે છે, તો ઊર્મિપ્રવાહ અને અર્થબોધ પણ ઝાંખો અને નબળો પડી જાય છે

૫ **કારેસું** અજબ, અસર ઉપજાવવામાં ચમત્કારિક, માયાવી. ખ આકાશ ધૂપ, તડકો, તાપ, દુ:ખ. **દુખદ** ઉડતી ધૂળમાંની કાંકરી આંખમાં ભરાય તેથી દુ:ખદ, એવા વિશેષ અર્થમાં આ લીટીને બાંધી લેવાની જરૂર નથી. કવિએ પોતાના ટિપ્પણમાં માત્ર એક દાખલો આપ્યો ગણીને સામાન્ય અર્થ લેવો.



## ૩૧ ગુજરાતી ભાષા વિષે :

**શોધ્યું સંસ્કૃત દીક્ષિતે ભટજિએ૦ --દલપતરામ ડાહ્યાભાઇ.**

**છન્દ** ત્રણ મનહર, બે શાર્દૂલવિક્રીડિત, ૧ દોહરો, ૧ ઇંદ્રવિજય. ‡

‡ **ઇંદ્રવિજય** છન્દઃ ૭ ભગણ+ગગ એ વર્ણમેળ ( બત્રીશા ) સવૈયાને જ ઇંદ્રવિજય કહે છે; એનાં બીજાં નામો પણ છે.

## વિવરણ—૩૧

**વિષય** પ્રેમાનન્દે પણ લીધું, પાઘડી તો જ પ્હેરું જો.....વગેરે વગેરે "પ્રાચીન કાવ્યમાલા" પ્રકટ થવા માંડી તે પ્હેલાં કોઇએ પણ સાંભળેલા નહીં એવા દાવાના ટેકામાં ચોકખો પુરાવો રજુ થતો નથી, ત્યાં સુધી ઇસવી ઓગણીશમી સદીમાં ગુજરાતીઓમાં ઉત્પન્ન થયેલી અસ્મિતાજન્ય મહેચ્છાઓ, ઊર્મિલ લોકોને ભૂતકાલમાં પણ આરોપવી એટલી તો મીઠી લાગે છે, જે તેઓ એ પ્રલોભનમાં તણાઇ જાય છે, એમ જ કહેવું પ્રાપ્ત થાય છે. અને વર્તમાન કાલમાં જન્મેલી ઇષ્ટ વસ્તુનો ઉગમ ભૂતકાલમાં આરોપવાનું અશાસ્ત્રીય વલણ દેશે દેશમાં કોઇ ને કોઇ રૂપે પ્રવર્તેલું જોવામાં આવે છે એટલું બધું સામાન્ય છે. માત્ર ગુજરાતીઓ આવી નબળાઇને વશ છે એમ કોઇ કહેતું જ નથી. નર્મદ અને ક. દ. ડા. એ આ મહેચ્છા સેવેલી એ વિષે તો શંકા જ નથી. પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે બંનેએ તે સિદ્ધ કરવાને વર્ષો લગી રે આખો જન્મારો મંથન કરેલું અને ભોગ આપેલા, એ હકીકતો પણ નિર્વિવાદ છે. તો આ વાસ્તવિક મહત્તાની ઘટતી કદર કરવી નહીં; ઓગણીશમી સદીના યુરોપમાં ખીલી સર્વવ્યાપી બની બીજા ખંડોમાં પણ પ્રસરતી પ્રજાસ્મિતા (નેશનાલિઝમ nationalism) નો અહીં (પ્રાંતે પ્રાંતે) ફણગો ફૂટયો, જેને વૃક્ષ ખીલતાં કૉન્ગ્રેસની સ્થાપના રૂપ ફલ આવ્યું, એ ચોકખા નિર્વિવાદ ઇતિહાસથી તો જાણે અભડાવું; અને વિક્રમની અઢારમી સદીમાં એ મહત્તા અહીં માત્ર ગુજરાતમાં અરે માત્ર પ્રેમાનન્દના મગજમાં સ્વયમેવ જન્મેલી એવી કલ્પના માત્રથી રાચવું; પ્રેમાનન્દની મહત્તા પણ જે છે તે સમજવા માટે બુદ્ધિ યોજવી નહીં, અને જેને માટે હજુ લગી પુરાવો આપી શકાતો નથી એવી આપણને મીઠી લાગતી મહત્તા એને આરોપવી, તથા તેના મોટા વકીલ થઇને વાદાવાદીમાં ઝઘડવું—એ સર્વ આપણું માનસ હજી કેટલું તો અનૈતિહાસિક છે, તેનો જ પુરાવો પૂરો પાડે છે. હા. પ્રેમાનન્દ અને તેના પુત્ર વલ્લભ વિષેના સૌ સ્વીકારી શકે એવા પુરાવા રજુ કરો, તો તે પછી પણ જે કોઇ સામા પક્ષને વળગી રહેશે, તે દરેક વગર વાદાવાદીએ મૂર્ખા ઠરી જશે.

દલપતકાવ્ય ભાગ ૧ લાને આરમ્ભે "ગુજરાતી ભાષા વિષે" એ વિષય છે, તે અહીં લેતાં છેલ્લો મનહર છોડી દીધો છે, અને એ ગ્રંથમાં પછી તરત આવતા દલપતરામે શ્રીમન્ત મહારાજા ખંડેરાવને ભર દરબારમાં સંભળાવેલ મનહર અને દોહરો, આમાં જોડી લીધા છે. વડોદરામાં એ દરબાર ઇ. સ. ૧૮૬૩ માં થયો હતો તેની હકીકત માટે જુવો દલપત કાવ્યમાં "ગુર્જરીવાણીવિલાપ" એ વિષય.

( આ વિષય હાલ દેખાય છે તે રૂપમાં મહારાજા ખંડેરાવનો દેહ પડયા પછી જ પ્રથમ પ્રકટ થયેલો હોવો જોઇએ. દલપતરામ અને નર્મદની દરેક કવિતા પ્રથમ ક્યારે પ્રકટ થઈ, હાલના રૂપમાં ને તેમાં શો પાઠભેદ છે વગેરે તમામ કયારનું ય પૂરતી શોધખોળ અને ચર્ચાને પરિણામે નક્કી કરી દેવાનું જોઈતું હતું. આપણા વિદ્વાન ખરે જ આળસુ છે; આપણા લોકો જયંતી આદિના માત્ર તમાશાથી જ પૂરતો સંતોષ માની લે છે. ) એ " વિલાપ " માં અહીંની પંક્તિ " કહે દલપતરામ રાજ અધિરાજ સુણો " " દાખે દલપતરામ ખુદાવંદ ખંડેરાવ " એ રૂપે છે. વિષયને અહીં એમણે સર્વસામાન્ય રૂપ આપ્યું છે.

એ " ગુર્જરવાણી વિલાપ " ક. દ. ડા. ની શૈલીનાં લક્ષણ સમઝવાને માટે ઐતિહાસિક દૃષ્ટિએ વિચારવા જેવું કાવ્ય છે. દલપતરામની કવિતાને "સભારંજની" કહી એટલે વિવેચનાકાર્ય પતી ગયું એમ સન્તોષ માનવાનો નથી. ત્રણ જાતની સભાઓ-(૧) રાજસભા, વડોદરા, ઈડર, જામનગર, ભાવનગર, ભુજ જેવાં મોટાં રાજ્યોમાં પરમ્પરાપ્રાપ્ત રૂપે ચાલતી હતી. " વિલાપ " એવી સભાને રંજન કરે એવું કાવ્ય છે. ( ૨ ) ઠંડે પ્હોરે મોટા ચૌટામાં ઓટલાઓ ઉપર અને રસ્તામાં મહાભારત પુરાણ આદિનો " વૈશમ્પાયન અણી પેરે બોલ્યા૦ " એ પંક્તિથી આરમ્ભાતો માણભટલલકાર સાંભળવાને જામતી લોકસભાઓ: એવી સભાઓના રંજનાર્થે દલપતરામે " વેનચરિત્ર " આદિ કૃતિઓ રચી. ( ૩ ) નવા ભણતરથી થયેલી નવી "સ્વદેશાભિમાની" પેઢીની "મંડળીઓ"; પ્રથમ મુંબાઈમાં અને પછી દરેક મોટાં શહેરમાં થવા લાગી. નર્મદ-દલપતની સરસાઇ આ મંડળીઓમાં જ શરુ થઇ. નર્મદ-અવતર્યો અસ્સલસૂલ ( primordial પ્રાઇમોર્ડિયલ ) સુધારક, સાહસની જ મૂર્તિ, પોતે ઉઠયા ત્યાંથી સવાર એ મનોદશાવાળો. સુધારાનો આરમ્ભ ઘણાખરા દેશોમાં અને યુગોમાં આવા ઉચ્છેદકોથીજ થાય છે. સુધારાનો નવો અવતાર એટલે ક્રાન્તિનાં પગરણ. દલપતરામને કેટલાક સુધારા થાય એ ઇષ્ટ હતું, પણ એમનું આખું માનસ નર્મદથી છેકજ ભિન્ન. ક્રાન્તિ આ ભાગોળે દાખલ થાય છે એવી વાત આવતાં પેલી ભાગોળેથી નીકળી જાય એવા દલપતરામ. નર્મદ-દલપત વચ્ચેની સરસાઈ માત્ર કાવ્ય પ્રદેશમાં ન રહી, એકબીજા વચ્ચે મેળ જ નહીં એવી બે ભાવનાઓ વચ્ચેની સ્પર્ધાનું રૂપ તેણે પકડયું, આ કારણથી. દલપતરામના શિષ્ય કાશીશંકર મૂળશંકર દવે કૃત એમનું ચરિત્ર (સયાજી સાહિત્યમાલા પુષ્પ ૬૨ મું) આ આખા પ્રશ્નમાં અનેક રીતે મનનીય છે, દલપતરામભક્ત જનવાણી કર્તાના ખયાલમાંયે કયાંથી આવે એવી રીતે પણ મનનીય છે.

બહુ લંબાણ થઈ ગયું. ઉપલી ત્રણ જાતની સભાઓ ઉપરાંત દલપતરામનું સ્થાન સ્વામીનારાયણી ભક્ત મંડળીના કવિ લેખે તેમ શાળોપયોગી કવિતાના કવિ લેખે પણ ઊંચું છે. દલપત કાવ્યમાં આમ ઓછામાં ઓછી પાંચ ભાત છે.

વારુ. "બાપાની પીંપર"ને આ તે પછી ઓગણીશ વર્ષે રચેલી કૃતિ સાથે સરખાવો. આછી વિચારવણાટ અને પુનરુક્તિના દોષ આમાં નહીં જડે; શું કહેવું છે તે સુઝયું નથી એવું એકે સ્થાન આમાં નહીં જડે. વાક્છટા અને ચાતુર્યનો સારો નમૂનો છે એમ સ્વીકારવુ પડશે; વિષયની ગમ્ભીરતા અને કર્તાની નિખાલસ દૃઢ ભક્તિ પણ સ્પષ્ટ છે.

**અર્થ** ૧ ભટોજી દીક્ષિત-સિદ્ધાન્ત કૌમુદી એ સંસ્કૃત વ્યાકરણનો કર્તા. " શિક્ષા " **પાણિનીય** ગણાય છે. અને તેમાં અરુ પરુંનાં બહુવચન અરાં પરાંનો ઉચ્ચાર સૌરાષ્ટ્રી છટાથી કરવો એમ લખેલું છે, તે " શિક્ષા " જે સમયની હોય તે સમયે જે "પ્રાકૃત" સૌરાષ્ટ્રમાં ચાલતી તેને લાગુ પડે છે, વિક્રમના બારમા તેરમા સૈકા પ્હેલાં જેનું અસ્તિત્વ જ ન્હોતું તે ગુજરાતી ભાષાને લાગુ ન જ પડે. પરંતુ આપણું પ્રાકૃતોનું ઐતિહાસિક જ્ઞાન યુરોપીય વિદ્યાએ ઐતિહાસિક દૃષ્ટિ ભાષાપ્રદેશમાં લગાડી તે પછીનું છે. દલપતરામ એમના ઝમાનામાં આવી ભૂલ કરે તે તદ્દન કુદરતી છે. **દીક્ષિતે ભટજિએ**-ભટોજી દીક્ષિતઃ નામના બંને અંશને વિભક્તિ પ્રત્યય એ સંસ્કૃત રચના છે. **ગીર્વાણ વાણીશ્વરે** સંસ્કૃત વૈયાકરણોએ. વૈયાકરણને વાણીશ્વર ગણવો એ મત હિન્દના સંસ્કૃત-પ્રાકૃત યુગનો છે. બીજી પ્રજાઓ અને ભાષાઓમાં વૈયાકરણને એટલું ઉંચું સ્થાન અપાતું નથી. અર્વાચીન ભાષાશાસ્ત્ર વ્યાકરણને સર્જક ગણતું જ નથી.

**આપીરુચિ ઈશ્વરે.** દલપતરામને આમ કહેવાનો હક્ક છે. એ કવિ તો થાત, પણ ઘણું ખરું વ્રજ ભાખાના. વ્રજ છોડીને ગુજરાતીમાં કવિતા લખવાનું એમણે જાતે પોતાને માટે ઠરાવ્યું, તેમાં એમના એક ગુરુ સ્વામિનારાયણી સાધુ અને કવિ, દેવાનંદ સ્વામીની સલાહ મુખ્ય બાહ્ય કારણ હતું. ભોળાનાથ ફાર્બસ વગેરે સાથે સમ્બન્ધ એ બીજું મુખ્ય બાહ્ય કારણ હતું.

૨ **સૂલભે** " વિલાપ " માં પણ વલ્લભ સાથે પ્રાસ સુલ્લભ શબ્દે મેળવ્યો છે. આ વલ્લભ તે પ્રેમાનન્દ પુત્ર નહીં,—" જે વાણીથી જગદમ્બા ભેટી ભટ વલ્લભને " તે વલ્લભ. **સંખ્યાસીમા** ન કહી શકાય એટએટલા કવિઓએ જેને શોભાવી છે; અર્થ સ્પષ્ટ છે, જો કે વાક્ય તોડયું છે.

૩ ઉપલી કડીમાં મોટા મોટા કવિ કેટલાક સૂચવ્યા; અહીં કેટલાક મોટા રસિક ગ્રન્થો જણાવે છે. લોકગીત, ગરબી, ગરબા, ભજન, અને જૈન રાસોને પણ કવિ ભૂલ્યા નથી.

૪ **જાણ** ચતુરસુજાણ. **ભારતી** સરસ્વતી, ભાષાઓ. **ભભકો ગુજ૦** આપણા કાનને હવે આવી શબ્દાવલિ જરા ગ્રામ્ય લાગે છે. ગુજરાતી ભાષા એટલી તો ઝડપથી ખેડાતી જાય છે, જે આજે કઠણ, તે દશ વર્ષે સરલ થઇ જાય છે, આજે શિષ્ટ તેમાંનું કેટલુંક દશ વર્ષે જૂનવાણું કે ગ્રામ્ય કે કોઇ કારણે કવિતા માટે અનુચિત પણ થઇ જાય છે.

૫ **ચહાયતા** ચાહના; **ઉપાયતા** ઉપાય. **નિશ્ચલ થઇને૦** ગ્રન્થો લખાયા પછી પરીક્ષકો દૃઢ રહે પક્ષાપક્ષી ન કરે ગ્રન્થના ગુણદોષ ઉપર જ નજર રાખીને તેને **ન્યાય** આપે, તો જ થોડા વર્ષમાં ઘણી પ્રગતિ બની આવે. તે સમયે વાઙ્મયની આ સ્થિતિ હતી એમાં શંકા જ નથી. ૬ **સ્વદેશી** આપણી માતૃભાષા.



**૩૨ માડીની ઝુંપડી:**

**દુઃખિયાનો વિસામો રે—જીવાભાઇ અમીચંદ પટેલ**

**છન્દ** પદ. **વિષય**—આપણા દેશની દુર્દશા.

**અર્થ**— ૧ સંતાય. ઝાડગુલ્મવેલની ઘટામાં થઈને દેખાય ન દેખાય એમ વહે.

૨ દ્રૌપદી ચીર ખેંચાયા ત્યારે અપુત્ર હતી, ત્હારે છતી સંતતિએ એમ બને છે.

૩ આ કડીની પ્હેલી લીટી રા. રા. ઇંદુલાલ યાજ્ઞિક સંપાદિત "રાષ્ટ્ર ગીત" (વિ. સં. ૧૯૭૯) અને રા. રા. હિમતલાલ અંજારિયાની "સંગીત મંજરી" (૧૯૬૬) બન્નેમાં ભ્રષ્ટ છે. બંગભંગ આદિ કર્ઝનની જોહુકમી સામેની ચળવળ દરમિયાન અમદાવાદમાં પતાકડા રૂપે છપાયલી પ્રત હવે શોધી જડે એમ નથી, એટલે અહીં જરા ફેરવી લઇને છાપી છે.

૪ સીંચાણો: શિકારી બાજ: જમ અને જમડા જેવા જાલિમને માટે આ ઉપમા ગુજરાતી કવિતામાં છેક નરસિંહ મ્હેતાના સમયથી વપરાતી આવી છે. ત્હારાં બાળક ચોપાસ શત્રુથી વીંટાઈ ગયેલાં છે. જે કોઇ કયાંય પણ જરા ઠરી ઠામ પડે, કે શત્રુઓ તેમને હડધુત કરે છે, ઠર્યાં હોય ત્યાંથી ઉખેડી નાખે છે, ઉપરથી વળી મારઝુડ પણ કરે છે, એવો અર્થ જણાય છે, પણ આ કૃતિમાં એકથી વધુ ઠેકાણે બંધ બેસતા અર્થની ખામી છે.

**૫ ચણ કણ** આ પાઠ 'સંગીતમંજરી'નો છે.

**૬ શણગારીશું** આ અંશ આખી કૃતિના ભાવ સાથે વિસમ્વાદી છે.

કૃતિ કહેવું પ્રાપ્ત થાય છે જે કાવ્ય લેખે નબળી છે. એની અસરકારકતા એના લયને તથા કહેવત જેવાં થઇ ગયેલાં અને ગદ્‌ગદ કરી મુકે એવાં કેટલાંક પદોની ગુંથણીને લીધે છે. 'માડી ત્હારી ઝુંપડી', 'આછી જાડી રાબડી', 'રણવગડે દે માર', 'આજે ખાવા ધાતી રે', 'અંતે તુ સંઘરતી રે' વગેરે' પદોની સંગીતમય ધુન કાનમાં રમી રહે છે, આખા ચિત્તંત્રને ભીંજવે છે, અને લોકને ગદ્‌ગદ કરી મુકે છે. મતલબ કે આ બંધબેસ્તું કરુણ સંગીત છે, ઉંચી કવિતા નથી. આ કડીઓમાં તો કંઇકે અર્થ છે; સ્ફુટ અર્થ નહીં અને વિચારપ્રવાહને નામે આરતી, એવું પણ કેટલુંક સંગીત ખૂબ અસરકારક હોય છે એ જાણીતું છે; ઢોર પંખી આદિને પણ સ્પર્શી શકે છે. અને અર્થ ગ્રહણ કરવાને અશકત પ્રાણીઓમાં આમ અસર ઉપજે છે, તે અર્થ બ્હારના ગુણોને લીધે જ હોઇ શકે એ દેખીતું છે. એવું સંગીત, સંગીત લેખે ઉચ્ચ અને કલામય, તથાપિ કવિતા તો શી રીતે કહી શકાય. વળી આપણે કવિતાસદૃશ અને કવિત્વમય (પોયેટિકલ poetical) ઘણી વસ્તુઓને કહી નાખિયે છિયે,—દાખલા તરીકે બગીચા, મકાન, ગદ્ય, વકતૃત્વ, નૃત્ય, નદીતરંગો, વાદળોનાં રંગ આકૃતિ અને ગતિઓ, પંખીની ચેષ્ટાઓ, બાળલીલા,– જેમાંની એકે કવિતા નથી જ. અને આવા આવા અન્વયોમાં કવિત્વમય જેવા શબ્દનો ઉપયોગ ઊર્મિલતા, ભાષાદારિદ્રય, કે શબ્દોની પસંદગીમાં બેજવાબદારીનું પરિણામ હોય છે. †



**૩૩ શાન્ત સ્વસ્થ, કેસરીઃ વિકરાલ વીર કેસરીઃ**

**લાંબા પ્હોળા પ્રસારી—હરિ હર્ષદ ધ્રુવ**

**છંદ**—છેલ્લો અનુષ્ટુપ, બીજા નવ સ્રગ્ધરા. અહીં વિરામ વિષે જરા જુવો. સ્રગ્ધરામાં વિરામ ૭ મે ૧૪ મે અને ૨૧ મે અક્ષરે એટલે પંક્તિ છેડે રાખવાનો.

† સરખાવો 'લિરિક' ઉપરના નિબંધમાં આરંભે ઊર્મિલ, ઊર્મિપ્રધાન, ઊર્મિમય, ઊર્મિકાવ્ય આદિ શબ્દો વચ્ચેના અર્થભેદ. એ સ્થલે વપરાયલી વિવેકદૃષ્ટિ ઘણી વધારે વ્યાપક રીતે લાગુ પાડવાની છે. સુંદર, રમણીય, મનોહર, ભવ્ય, કરુણ, આદિ ઘણા શબ્દો કેવળ અવિચારે અને છેક અજુગતા અન્વયોમાં અડાવી દેવાય છે. ઘણા અજ્ઞ કે અદકચરા માણસો પોતે રસિક તો છે એવો દાવો આવા શબ્દો ખૂબ વાપરીને જાણે જાહેર કરવા માગે છે.

નિયમ છે. " વૃક્ષ ગુલ્માદિ છાય આપે આપે અમાપે"—એમાં પંક્તિ છેડે એટલે **છાય** પછી વિરામ છે ખરે ? સંગીતલયને વળગનારા કહેશે, શબ્દ તુટતો નથી માટે છે; અર્થાનુસારી લયવાદી કહેશે **નથી: છાય** કર્મ છે, પછીનો શબ્દ (પછીની પંક્તિનો પ્હેલો શબ્દ) **આપે** ક્રિયાપદ છે, અને અર્થ એટલા વેગવાળો છે કે એ બે વચ્ચે જરા પણ થોભવું અશક્ય–અસહ્ય, લયને ઘાયલ કરનારું છે, જરા પણ થોભતાં આરોહ કથળી જ જાય. સંગીતવાદ અને અર્થવાદ વચ્ચેના અનિવાર્ય મતભેદનો આ સારો દાખલો છે. સંગીતવાદી કહે છે **યતિ** શબ્દનો છંદશાસ્ત્રની પરિભાષામાં અમે કરિયે છિયે તે જ અર્થ છે. અર્થાનુસારી લયને વળગનારો કહેશે, અસ્તુ, માટે જ ત્હમારી દૃષ્ટિમાં અમે કવિતાને સંગીતની દાસી કે ન્હાની બેન ગણેલી જોઇયે છિયે, માટે જ અમે **યતિ** શબ્દને પણ તજીશું, વિરામ શબ્દ જ વાપરીશું. અમારી દૃષ્ટિમાં કવિતાકલા સંગીત કે બીજી કોઇ પણ કલાથી ભિન્ન અને સ્વતંત્ર છે.

પ્હેલી પંક્તિ જુવો. સંગીતનારી કહેશે અહીં ૭મે અને ૧૪મે અક્ષરે શબ્દ નથી તુટતા, માટે યતિનિયમ જળવાયો છે. અર્થવાદી કહેશે, ના: અર્થ પ્રમાણે ૯ મે અક્ષરે અને ૧૬ મે અક્ષરે અલ્પવિરામો આવે છે, તે પ્હેલાં ૭ મે અને ૧૪ મે પણ અટકવું, તો અલ્પવિરામથી ઓછું અટકવું અશક્ય બેશક નથી, પણ એમ સોળ અક્ષરમાં ચાર વાર થોભતાં પંક્તિનો લય કથળે છે. એવી રચનામાં અર્થ અને છન્દ અન્યોન્યપોષક ન કહેવાય. તાત્પર્ય કે સંગીતવાદીઓ અર્થવાદીની ટીકા કરે છે, જે ત્હમે માત્ર શિથિલતા ઇચ્છો છો, એ ટીકા પણ ખોટું આળ માત્ર છે. શિથિલતા કવિતામાં સંગીતની માગણીઓ ઘુસાડવાથી પણ આવે છે. દિગ્દર્શન માટે જ અહીં આટલું લખ્યું છે. શિખરિણી, હરિણી, મંદાક્રાંતા અને સ્રગ્ધરા જેવા ગુરુલઘુના એક સાથે ખડકલાવાળા છંદો કરતાં રમતા લયવાળા છંદોમાં જ વિરામોનું મહત્વ વધારે સ્પષ્ટતાથી જોઈ શકાય.

**કવિતાજાતિ**—" વિકરાલ વીર કેસરી " વિષે કવિએ જણાવ્યું છે કે ૧૬ મા લુઇના સ્વિસ ગાર્ડસની પલટણોએ ફ્રેંચ વ્યુત્ક્રાન્તિ (French Revolution) સમયે રાજભક્તિમાં આત્મબલિદાન દીધું, તેના સ્મારક લેખે લ્યૂસર્નમાં સિંહપ્રતિમા સ્થાપેલી છે, તે જોતાં ઉપજેલી વિચારમાલા આ કવિતારૂપે રચાઇ. મતલબ કે આ અન્યોક્તિ કાવ્ય છે. તો " શાંત સ્વસ્થ કેસરી " એ કાવ્યને એની સાથે વાંચતાં એને પણ અન્યોક્તિ કાવ્યના વર્ગનું ગણી શકાય એમ છે. અને અન્યોક્તિ કાવ્ય અમુક દર્શન બનાવ કે વ્યક્તિ ઉપરથી ભલે સ્ફુર્યું હોય; કવિની વાણી કેટલીક વાર તેણે લક્ષેલા વ્યંગ્યાર્થ કરતાં વધારે વિશાલ અર્થને પણ સ્પર્શે છે. અહીં સિંહના

ગર્ભિત ઉપમાન કે લક્ષ્ય લેખે સ્વિસ ગાર્ડસની સેનાને ઠેકાણે કોઇ મહાપ્રજાને પણ લઇ શકાય. આમ લેતાં કવિતાનું અર્થગૌરવ વધે છે, અને બંને કૃતિ અન્યોન્ય સંકળાઇ જાય છે. બીજી લખતાં પ્હેલી કર્તાને સાંભરની હતી એ તો દેખીતું છે.

**કવિની લેખનશૈલી**—"ચંદ્ર" માસિક અને "કુંજવિહાર" નામે હ. હ. ધ્રુવની કવિતાઓનો સંગ્રહ બંનેમાં મુદ્રણભૂલો બેશુમાર જોવામાં આવે છે. કવિ પ્રકૃતિએ અતિ ચંચલ અને અધીર, પારાની માફક ઠરી જ ન શકે એવા. એમની કોઇક જ કૃતિમાં આદિથી અંત લગી એકાગ્રતા ટકેલી જોવામાં આવે છે. અને એમને જ્યાં ત્યાં જ્યારે ત્યારે આશ્ચર્યોક્તિઓ આવી જાય એવો જાણે સ્વભાવ પડી ગયેલો, એટલે એવા સ્થળોમાં આપણને વિચારણા ત્રુટતી અને અપૂર્ણ લાગે, પણ એમને તો પોતાનું લખાણ જેટલું સચોટ તેટલું અનુપમ પણ લાગે. આ કરતાં પણ વધારે મુશ્કેલી એમણે વાક્યરચના અને શબ્દો સાથે લીધેલી અતિ છૂટથી પડે છે. આ વિષય જાતે ભવ્ય વિષયોમાં પણ ઉંચો ગણાય એવો છે, પરંતુ આવા આવા દોષોને લીધે આ કૃતિઓ તો સ્થળે સ્થળે લંગડાય છે.

**અર્થ ઝલે** શોભી રહે છે. **દેદીપ્યમાને**માં છેવટનો એ=પણ. એટલે દેહ અને કેશવાળી બંને ઝલે છે. પાસેની એની સિંહણ કંઇક છૂટ લઇ શકે છે, પણ મર્યાદા જાળવીને જ. **કેસરી કોણ હેલે** જટિલની ટીકા ઉપરથી જણાય છે કે આ શબ્દોનો અર્થ–આવા કેસરીને છેડવાની (તેની હેલના કરવાની) મગદૂર કોની હોય જે!—એવો છે. આટલી બધી મિતાક્ષર અને અસ્પષ્ટ વાક્યરચના દૂષણ જ કહેવાય.

૨ તે **વજ્રશક્તિ** વજ્ર સમી શક્તિ અત્યારે શાંત છે. તે ગર્જના અત્યારે **ખમી** છે, (થોડીવાર) શાંત રહેલી છે. **અસહના** નેત્રઝાળ ધગધગતા અંગારા ઝરતી નેત્રઝાળ પણ એની આ સ્થિતિમાં નથી જણાતી. એ શ્રી એ પ્રતાપ એ અતુલ બલ અત્યારે તો હવનની વિભૂતિમાં હવનનો હુતવહ સંકેલાઇ જઇ સૌમ્ય રૂપે રહે છે તેવા સૌમ્ય રૂપમાં જ, માત્ર ઝળકાટ અને આંજી દેતા તેજરૂપે પંઆકેશવાળી કંઠ દગ મુદ્રા અને આખી દેહમાં સ્ફુરે છે. ૩ મધ્ય ઉન્હાળે ઘોમ ધખી રહ્યો છે, પણ આ સિંહરાજને આ પોતાના સ્વામીને કુદરત છાયા ઠંડક શાંતિ આદિ બનતા પ્રમાણમાં પોતાની મેળે ધરી રહે છે ૪–૫ પ્રતાપ વાત્સલ્ય શૃંગાર અને નિર્દોષ આનંદ ચારેમાં રાજાધિરાજ અત્યારે તો પ્હેલા ગુણની અભિવ્યક્તિનો પ્રસંગ જ ન હોવાથી બાકીના ત્રણ ગુણમાં વિહરે છે.

**કરુણ અવધિમાં** આ બે શબ્દોનો અર્થ નથી બેસતો. અવધિ મર્યાદાના અર્થમાં હોય, તો પણ કરુણ મર્યાદા એટલે શું ? લલલલલલગા એમ પંક્તિ પૂરી કરી લઇને પછી એ ખાલી જગામાં ગમે તે શબ્દ અડાવી દીધા લાગે છે. **સદય અવધિમાં** વાંચવું. માહાત્મ્યમાં ઔદાર્ય અને દયા પણ હોય, તે ત્હમારા ઉપર ઉદાર દયાભાવે બાંધી આપેલી એ મહાત્માની મર્યાદાઓ પાળીને ત્હમે આનન્દો, એવો અર્થ કરું છું. અર્ધમીચેલી મીટને પ્રેમ અને આનંદની દૃષ્ટિ ગણી છે. એ દૃષ્ટિ એ અવસ્થા–છે ત્યાંલગી ભય–વિકરાલતા –સંતાપ–ઉત્તાપ, આદિ બાધાઓને અવકાશ જ નથી. તો આવા સૌમ્ય સિંહરાજની મર્યાદા પાળીને–અન્યોન્ય મર્યાદા પણ પાળીને–હરિણવૃંદો ગજકુલો ભલે ત્હમે યથેચ્છ ખેલો અને આનંદો. **ભાવિ ભાવી** પણ બહુ તાણવું પડે છે.

**તસ તમ** સાદથી **તમરાં** એમ શબ્દવ્યત્યય કરીને અન્વય કરો. **ઘૂંટેઘૂંટે :** શ્વાસે શ્વાસે, એટલે વારંવાર. **કેલિભાવે** ( ૧ ) કેલિભાવમાં. ( ૨ ) કેલિભાવ પણ, ( ૩ ) વળી કોકિલ કેલિભાવ ઝરે છે, એમ ત્રણમાંથી ગમે તે રીતે લેવાય. **છુપીઅછુપી** કોકિલાનું વિશેષણ. ચક્વીઓના કવચિત અવાજ, હોલાઓના ઘુ ઘુ, શાંતિમાં જરાય ભંગ કરતાં નથી. અને નાદ પોતે કુંજમાં, ગુફામાં, નદજલવમળમાં, ગુંજી ગુંજી વિલાસે ધૂમે છે, 'ધૂમી વિલાસે' વાંચિયે, તો વિલાસે—વિલસે છે. ઇષ્ટાલેખન પોષે એવા સ્વરવ્યંજનની પસંદગી અને ગુંથણીમાં ઉંચી કલાચતુરાઈ જણાઇ આવે છે.

ઉપર સૂચવ્યા પ્રમાણે મહાપ્રજાની સુલેહશાંતિની અવસ્થા આલેખી છે એવો ધ્વનિ લઇયે, તો સારી કુદરત તેને અનુકૂલ થઇ જાય છે, કુટુંબસુખની સાથે સાથે કલાકૌશલના વિધવિધ આનંદોલ્લાસ વર્તી રહે છે, વગેરે મુખ્યાર્થપોષક ધ્વનિઓ પણ નીકળે. (**જટિલ** આ પ્હેલી કૃતિમાં વાચ્યાર્થને જ પ્રધાન ગણે છે. )

૧ **ગહનને** પણ નામ ગણવું. ઘુરવતી અને ગાજી ઉઠતી એ વિકરાલ કેસરીની ગર્જના પ્હાડો ત્રોડે છે અને ગગનમાં ઘૂમી રહે છે. એનાથી આભના પણ ગાભ છૂટી પડે છે, ૨ ગુજરાતી ભાષાની શકિત દેખાડતો આ ઉત્તમ શ્લોક કર્તાનાં દૂષણોને પણ સારી રીતે દેખાડી દે છે. પંજ–ગંજ–રંજ–અંજ–ભંજ એ રવમાલા જ્યાં જે રીતે વાપરી છે તે સચોટ છે, પણ—

( ૧ ) પંઝા વજ્રથી પણ ગાંજ્યા ન જાય એવા–એવો અર્થ છે, તે માટે શબ્દો જે "વજ્ર પંજે અગંજે !" આવી વાકયરચનાથી ચલાવી લેનારે પણ પંઝાનું પંઝ ન કરી નાખ્યું— "પંઝ વજ્રે અગંજે !" એમ તો ન લખ્યું, એટલું જ છે. તેના બચાવમાં કહી શકાય !

( ૨ ) " હા હા શું રેંજ ! " જટિલની ટીકાથી જણાય છે કે કવિએ અહીં રેંજ શબ્દ "ત્વરા" "ઝપટ"ના અર્થમાં વાપર્યો છે. અર્થ રહ્યો કવિના મગજમાં અને શબ્દ લખ્યો અંજ-ગંજ આદિ સાથે જોઇએ એવો ! અને એમ પણ **શી રેંજ** જોઈએ.

( ૩ ) ભાંજીને ચૂરા ઉરાડે-એ અર્થમાં " ચૂર ભંજે ! " ચાલે ખરું વારુ ?

શ્લોકનો પૂર્વાર્ધ અદ્‌ભુત કલ્પનાને આબાદ આલેખતી શબ્દશક્તિનો અનુપમ નમૂનો છે.

**૩** આ શ્લોક સિંહનું વર્ણન નથી; જેની સામે ઝઘડતાં આવા સિંહના પણ ચૂરેચૂરા ઉડી જાય છે તે ક્રાંતિનું વર્ણન છે. Revolution-વ્યુત્ક્રાંતિ માટે ક્રાંતિ શબ્દ આજે છેક સામાન્ય થઇ ગયો છે. એ શબ્દને એ અર્થમાં પ્રથમ પ્હેલો વાપરનાર આ વિદ્વાન કવિ છે. " ક્રાંતિએ " એ શબ્દ ચારે લીટીના અન્વયમાં લેવો. ધુમાવી : ધુમાડાના ગોટેગોટની આંધિ ફેલાવીને. " એક આકાર " એકાકાર કીધું એમ હશે. **મિહિર**=મિથ્ર=વેદના દેવોમાંનો મિત્ર=સૂર્ય. એટલે આ શબ્દ પ્રકાશના અર્થમાં અહીં વાપર્યો લાગે છે. **સૌએ**=સૌ યે ઘેરીને ઘોળી પીધું, ઘેરું ઘટ્ટ કરીને પી ગઇ. આમ હોય તો " ઘેરીને " વાંચવું. અથવા **ઘેરી એ** વાંચવું. **સીધું** સડસડાટ, મોટો ધોધ પડે એમ. **શર-વહનિ-ઝરે** બાણો (અને શસ્ત્રાસ્ત્ર માત્ર) રૂપે અગ્નિ વર્ષાવીને. **ચલાવ્યું** વ્હેવડાવ્યું.

**૪-૫** આવા ઘોર સમયમાં કોણ કોની વ્હારે જઇ શકે વારુ ? **ભીરુ** ( ૧ ) બ્હીકણ, ( ૧ ) ભેરુ, ભિલ્લુ : ગમે તે એક અર્થ લેવો. **ભયવન** ચોતરફ વ્યાપી રહેલ કારમી ભયાનક સ્થિતિ. ( ૧ ) પોતાના પક્ષની રક્ષા કોણ કરે ? ( ૨ ) કોઈને પણ રક્ષનાર કયો પક્ષ નીકળે વારુ ? લક્ષ લક્ષેય : લાખો, કરોડો. સત્યના પક્ષની સંરક્ષવી અને ઉગારવી ઘટે એવી સનાતન અમૂલ્ય વસ્તુની રક્ષા માટે હે કેસરી, તું એકલો જ નીકળ્યો અને તું કુદી પડયો, એ ધર્મયુદ્ધમાં તું ચટયો તે ચડયો જ : અંગે અંગ વીંધાઇ ગયાં : છિદ્રે છિદ્રે લોહી વહ્યાં : ધન્ય ત્હારી વીરશ્રી ! ધન્ય ત્હારું લોકોત્તર પરાક્રમ ! ધન્ય ત્હારી અખંડ આમરણાંત રાજવટ ! આ માનવજાતિરૂપ વનનો ખરો અલંકાર તું ! આનું જ નામ ભીષ્મ-વટ, ક્ષત્રિયશિરોમણિ મહાભારત -મુકુટમણિ પિતામહ ભીષ્મના જેવું ચારિત્ર !

કૃતિઓનો રચનાકાલ અવગણિયે, વિકરાલ વીર કેસરીને પ્હેલી મુકિયે, શાન્ત સ્વસ્થ કેસરીને બીજી, અને બંને સાથે વાંચિયે, તો શાન્ત સ્વસ્થ કેસરી પણ અન્યોકિત લેખે પૂરેપૂરી ખીલે છે, અને અશોક, ઑગસ્ટસ, કે અકબર જેવા

રાજાધિરાજે દિગ્વિજય કરી શત્રુ માત્રને દષ્ટિમર્યાદાની પાર વળાવી દીધા, તે પછીના ઉત્તર કાળની એમની શબ્દ શકિતનું અદ્ભુત ચિત્ર આપણી કલ્પનામાં ખડું થાય છે. અને એ પ્રમાણે કૃતિની ભવ્યતા પણ પૂરેપૂરી ખિલી રહે છે.



૩૪ ક્રાન્તિની ઝંખનાઃ

**મ્હારી માઝમ રાતનાં સોણલાં—ઝવેરચંદ કાળીદાસ મેઘાણી**

છન્દ પદ, રાગ માઢ.

**વિષય.** રા. રા. 'સ્નેહરશ્મિ' ક્રાન્તિના રાસનું જ અંધકારની પશ્ચાદ્ભૂ ઉપર આછું ચિત્ર આલેખે છે, તો રા. રા. ઝવેરચંદ ક્રાન્તિભાવ પાછળની મનોદશાને અહીં સુકોમલ કરુણ કવિતાની પીંછીએ ચિત્રે છે કિશોરો અને યુવાનોની એ મનોદશા અહીં-વિચારશીલ વાંચનારને માટે તેની શકિત અશક્તિ બંનેમાં-ખડી થાય છે. એક બે શબ્દ બદલ્યા છે. શબ્દાર્થ સ્પષ્ટ છે. ઊર્મિઉછાળાનાં પૂરને પટુકરણ કવિઓ સેવે છે અને વધારે વેગવાન બનાવે છે, કવિતાકલાના પણ સાચા ઉપાસક રહીને, આવી આવી કૃતિઓ વડે. વ્યકિત કે બનાવવિષયક અતિશયોકિતઓ અને બીજાં પ્રચારક પદ્યો, માત્ર પદ્યરચનાઓ છે, ક્ષણજીવી છે, પ્રજાની **કવિતા**માં સ્થાન પામે એવાં **સમૃદ્ધ** હોતાં નથી.

જેને આપણી રૂઢ પરિભાષામાં 'પ્રસાદ' કહે છે તેને જ હું કવિતાની સમૃધ્ધિ કહું છું. લય, શબ્દ, અને અર્થ એ ત્રિપુટીમાં, અતિઉત્કટ વિરોધોથી અતિ સૂક્ષ્મ મેળો લગીનાં અન્યોન્ય પ્રતિબિંબ રચનામાં સારી રીતે ઝીલાયાં હોય તેજ રચનાનો પ્રસાદ વા તેની સમૃધ્ધિ છે. કેમકે કવિતાની પદાવલિ સામાન્યમાંથી અમર બની જાય છે. આ પ્રમાણે ત્રણે અંગ એક બીજાનાં પ્રતિબિમ્બ ઝીલતાં એક બીજાને સમ્પૂર્ણ વિકસાવે છે અને અજવાળે છે ત્યારે. લય શબ્દ અને અર્થની એકરસતા તે પ્રસાદ વા સમૃધ્ધિ. સરખાવો રોબર્ટ બ્રાઉનિંગ કૃત Abt Vogler કડી ૭ મી—"ત્રણ સુર ભેળવતાં એ પ્રસવાવે છે, ચોથો સુર નહીં; પણ તારો!"

પર્યેષકનો અર્થ એટલે ઉપર અગાધ આકાશ ને તળે અગાધ આકાશની વચ્ચે તરતો અર્થ, પોતાની બધી ઝીણી મોટી રેખાઓ અને ગતિઓ અન્યોન્યના સમન્વયમાં ધારી રહેતો અર્થ. કલાકારનો અર્થ ભાવપ્રધાન હોય છે, ભાવને પણ સત્યનું વાસ્તવ હકીકતના જેટલી જ મહત્વનું અંગ ગણે છે, અને સૂક્ષ્મતમથી ઘેરામાં ઘેરા, ક્ષણિકથી સનાતન લગીના અતિતરલથી લગભગ નિશ્ચલ, બધા માપના બધી જાતના

ભાવ-ઊર્મિ-લાગણી-આન્દોલન-સ્પન્દ, તેમનાં અન્યોન્ય સમન્વયોમાં જોઇ રહેવામાં જ એને સુન્દરતાનાં દર્શન થાય છે, એને મોહ આશ્ચર્ય ભવ્યતાના અનુભવ મળે છે, એની કલ્પના સર્જક બની રહે છે. કવિતાકલાના જે ભગતોને તેની આ સમૃદ્ધિનો ખયાલ છે, અને તેના ઉપભોગસુખનો અનુભવ છે, તેઓ પદ્ય કે સંગીતના કેવલ જોડકણાંને, ચાલતા પૂરને અનુકૂલ અર્થ હોવાથી કે બીજા કોઇ નિમિત્તે, કવિતામાં દાખલ કરાવવાના પ્રયત્નો વારંવાર થયા કરે છે તેથી જરાયે ક્ષુબ્ધ થતા નથી, એવા પ્રયત્નો જ્યાં સુધી અજ્ઞ નિખાલસતાના અને ભૂલ ભરેલા તોય શુદ્ધ આદરભાવના હોય છે ત્યાં સુધી.

**અર્થ** **યુગનર** યુગપલટો ઉપજાવવાની અસાધારણ શક્તિઓવાળો મહાપુરુષ-ભડવીર. **જીર્ણતા દારુણ થંભ** શબ્દ ૧ અને ૨ નો અગર ૨ અને ૩ નો સમાસ ગણીને પણ અર્થ થઇ શકે, પરન્તુ ત્રણે શબ્દ છૂટા રાખી જીર્ણતાના દારુણ થંભો એવો અર્થ સારો છે, તો પાંડિત્ય નકામું. †



**૩૫ ભારતીય ક્રાન્તિનો રાસ:**

**ઉગી આજ જગ આથમણી—જીણાભાઇ રતનજી દેસાઇ (સ્નેહરશ્મિ).**

**છંદ,** રાસ. લયને જ કર્તા મુખ્ય ગણે છે, અને તાલ સાચવે છે; માત્રામેળ કે પ્રાસની એમને બહુ પરવા નથી. એમની ગેય રચનાઓમાં બંગાળી સંગીત કાવ્યોના લયની છાયા એટલી તો આવે છે; કે તેમાં ઠેકઠેકાણે અ નું ઉચ્ચારણ પણ બંગાળી' અ ના જેવું કરવું પડવાથી ગુજરાતી કાનને માધુર્ય ઓછું થઇ જતું લાગે છે.

**વિષય** કર્તા આને ' શક્તિઓનો રાસ ' કહે છે. **ભારતી** એટલે સરસ્વતી. કર્તા એ શબ્દને ભારતની દેવીના અર્થમાં વાપરે છે તે ખોટો પ્રયોગ છે. સાચા પ્રયોગ માટે જુવો કૃતિ **૩૧** મી.

**અર્થ** પૂર્વ અને પશ્ચિમ જાણે પૃથ્વીનાં બે પડખાં: પશ્ચિમનાં "કાજળકાળાં" પૂરમાં ડુબેલો પૂર્વ હવે જાગે છે, પ્રથમ **ભારત** જાગે છે, પછી **તે** પૂર્વને દીવડે દીવડે ચેતનવાટ જગાડે છે. આથી પૂર્વમાં નવો યુગ ઉગે છે, આખો પશ્ચિમ-પશ્ચિમે હાલ ચાલતો યુગ—સળગી ઉઠે છે. પૂર્વના નવા યુગમાં પ્રકાશ વધશે અને પૂર્વ ચૂસનારો પૂર્વોપજીવી આજ લગી પ્રવર્તતો પશ્ચિમનો યુગ બળી ખાખ થઇ જશે, એવો ધ્વનિ છે, જો કે કર્તાએ તે આવા ચોકખા શબ્દોમાં કહેવાની દરકાર રાખી નથી. શબ્દાર્થ

† કડી **૨-જુગ** વાંચવું.

સ્પષ્ટ છે. પ્રથમ ભારત જાગે છે, એ કથન ઇતિહાસવિરુદ્ધ છે: પ્રથમ જાગ્યો જાપાન. બીજો પણ જાગ્યો અને ફાવ્યો તુર્કી (Turkey): અને આ બે ફાવ્યા છે, 'પશ્ચિમ' ની યોગ્ય કદર કરીને, 'પશ્ચિમ' જેવા બનીને, 'પશ્ચિમ'ને 'કાજળકાળું પૂર' ગણીને નહીં. પ્રજા વાસ્તવ દર્શનમાં નબળી અંધ પુરાભગત અને ફૂલણજી જેવી હોય, તેના કવિઓ પણ મોટે ભાગે એ ખામીવાળા હોય. ધ્રુવ્વરા, છુટ્ટા, એવું કર્તાનું જોડણી વૈચિત્ર્ય છોડી દીધું છે, કોઈક શબ્દ પણ ફેરવ્યો છે.

રાસ સમુદાયપ્રયોજ્ય નૃત્યગીતક (ડાન્સિંગ સૉંગ Dancing Song) ની એક જાતિ છે. જૂના રાસોમાંથી કોઈ કોઇમાં અતિ ગંભીર અર્થ સૂચનરૂપે અને ઘેરા રસ છાંટરૂપે જોવામાં આવે છે ખરા, અને આ રાસ અહીં પસંદ કરવાનું કારણ એ છે કે આ નમૂનો જૂની પ્રણાલિકાની મર્યાદામાં રહી તેની ખૂબીઓ અને પદ્ધતિઓનો સારો ખયાલ આપે છે. પરંતુ રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ અને બીજા કેટલાક રાસને છે તે કરતાં વધારે ગંભીર જાતિનું કાવ્ય બનાવવાના પ્રયત્ન કરી રહ્યા છે, કાવ્યમાં આવે તે બધી યે ફિલસૂફી મુંઝવણ ગેબી સૂચન અજબ પ્રેરણા સંગીન ચિન્તન કલ્પનોડ્ડયન આદિ એ જૂની અને હળવી જાતિમાં પણ રેડવાના પ્રયત્ન કરી રહ્યા છે, તે સાચી દિશામાં હોય એમ મ્હને તો નથી લાગતું. રાસ, ગરબી, ગરબા વગેરે ઉપસાહિત્ય છે, સાહિત્ય ખરું પણ હળવું (લાઇટ light): પર્વે પર્વે સ્થલે સ્થલે પ્રસંગે પ્રસંગે ક્ષણોચિત નવતરતાને પોતામાં વણી લઇને પણ જૂના ઢાળામાં પરિચિત પદાવલિઓ અને સુપરિચિત ભાવોને વહેવડાવતું, નિર્મલ અને સર્વભોગ્ય ગીત નૃત્ય લાગણી અને સૌની સમજમાં એકદમ ઉતરી જાય એવી વિચારણાની આછી વણાટ સજીવન રાખતું, ફેલાવતું, દાયકે દાયકે નવાં ઉછરેલાં કિશોર કિશોરીને તેનો ચટકો લગાડતું, શેરીએ શેરીએ, લગભગ ઘેર ઘેર એવા શુદ્ધ અને ઉદ્દીપક સંસ્કારો પ્હોંચાડતું, અને કૃતકૃત્ય થતું. સાચું પરમ્પરાપ્રાપ્ત સ્વરૂપ આ છે અને તેને ન વીસરવામાં, તેને ઈજા ન પ્હોંચાડવામાં ડહાપણ છે; ઉચ્ચ આશયે પણ એને ઇજા થઇ બેસશે, તો આપણી સંસ્કૃતિના એક સર્વભોગ્ય સુન્દર વિશિષ્ટ અંશનો આજ સુધી ઊતરી આવેલો વારસો આપણે ગુમાવી બેસીશું. સાહિત્ય અને કલાના પ્રદેશોમાં સુધારણાનો જુસ્સો સૂક્ષ્મ તલસ્પર્શી વાસ્તવિક જ્ઞાનની મર્યાદાઓમાં રહીને જ ન વર્તે. તો આશય સુધારણાનો બેશક, તથાપિ–હાનિકારક જ નીવડે. કલા અને સાહિત્યના પ્રદેશ આટલી વધારે રૂઢિપ્રીતિ અને વારસા વફાદારીના અધિકારી છે.

રાસ ગરબી ગરબા આદિના સંગીતને શાસ્ત્રીય અને ઉન્નત રાગરાગણીવડે

" સંસ્કારવા "ના પ્રયત્નને પણ દિશાભૂલ ગણું છું, શાસ્ત્રીય ઉન્નત રાગરાગણીની સંગીતકલાનો વિરોધી છું એકલા માટે નહીં. હું ઝીલી શકું છું તેટલો એ મહાકલાનો હું પણ ભોગી હોવાનો દાવો નમ્રપણે અહીં નોંધી રાખું છું પરંતુ રાસ ગરબી ગરબામાં બધાં સ્ત્રીપુરુષ આખો યે આમવર્ગ ભોગવી શકે ઝીલી શકે અને સાચવી શકે એવું સંગીત જ હોય. સંગીત કલાના ઉસ્તાદી વિહારો અને શાસ્ત્રીય ચડાણો એમાં અસ્થાને છે.

રાસ સમુત્ક્રાંતિની ખરી દિશા--મ્હારા અર્વાચીન મતે--એમાં અર્થગાંભીર્ય, રાજકીય ભાવના, આદિ રેડવાની નથી; એમાં યુરોપીય નાચ ( ડાન્સ ) અને કુચ ( માર્ચ )ના લય ધીરે ધીરે વણી લેવાની છે.



**૩૬ જનની સેવામાં આણદાન :**

**જનનીસેવનનો—ચંદુલાલ મણિલાલ દેસાઇ (વસન્તવિનોદી.)**

છન્દ પદ, કામણ દીસે છે અલબેલા૦—એ કવિ દયારામની રાહ. કડીની બે પંક્તિ અંજની ગીતના માપની.

પાઠ છેલ્લી કડી ઇ. સ. ૧૯૧૯ માં પ્રકટ થયેલ "ટહુકાર" માં નીચે મુજબ છે--

રેલાયે શું વધુ કહેવાશે

કિસમત ક્યાંથી ભારતી હિત કાયા ઢળે રે

એમ છે. પણ ભારતી=સરસ્વતી, ભારત નહીં; એટલે એ પાઠ ભ્રષ્ટ. ઇ. સ. ૧૯૧૯ થી આજ લગીમાં ગવાતું સાંભળેલું તેમાં કોઇ વખત મેં આપ્યો છે તે પાઠ સાંભળવામાં આવતાં, તે ઠીક જાણી " રાષ્ટ્રગીત "ની મ્હારી નકલમાં નોંધી રાખેલો; ક્યારે અને ક્યાં સાંભળેલો, તે યાદ નથી.

**અર્થ ૨ વદને** જનનીના. **પુર** પુરું ગૌરવ. **સાજે** શોભાઓ, અલંકારો, એના એક પછી એક દેખાનો, જાણે પળે પળે યથાયોગ્ય સાન કરી જ રહ્યા છે, મૂક શીખ દઈ જ રહ્યા છે.†



**૩૭ મૃગચર્મ :**

**ક્રિડન્તી કન્યાની પુરપથ ઉડી-દેસળજી કાનજી પરમાર.**

**છન્દ** ભિન્ન છન્દોના સુઘટિત મિશ્રણની પ્હેલ કાન્તે "વસન્તવિજય" (૧૮૯૯) થી કરી; શિખરિણીને અભ્યસ્ત કરવાની પ્હેલ પણ એમણે જ " ઉદ્‌ગાર " ( બુદ્ધિ-

† કડી ૩-**પિતર** વાંચવું.

પ્રકાશ માસિક--૧૮૯૦) એ ન્હાનાં ઊર્મિકથી કરી. પ્હેલી જાતના મિશ્રણમાં વિવિધતા વધી જાય તો કૃતિની સમગ્ર એક જ છાપ પડવી જોઇએ તેમાં વિઘ્ન આવે એ દેખીતું છે. કડીની અંદર તો વળી મિશ્રણ કરવામાં વધારે ચાતુર્યની જરૂર છે, અને અતિમિશ્રણ કે અનુચિત મિશ્રણ થઇ જવાનો સંભવ વધારે છે. આમાં કર્તાએ ઇંદ્રવજ્રા, ઇંદ્રવંશા, અભ્યસ્ત શિખરિણી અને ખંડ હરિગીતનું મિશ્રણ કર્યું છે ‡. કીડન્તી જેવામાં પ્હેલો વર્ણ લઘુ ગણવાની, પરિચિત જેવામાં રિ ગુરુ ગણવાની છૂટ ટીકા પાત્ર છે.

**અર્થ** ૧ આ (મ્હારા પગ તળે પાથરેલું ?) મૃગચર્મ **પુરપથ** રસ્તે રમતી બાળાની ઉડતી ચુંદડી જેવું છે. હે સદ્ગત મૃગ, આ ત્હારી છાયા **અરવ** બોલવાની શક્તિ ગુમાવીને મ્હારા ઘરના ઓરડામાં પડી છે.

૨ એ અતિ સુંવાળી રંગીન અને સુંદર ત્હારી ચુંદડી ઉપર હાથ ફેરવતાં કલ્પનાનેત્ર ત્હારું જીવન દેખાડી દે છે, અને તેની કરુણતા ધ્યાનમાં આવતાં કવિતામય આંસુ આવે છે. શોક કલ્પનોત્થ છે એટલે કવિતામય એ આંસુ જ મૂલવિરહકાવ્ય, આ શબ્દો તો તેનું ઝાંખુ પ્રતિબિમ્બ. આટલું સમઝયા પછી બાકીનું મુકાબલે સરળ લાગશે. અંગ્રેજીમાં એલેજિ (rlegy) કહે છે. એ જાતનું આ ગમ્ભીરોર્મિક છે (જૂવો "લિરિક" પૃ. ૨૯ થી ૪૩). ૩ **વૈરી--વિખેરી** વૈરી ત્હારો શિકારી; તેણે ત્હારી આંખથી ખરાવેલી આ આંસુધારા ૪ **ભગવો** ત્હારા ચર્મનો પ્રધાનરંગ; વૈરાગ્યની સંજ્ઞા જેવો ફટકેલો ખાખી. **મને** મનથી, મનમાંથી, બધા જ ભવસંગાથ, બધા જ દુન્યવી સમ્બન્ધો છેતરવામાં કુશલ અને ક્ષણિક લાગી જાય છે.



---

‡ **અભ્યસ્ત** દોઢવેલો. અહીં શિખરણીના છેલ્લા ૧૧ વર્ણ આખી પંક્તિ એ રૂપ પણ સારુ છે. અને આખી કૃતિનું છન્દમિશ્રણ ચીનાઇ દાબડાદૂબડી જેવું છે. સૌથી મોટો દાબડો તે આ અભ્યસ્ત શિખરિણી--કડી ૧ અને ૪. વચલી બે કડીમાંની દરેક બે દાબડી છે: પ્હેલી દાબડી તે ઇંદ્રવજ્રા--ઇંદ્રવંશા; અને પ્હેલી છેલ્લી એમ બે લીટી આ દાબડીનું ઉપલું પડ. વચ્ચે સૌથી ન્હાની દાબડી ખંડ હરિગીતની. ગેય--જેયના મિશ્રણનો આ પ્રયોગ બીજા કલાવિધાયકોને ભાગ્યે રચ્યે. એક અંશમાં તાલ આવે તે વળી અટકી જાય વળી આવે, એવી રચના પ્રાચીન નવીન બેયને આગુગમતી રહેવા સમ્ભવ છે.

૩૮ ઇલા સ્મારક :

**લે થોભ આંહિં પલ — ચન્દ્રવદન ચિમનલાલ મ્હેતા.**

**છન્દ** વસન્તતિલકાનું સૉનેટ,† છેલ્લી લીટી અગ્ધરા. પ્રાસ–એકાંતરે; છેલ્લું જોડકું. પંક્તિ ૧૨મી અન્તે છન્દ અને પ્રાસ માટે **ઇલા** નામના લઘુ સ્વરને દીર્ઘ કરી લીધો છે એ છૂટ અસહ્ય છે.

**વિષય** કર્તાએ ઇલા નામે સામાન્ય રીતે પોતા જેવડી તો કોઇ વાર ન્હાની કોઇ વાર મોટી ઉમરની બ્હેનને કલ્પીને મુખ્યત્વે બાલવય અને કિશોરવયને લગતાં ઇલા–કાવ્યો લખ્યાં છે, તેમાં આને છેલ્લું ગણીશું ? બીજાં હવે નહીં લખાય એમ નહીં, પણ બધાં લખાઇ રહેતાં આને એનું સ્મારક કાવ્ય ગણવાનો આશય દેખાય છે. મતલબ કે આ કલ્પિત પાત્રના કલ્પિત મૃત્યુ ઉપર લખાયું છે, જો કે કર્તા જે નિર્ણય ઉપર આવે છે તે તો વાસ્તવિક છે, જે આ "ત્રુટક તેજ વિહીન" કવિતાઓ જ, બ્હેન, ત્હારું સ્મારક, ત્હારી સ્મૃતિ:ત્હારો સુગન્ધ સદાયે ફોરી રહેશે. કર્તાની કૃતિઓમાં વિચારવણાટ આછો છે, અને પ્રકાશ પણ ખાસ આંખે વળગે એવો નથી. ઊર્મિ જાતે કોમલ અને સુન્દર હોય તેટલું બસ નથી; નાજુકતાના આલેખનમાં પણ સ્પષ્ટતા અને પ્રકાશ આવશ્યક છે.

**અર્થ** **હરિયે વિચાર** તું ગઇ, તું કુસુમની જેમ ખરી પડી, તો ય છે જ; મ્હારી ઘણી વિચારણા હજી તું જાણે સહવિચારિણી અંદર સામેલ હોય ને, એમ જ ચાલે છે. **શિલ્પ ચિત્ર** શિલ્પ કે ચિત્ર.

**રૂપ–અનૂપ** ઉપર ૯મી પંક્તિ છેડે પણ **રૂપ** છે. એટલે આ અતિપરિચિત પ્રાસનો જરૂરથી વધુ ઉપયોગ, એને હું તો અતિપ્રાસ નામે દોષ ગણું છું; અલ્પ, પણ દોષ; ગુણ નહીં.



૩૯ અમરાપુરીનાં અતિથિ :

**અમરાપુરીનાં અતિથિ — શંભુપ્રસાદ જોશીપરા (કુસુમાકર).**

**છન્દ** પદ, ઓધવજી સન્દેશો૦ એ રાહ.

---

† સૉનેટ માટે જુવો "લિરિક" અન્તે પરિશિષ્ટ, ભણકાર ભાગ રજા અન્તે પરિશિષ્ટ; "ગજેન્દ્ર મૌક્તિકો" માંનો આ વિષય ઉપરનો નિબન્ધ પણ કેટલીક ભૂલોના વિગતવાર પરીક્ષણ માટે ઉપયોગી છે; યુરોપી સાહિત્યમાં સૉનેટના ઇતિહાસનો મોટો વિષય પણ એમાં કંઇક છેડયો છે.

**શૈલી** રોમાન્ટિક શૈલીની કૃતિમાં કેટલીકવાર આખી વાંચ્યા વગર પત્તો લાગતો નથી. વળી અહીં ન્હાનાલાલી અલંકરણો અને શાબ્દિક વિચિત્રતાઓ પણ છે. છેલ્લી કડી સુધી જઇને ફરી આખું જોતાં જણાય છે કે આ વિરહકાવ્ય છે, ન્હાની ઉમરે રીસાઈ જતાં બાલકો એનો વિષય છે, **અમરાપુરીનાં અતિથિ** એટલે અમરાપુરીનાં નિવાસી અહીં માત્ર અતિથિ અનિશ્ચિત અને થોડો સમય શોભવા આવીને જતાં રહે છે તે. અને વિષય નકકી થતાં, ગીત લેખે મીઠું લાગે છે, તે ઉપરાંત કોમલ ભાવોને લડાવેલા પણ જણાય છે. શોક ગમે તેટલો ઘેરો વા નાજુકસુન્દર હોય પણ તેમાં કોઇ કોઇ દૂરાકૃષ્ટ તરંગ તો હોય.

**અર્થ** ૧ **આવજો** આપણે મુસાફરીએ જનારને "આવજો!" કહિયે છિયે તેમ જ: એથી વિશેષ અર્થ, એટલે કે શબ્દનો વાચ્યાર્થ, અહીં લેવા જાય તે ગોટે ચડે. રહ્યાં એટલો વખત રસપાન દીધાં લીધાં; પણ વતન સાંભર્યું, નથી રહેવાતું, જવું જ છે? હજી ઉરદાન તો અધૂરાં જ દીધાં છે ને?

૨ **સર્જન** ભાવવાચક છે; સૃષ્ટિ માટે મૂર્તાર્થી શબ્દ **સરજત** વપરાય. કોકિલકુંજ, પુષ્પિતપુંજ, વ્યોમવિહાર, નેહનગર, સ્વર્ગધામ માટે છે. ત્હમારી એ ધામની અને તેના વિહારોની સરજતજૂની (અનાદિ) પ્રીત તમે ક્યાંથી ભૂલો, અને એને મૂકાબલે અમે અહીં કશુંયે ક્યાંથી દઇ શકિયે, જેના ઉપર નવી પ્રીત બન્ધાતાં તમે અહીં રહી પડવા ઇચ્છા કરો? **અહનાક** નાચીજ, છેક તુચ્છ. ૩ અહીં **વિધિ** અને તેને સંકળાતી વિચારણા આવે છે તે જરા વિસંવાદી છે. વિધિ માણસમાત્રને હસે છે, માણસની આશાઓના તંતુને ગમે ત્યારે ગમે તે રીતે મુદ્દલ ચેતવણી વિના ક્ષણમાં તોડે છે અને એમ કરવામાં રાચે છે. એજ એની વામ પ્રકૃતિ છે. એની સામે હોડમાં ઉતરી અમે પણ એવું હાસ હસીશું-તોડશે જાણિયે છ છતાં ય એ આશાતન્તુઓને લંબાવીશું જ. આ પ્રિય બાલકો ઉપર રીતરીતનાં વ્હાલ પ્રીત કરીશું જ! ન્હવાય એટલું પુણ્ય!

૪ **મરકલડાં** લીલામય સ્મિતપ્રધાન આનન્દમૂર્તિ હાસ્ય અને એ હાસ્ય હસનારાં પાત્રો. ૫ અમારાં ઉર રૂપી તખ્ત ઉપર તમ રાજવીઓને બેસાડયાં; ત્હમારો અમલ ત્હમારો જુલમ પૂરેપૂરી વફાદારીની સાથે આનન્દોલ્લાસથી અમારાં ઉરોએ સ્વીકાર્યો. **તેજોમય** એ બાલકો સાથે લેવું, આપણા ઉરતખ્ત સાથે નહીં. તથાપિ હે કુસુમકલેવર અમારાં હૈયાંની પાંદડીઓ ત્હમને ખુંચી હશે, લાગી હશે, ક્યારેક વજ્ર જેવી તીક્ષ્ણ પણ થઇ હશે. રોમાન્ટિક શૈલીમાં રૂપક ખીચડો તો હોય.

૬ **અમિમય અજવાળાં** ત્હમારી સ્મિતધાર, સ્મિત ઉપર સ્મિતની અતૂટ પરમ્પરા જાણે સ્વર્ગથી સુધાનો વર્ષાદ. ૭ **દેવલ** દેવ શબ્દ ઉપરથી બનાવેલું વિશેષણ; દેવાંશી. આવી છૂટ મોટા લેખકમાં પણ અતિવિરલ હોય ત્યારે જ સહ્ય. ૮ **છાયા** ક્રિયાપદ કે નામ ? કે **છાયાછબી** લેવું ? છાયાછબીને **સમણે**–છાયાછબી તે જ સમણું ? ત્હમારો ટૂંકો પૂરો થઇ ગયેલો પરિચય, તેનાં સંભારણાં એ જ છાયા, એ જ છાયાછબી, એ જ સમણું: આવી વાક્યરચના તે કઇ ચાલે ? વૈયાકરણ ન જાણે, પૂછો ગીતોના લખનાર સાંભળનાર વખાણનાર ફરી ફરી લલકારનારને! અર્થ શો છે, કે અસ્ફુટ છે, કે ગોટો છે, એટલું દેખાડી દેવાનો જ વૈયાકરણનો અધિકાર. વારુ, એ સંભારણાં એ સમણાં, અમારે તો આત્માનો અમૃતરસ છે, તેને ઓગળી ઓગળીને–કે વાગોળી વાગોળીને ?–સ્મૃતિસાર રૂપ ત્હમારાં હેતપૂતળાં ( હેતસર્જિત પૂતળાં પણ લેવાય) એ જ અમારા અદના આવાસનાં પરમ ધન. આવા આવા અન્યોન્ય પીગળી જતા એકબીજાથી ફુટતા સ્પષ્ટાસ્પષ્ટ લાગણીસ્પન્દોનાં ગુંચળાંમાં જ કેટલાકને ઓર મઝા આવે છે: એને જ તેઓ કવિત્વ–રસ ગણે છે. મ્હારી સમઝ જુદી છે. પણ આને ય અન્યાય થઈ જાય એવું લખવા ન ઇચ્છું. અને સંગીતની મીઠાશ તો એવી અજબ ચીજ છે કે તેને માટે અસ્પષ્ટ કવિતા શાને ? તેને કશાય શબ્દોની જરૂર જ કયાં છે ! સંગીતની મીઠાશ સાચવે ને ખિલવે એવી શબ્દ યોજના છે, ખાસ પ્રયાસ કુશલતા આદિ વડે ઉપજાવેલી, તો એ શબ્દયોજનાના અર્થને ન તપાસો, ન ચુંથો, ન વગોવો;–એવા દાવા, જે કોરટ સાંભળતી હોય તે કોરટ આત્રળ ભલે લઇ જાઓ; કવિતા=વિચારપ્રવાહ, એ પાયા ઉપર સ્થપાયલી કોરટ એવા દાવા શી રીતે સાંભળી શકે ? વળી "મીઠાશ" ને નામે કેવું કેવું તકલાદી ને સટરપટરિયું લખાણ કવિતા ગણાવાનો દાવો કરે છે, તે જરા યે નહીં જુવો શું ?



૪૦ હ. હ. ધ્રુવનો વિરહ:

**મ્હારો હતો મધુર: — જીવ(ન)રામ લક્ષ્મીરામ દવે (જટિલ).**

**છન્દ** વસન્ત તિલક જેવા સરલ છન્દમાં પણ જટિલની લેખણ ઠરેલી નથી. "એનાથી દુઃખ નયને નિરખાતું ના જ" જેવી પંક્તિઓને કાચી કહેવીજ પડે. સંગીતરચના અને વર્ણમેળ છન્દરચના બંનેમાં થોડા લેખકોજ એકસરખી હાથોટી કેળવી શકે છે; પણ તેમાં અશકયતા જેવું કશું નથી. થોડા વિશેષ પરિચયનો જ સવાલ છે.

**કવિ અને વિષય** જટિલ તખલ્લુસે કંઈક જાણીતા થવા પામેલા આ લેખક પોતાનું નામ જીવરામ જીવનરામ બન્ને રીતે લખતા. એમનું “ જટિલપ્રાણ-પ્રબન્ધ ” * હવે લગભગ અદૃશ્ય થઇ ગયું છે. ( કાગળ પૂઠું અને બાંધણી છેક હલકાં હતાં જ. ) અને એ ન્હાની ચોપડીના પ્રકાશન પછીની એમની કવિતાઓનો સંગ્રહ કોઇએ બ્હાર પાડયો નથી. એમની કવિતાઓમાં ઘણું કરીને સૌથી લાંબી અને ઉચ્ચાકાંક્ષી ( aspiring એસ્પાયરિંગ ) “ચંદ્ર” માસિકમાં વિ. સં. ૧૯૫૩ અને ’૫૪ના અંકોમાં સાત કટકે જરૂરી સમજુતી સાથે, “ સુહૃદમિત્રનો વિરહ અને તત્સંબંધિની કથા ” એવા નામે પ્રકટ થઇ હતી. એ ૧૧૦ કડીમાંની ૯૮ વસંતતિલકા છંદમાં છે. ચંદ્ર માસિકનું મુદ્રણ તે સમયના મુદ્રણને મુકાબલે પણ વિશેષ અશુદ્ધ થતું, એટલે આ કાવ્યમાંથી ઉપર લીધેલા નમૂનાની સંપાદનામાં સુધારવું-ફેરવવું પડયું છે વધારે. પ્હેલી ૩૫ કડીનું વક્તવ્ય ઉપર ૧૮ માં સમાવતાં કડીઓ છોડી દીધી છે એટલુંજ નહીં પણ કડી ૧ અને ૨ ની પંક્તિઓમાંથી એકી પંક્તિઓને જ લઇને અહીંની કડી ૧ લી કરી છે, મૂલની કડી ૨૬–૨૭ અહીં ૧૩–૧૪ મી બની છે, પણ પંક્તિઓનો ક્રમ ફેરવેલો છે, મૂલની કડી ૨૯ ની પંક્તિ એક અને ૩૦ ની બાકીની મેળવીને અહીં કડી ૧૬ મી બનાવી છે, વગેરે. સંપાદકે સામાન્ય રીતે આવી આવી છૂટ ન લેવાય.

હરિલાલ હ. ધ્રુવ અને મણિલાલ દ્વિવેદીની આસપાસ પ્રકટેલા ઉપગ્રહો ( સેટલાઇટ્સ satellites ) અને માત્ર પ્રતિફલકો ( રિફ્લેક્ટર્સ reflectors )ના

---

* “ જટિલપ્રાણ ” = જટાશંકર પ્રાણજીવન – “ કલાપી ”ના કાશ્મીર-પ્રવાસના વર્ણનમાં લાઠી મેનેજર પ્રાણજીવનભાઇનું નામ આવે છે, તેમના એક પુત્ર, મ્હારી જોડે ઇ. સ. ૧૮૮૨–૮૩ માં રાજકોટ હાઇસ્કુલમાં ભણતા હતા, પછી એજન્સીમાં નોકર થયા હતા. એટલે આ ચોપડીના નામ ઉપરથી કર્તા “ જટિલ ” તખલ્લુસે છપાઇ ગયા, એ તો આવી બાબતોમાં કોઈ કોઇ વાર બની જાય છે એવો અકસ્માત હતો. જટિલ પોતે કેટલીક વાર “ રસાત્મા ” તખલ્લુસ વાપરતા. “ કલાપી ” ના અંગત સેક્રેટરી લેખે નોકર હતા તે દરમિયાન ત્રિભુવન કવિ, મણિશંકર, અને મ્હારા સમાગમમાં સારી પેઠે આવ્યા હતા. પણ એ નોકરી ઉપર ભાવનગર કેળવણી ખાતામાંથી આવેલા, તે પાછા ખાતામાં ગયા હતા: હરિ હર્ષદ ધ્રુવ અમરેલી હતા તે દરમિયાન એમની સાથે ત્રિભુવન કવિ અને જટિલનો પરિચય શરુ થયો હતો; અને “ ચંદ્ર ” માસિક નિમિત્તે ખીલ્યો હતો. એ સમય આજથી વર્ષગણનાએ બહુ છેટો નથી, પણ તે કાળે તો માસિક જેવામાં સહકાર યોગે ગાઢ મિત્રતા બંધાઇ જતી તે એવી કે આજે માન્યામાં પણ આવે નહીં.

સમૂહમાં નર્મદ-દલપત-પેઢીમાં પેઠેલી તે કરતાં અંગ્રેજી અસર વિશેષ આવી, અને એ રીતે એ પેઢીને નરસિંહરાવ-ગોવર્ધન-કલાપી પેઢીની એથી પણ વિશેષ અને સૂક્ષ્મ અંગ્રેજી વિશિષ્ટતાઓને માટે સામાન્ય વાચકોને તૈયાર કરનારું પગથિયું ગણી શકાય; જેમ નરસિંહ-ગોવર્ધન પેઢીને મણિશંકર-રમણભાઇ આદિની પેઢી માટે વાચકોને તૈયાર કરનારું પગથિયું ગણી શકાય. આ કવિ-ઉપકવિ કવિતેષધારીઓમાં જટિલને માત્ર પ્રતિકૂલક કે નબળો ઉપગ્રહ નહીં ગણી શકાય. જે કોઈ વિવેચક કે ઇતિહાસક એનો આખો કૃતિસંચય ધ્યાનમાં લેશે તે એને સારો ઉપગ્રહ ગણશે. અને એવા લેખકોની કૃતિઓની સંકલિત અને પ્રમાણભૂત થાય એવી આવૃત્તિ પ્રકટ કરવાની ફરજ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ફાર્બસ સભા કે ગુજરાતી સાહિત્ય પરિષદે બજાવવી જોઇએ. હરિલાલ ધ્રુવની કૃતિઓની પણ સારી આવૃત્તિની ખોટ છે; પરંતુ એમની સંપાદનાનું કાર્ય ખરેખર મુશ્કેલ પડી જાય એવું છે.

૧ **હંસ** પંખીશ્રેષ્ઠ; આગળ હરિલાલને દ્વિજરાજ ખગરાજ કહે છે આ અર્થમાં. ૨ **ખિલંતાં** ખેલતાં ખીલતાં બંને. ૩ એ નામ મૃત્યુને પણ માથે પગ રાખીને ગાજી રહ્યું છે, ગાજી રહેશે, અરે એની વિચારણા અને એના હૃદયરાગ સમય જતો જશે તેમ તેમ વિશેષ પોષણ મેળવીમેળવીને જુવાન જ થતાં જશે. ૪ ચંદ્ર એ નામનું માસિક, હરિલાલે શરુ કરેલું; ચાલ્યું એમના મૃત્યુ પછી પણ કેટલાક સમય લગી. આર્યજ્ઞાનવર્ધક અને બીજાં સામયિકોમાં પણ હરિલાલનાં લખાણો આવતાં. ૫ **પાપે** પાપ કર્મ કરનાર મૃત્યુએ. ૬ **વિબુધો** (૧) વિદ્વાનો, (૨) ઉપર જટિલે પોતે જણાવ્યો છે તે અર્થમાં દેવો. બ્રહ્માની પુત્રી શારદાદેવીની સ્નેહ પ્રસાદીઃ સાત્ત્વિક રતિમય જ્ઞાન વિજ્ઞાન; એ જ્ઞાન વિજ્ઞાનો તે જ "રસલોક", તે જ "રસનું સર", "માનસ સર". ૭ **જહાં–તહાં** એ જ્યાં–ત્યાં માટે નર્મદ–સંમત જોડણી. **ઔદાર્ય સરિતઃ** અનુકંપાસરિત, રસ સરિત. મત્સ્યઃ રૂપકખીચડી થાય છે તેની કવિએ પરવા ન રાખી; પ્રાણી એટલો જ અર્થ લેવો, જલચર પ્રાણી કરતાં વિશેષ અર્થની નથી જરૂર. ૮ હું સુભાગી ( ભાગ્યવાન ) સુભગ દર્શન પામ્યો હતો; લેખકનું ભાષાદારિદ્રય ગણો, અગર તુર્ત છાપ પાડવાને જાણીને આમ લખેલું ગણો. ૯ **રતિવનકલ્લોલ**=પ્રેમાનિલગર્જના=અપાર્થિવ લહરીઓ. **શકે** હું ધારું છું કે. નિશ્ચયાત્મક દાવો કરે તો અહંકારી ગણાય માટે આમ લખ્યું. **૧૦ ઝભાયું** ઝબે થયું; મરણતોલ ઘાયલ થયું. નિરાશા આખા ઘટને ઘેરી રહે છે. **૧૧ જીવનની** સાર્થકતા રસમયતામાં જ, પાર્થિવ અર્થકામાદિ પ્રેયોમાં નહીં; રસજીવન જ સાચું અનન્ય શ્રેય. ૧૨ જુવો કડી ૭. **અભેદ** રસાધિકારીઓનું અન્યોન્ય તાદાત્મ્ય. એ જ માનવ જીવનનો મોક્ષ, માનવ જીવનની પ્રપૂર્ણતા. એ પાળનારાં માણસો હોય, તેઓ અમુક અંશે પણ એ પાળી શકે, ત્યાંલગી જ આ વિશ્વ ટકે ચાલે ખીલે. એ ઉડી જતાં આ વિશ્વ વિશ્વ મટી જાય, સ્વર્ગ મટી જાય, પ્રાણવિનાનાં માત્ર કલેવર-સાધનોનો ખીચડો ( chaos કેઑસ ) બની જાય. ૧૪ મરનાર રોતો રોતો મરે, પાછળ જીવનાર રહેલું જીવન રોતાં રોતાં ગાળે. ૧૬ રાગ=આનંદ=રસ. ૧૬ **આવાહિ** આવાહન કરીને, નિમંત્રીને. હર્ષ=રસમાં ઝુકી પડતો. રસજીવન જ એનો ધર્મ એની માનવતા હતું. અને એની "આત્મપ્રભા" અનેકાનેકને વિહંગમ અને માનવ બનાવવા, રસજીવનના અધિકારી બનાવવા, સમર્થ હતી. જેમ વધુ શિષ્યો અને મિત્રોને આમ વિકસાવતો, તેમ એનો પોતાનો ઉરરાગ ખંડિત અગર ન્યૂનગુણ થવાને બદલે એવોને એવો પ્રતીત થતો હતો. પ્હેલા શિષ્યને એનો લાભ મળેલો તેટલો જ છેલ્લાને પણ મળતો. બાકીનું સ્પષ્ટ છે.†

---

† કડી ૧૦ — **ઝભાયું વાંચવું.**

## ૪૧ ભાઇનો બ્હેન પાછળ વિલાપ:

### રતન તૂં અમ પામર દીનનૂં — ઇન્દુલાલ ફુલચન્દ ગાંધી

**છન્દ** દ્રુતવિલમ્બિત.

**કૃતિ** "તેજરેખા" નામે ત્રણ ત્રણ કડીના સાત ખંડવાળાં કાવ્યમાંથી 'નમન' 'આભાસ છાયા' અને 'પડઘા' બીજા પાંચમા અને છઠ્ઠા છે, તે લીધા છે.

**અર્થ** **૧ રતન નરોત્તમ** (૧) સામાન્ય નામો ;(૨) વિશેષ નામો પણ હોય **૨** હું કાષ્ઠ, તેં એમાં ઉગાડેલી શુચિ ભાવના તે કમલ: એ રૂપક અત્યન્ત સુન્દર છે. હું શિશુ અને કિશોરમાંથી હજી તો મોટો થાઉં છ ત્યાં તો તું ચાલી ગઈ. તેં આખા જીવનમાં જે તપમંગલ સાધના કરવા–કરાવવાની ભાવના ઉદ્‌બોધેલી તેના અમલ–કાળના આરમ્ભમાં જ ચાલી ગઇ. **૩ નહોર** શબ્દ કદાચ વધારે પડતી ઉગ્રતા-વાળો છે. **સનાતન–ક્રૂર, સદા યે ક્રૂર.** **૪–૬** ચોથી પંકિત કડીઓમાં એ જ આવ્યા કરે તે કરતાં પ્હેલી આવ્યા કરે તેથી પણ ઐકય સધાય છે, અને વાકછટા લેખે આ યુકિત ચોથીની પુનરુકિત કરતાં ઉતરતી તો નથી જ. જલ–સરોવર, સરોવરનાં જલમાં. ૪થી કડી જરા અસ્ફુટ છે. ત્હારો પ્રાણ પવનમાં તરી રહ્યો છે; પાણી ચળકે છે તે એના જ તેજથી; જલચરો એ ચળકતા પાણીમાં ચંચુ બોળી આકાશમાં એ ત્હારું તેજ જોવા ઉંચી નજર કરે છે. **રડેનો** કર્તા તરુવરો. ગ્રીષ્મમાંની શીતલ છાયા પણ ત્હારા પવનમાં તરતા પ્રાણનો પ્રભાવ છે. **૭** રોઇ રોઇ આંસુ ખૂટયાં. સ્વર અને પ્રતિસ્વર ( રુદનના ) સાંભળી સાંભળી કાન ફૂટયા. દુ:ખની શૂળ પણ શમી છે. પણ દુ:ખ પોતે હજી હૃદયમાં ઘર કરી બેઠું છે તે બેઠું જ છે. **૮મી** કડી પણ જરા અસ્પષ્ટ છે. ત્હારા શ્વાસ ધીમે ધીમે બન્ધ પડયા; નેત્રમાંના દીવા ઠરી ગયા; પણ ચહેરા ઉપર તેજ અને સ્મિત ( આત્માએ એટલાં તો છાંપેલાં ), આત્મા ઊડી ગયો તે પછી પણ એ ત્યાં કાયમ રહ્યાં. **નાવડી** શબ્દ દીવડી સાથે પ્રાસ માટે આવ્યો છે: આધાર એટલો જ અર્થ છે. જીવનમાં ભાવનામયતા ખીલવવાનો મ્હારો મુખ્ય આધાર ડુબી ગયો. **૯** ત્હારી સ્મૃતિ ઉરે જડાઇ છે તે અમર રહેવાની.



## ૪૨ તું ગઇ અને હવે?

### ત્યારે ગઇ શૂં—રમણભાઇ મહીપતરામ નીલકંઠ (મકરન્દ).

**છન્દ** ઉપજાતિ.

**વિષય** ગૃહિણી ગૃહ મુચ્યતે : નરના ચિત્તને સ્વસ્થ સ્થિર અને એક

ચતુર્લે રાખતું મધ્યબિન્દુ વ્હાલી નારી છે, જે વિરલ દાખલાઓમાં માતા કે બ્હેન ભાભી પુત્રી કે મિત્ર બનેલી કોઇ વિધવા પણ હોઇ શકે ખરી, તથાપિ સૌએ નવ્વાણું કે એથી પણ વત્તા પ્રમાણના દાખલાઓમાં પત્ની જ હોય.

અર્થ ૧ **તાકીતાકી** લગ્ન પછી થોડાજ સમયમાં આ જોડી તુટી એમ બતાવનારો આ એકજ ભાવ કૃતિમાં રહી ગયો છે–આવી ગયો છે. ૨ ત્હારું મુખ દર્શન નહીં, ત્હારો પ્રેમાનુભવ અટક્યો, મ્હારા જીવનનું એ મધ્યબિન્દુ ફૂટ્યું, પ્રેમ-પાશે નિશ્ચિન્તતા અને નિરાંતની આશે તેમ નવીકરણ–અનુભવે ફરીફરીને જે હું તુંકને આવ્યા કરતો તે પૂરું થયું,–ત્યારે હવે પછીનું શું વારુ ? અહો તારા અને ધૂમકેતુના તરંગ આ તદ્દન સાદી અને નગદ વાસ્તવિક બાબતમાંથી આપોઆપ ફુટી નીકળે છે; એનું નામ કવિતાનો ફુવારો.

૫ સુખો દુઃખો આદિ સૃષ્ટિમાંનું તમામ; સુખદુઃખ તમામ, સૃષ્ટિમાંનું તમામ, એમ બેવડો અન્વય લેતાં પણ તાત્પર્ય એ જ. ૬ સજીવન ચિત્તને અક્ષોભ કે જડતા અશક્ય છે; (એને ધ્રુવદશા જેવું શિયું મોહક નામ આપિયે તો ય એ જડતા જ); અને તું જતાં અસ્થૈર્ય વધે જ ને. ૭ **જેન ન મુકયે કંઇ ખેંચનારું**–છાયા ગ્રહ અને તારા મુકાબલે. ૮ **જાઉં** ? કેટલાક ધૂમકેતુ એક સૃષ્ટિ ખંડ છોડ્યા પછી પાછા કદાપિ ત્યાં આવે નહીં, એમ જાઉં તે જાઉં જ ? દ્વિરુક્તિ અને ઉથલો વિષય પૂરો થયેલો જણાવવાની સાંકેતિક યુક્તિ છે, ઉપનિષદો જેટલી પ્રાચીન.

આ પ્રમાણે માંડેલો વિષય તો અહીં પૂરો જ થયો, એમ નરી કલા ગમે તેટલી ઉચ્ચ સૂક્ષ્મ શક્તિસંપત્તિ વાળી હોય પણ ખાતરીપૂર્વક જોઇ શકે નહીં, નરી કલા આને લમ્બાવવા જાય, વચ્ચે કંઇક વિશેષ અલંકરણ ઉમેરવા જાય, અને આખું બગડે. નરી સરલતા નરી નિખાલસતાને જ સાધ્ય છે, એટલે કે ચારિત્રગુણ છે, કલાશક્તિ નથી.



૪૩ વિરહ:

**સખે ઉર થયેલ એક*—બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર**

**છન્દ** પૃથ્વી; વલણ તરીકે સોરઠો. ‡ સોરઠા પછી સૉનેટ છે. સૉનેટ વિષે આપણા સાહિત્યમાં પૂરતી ચર્ચા થઇ છે, એટલે એટલું જ જણાવીશું કે ગમ્ભીર અને એક બે કે ત્રણ વિચારવળાંકો પણ સાથે સુશ્લિષ્ટ અર્થ આ બન્ધમાં કવિત્વાનુકૂલ રુચિરરૂપ પામી શકે છે.

**વિષય** આ કર્તાએ કાવ્યના વિષય અને બાહ્ય રૂપ પરત્વે અનેક પ્રયોગો કર્યા છે. તેમાંથી બરાબર લાક્ષણિક એક પ્રયોગ શોધી કહાડવો મુશ્કેલ છે. લેખકની બલિષ્ટ ભારક્ષમ, ઓજસવાળી શૈલી અહીં વિરહ જેવા કરુણ વિષયમાં પણ વિશિષ્ટ રૂપ ધારણ કરે છે. કર્તાનું મૂલ " વિરહ " નામે કાવ્ય લાંબું છે, તેમાંથી બે એક પછી એક આવતા ખંડને સળંગ કૃતિ ગણીને અહીં મુકયા છે. બંને ખંડ નાયકની ઉક્તિ છે. નાયકને પ્રિયતમાના મૃત્યુનો ઘા ખમ્યાને થોડા માસ થઈ ગયા છે, એટલે સામાન્ય જન માને કે હવે તેનો ઘા રૂઝાવા આવ્યો છે; પણ ખરી હકીકત એમ નથી. એનો ઘા ઊંડો છે. માત્ર પોતાની લાક્ષણિક પ્રકૃતિથી તે પોતાના ઘાને મિત્રની આંખથી પણ છુપાવી શકયો છે. આ નહીં સમજનાર મિત્ર તેને ફરી ઘર માંડવા કહે છે, તેને નાયક

---

* આ નમૂનાની પસંદગી અને તે ઉપરનું વિવરણ રા. રા. પ્રસ્થાનતંત્રી ભાઇ રામનારાયણ વિશ્વનાથ પાઠકનું આ સમૃદ્ધિ તર્ફ બન્ધુકૃત્ય છે. મેં આ માલા એમના માસિકમાં આદરી, તો તેમાં એમણે આ ઉમેરી આપ્યું. પ્રસ્થાનના વિ. સં. ૧૯૮૬ ના આશો માસના અંકમાં આવેલું એમનું વિવરણ અહીં છાપતાં, તેને આ ચોપડીની યોજના પ્રમાણે ગોઠવી લીધું છે, મ્હને ભાઈ પાઠકે લગાડેલા બે શબ્દ ફેરવું છું, બે ટિપ્પણ ઉમેરું છું, બાકી એમણે લખ્યું છે તેમ જ રાખું છું.—બ.

‡ **પ્રવાહી પૃથ્વી** આ પૃથ્વી અત્યાર સુધી પરમ્પરાથી પિંગલમાં આવતો પૃથ્વી (અક્ષરવૃત્તોમાં) ઓછામાં ઓછો ગેય છે, તેમાં નિર્દિષ્ટ કરેલો યતિ આવશ્યક નથી, વગેરે તેનાં લક્ષણોનો લાભ લઈ આ લેખકે તેમાં બે ન્હાની સરખી દેખાતી છૂટો લીધી. (૧) તેનો પંક્તિ અંદરનો યતિ કહાડી નાખ્યો, (૨) અને પંક્તિઓમાં ગમે ત્યાંથી આરમ્ભાઇ ગમે ત્યાં પૂરાં થતાં વાકયો તેમાં મુકયાં. આથી અન્તનો વિરામ પણ નીકળી ગયો. અર્થને ઇષ્ટ વિરામ એ જ યતિ બન્યો; છન્દ અનેક પંક્તિમાં વ્હેતો પ્રવાહી બન્યો. ( ચાર ચાર પંક્તિએ શ્લોક વા કડી, એ લક્ષણ પણ ઉડી ગયું. ) અંગ્રેજીમાં બ્લૅન્ક વર્સ કહે છે તેને નિકટમાં નિકટ ગુજરાતી પદ્ય હજી સુધી આ જ જણાયું છે. બ્લૅન્ક વર્સના ઉપહાસમાં દા. જોહનસને કરેલો આક્ષેપ, જે એ માત્ર દૃષ્ટિનું પદ્ય, કર્ણનું પદ્ય નથી, તે આ પ્રકારના પૃથ્વીને લાગુ પડતો નથી, કારણ કે પૃથ્વીનો લય આમાંથી અદૃષ્ટ થતો નથી. લાંબાં ટુંકાં વાકયો આવી આ છન્દમાં વાકયાર્થ-વિરામ-જન્ય નવો જ, સંગીતથી સ્વતંત્ર, લય ઉત્પન્ન થાય છે. અને લાંબાં વાકય માગી લેતા ગમ્ભીર ભાવોને કવિતામાં ઉતરવાનો અવકાશ મળે છે. આ પ્રયત્નની શરુવાતમાં કદર ન થઇ પણ ગુજરાતીનો અભ્યાસ વધતાં કવિતાક્ષેત્રના નવીન સાહસિકોમાં લોકપ્રિયતા પામ્યો છે, એ જ એવું ભવિષ્ય બતાવે છે.

આ સિવાય લેખકે એક ગુરુને બદલે બે લઘુ મુકવાની અને દ્રુત બોલાતા લઘુ સ્વરની શૂન્ય માત્રા ગણવાની છૂટ કવચિત્ લીધી છે. નદી પૂરમાં આવી કાંઠા ભેદે તેમ વિચારઊર્મિ પ્રબલ બની પદ્યનું નિયંત્રિત સ્વરૂપ કયાંક ભેદે છે, તેનો સુન્દર

આ કાવ્યથી ઉત્તર આપે છે. નાયકનું મર્મભેદી દર્દ, તે સહન કરવાને પુરુષાર્થ, જગત તર્ફનો સત્યનિષ્ઠ વૈરાગ્ય, મિત્ર તર્ફનું માર્દવ, જૂના સમ્બન્ધની જ વફાદારી એ સર્વ (છીછરી કે વેવલી લાગણીના કથનથી નહીં પણ) અહીં પ્રજ્ઞાથી આપેલા ઉત્તરમાં, સુરુચિ અને કલાથી વ્યક્ત થાય છે.

**અર્થ** ૧–૪ સદ્ગતનો સમ્બન્ધ કોઈ ઊર્મિના ક્ષણિક ઉભરાનો નહીં પણ કાલસિદ્ધ અનુભવ ઐક્યનો હતો, જે એકત્વને યમનું વજ્ર જ છેદી શકે. યમ ઉરને છેદીને એક ટુકડાને માનવેન્દ્રિય પ્હોંચી ન શકે ત્યાં ફેંકી દે છે. બીચારો અવશિષ્ટ ટુકડો રગેરગમાં કમ્પતો મૂર્છામાં સમય વીતાવે છે, વળી એ મૂર્છા પણ દુઃખના અભાનની નથી, દુઃખના તીવ્ર ચમકારા પણ તેમાં થયા કરે છે. ૫–૮ વખત વ્હેતો જાય છે. હૃદય સ્વાભાવિક રીતે ભૂતકાલમાં પાછું જાય છે. ત્યાં ત્હારી સાથેના જૂના લાંબા સમ્બન્ધનો સુર જાગે છે, વધે છે, ખીલે છે, અને હૃદય ત્હારા તર્ફ આકર્ષાય છે. કારણ કે તું શબ્દોથી નહીં પણ મ્હારા હૃદયને જ નિમંત્રે છે. તું પણ મ્હારા જેવું સૌહાર્દના સહજ ધર્મને અધીન બીચારું મનુજ ને! મ્હારા દુઃખે દુઃખી અહીં તું તણાઇ તણાઈને આવ્યા કરે છે. ૯–૧૩ ત્હારું ભલું થજો! આ દુઃખપારાવારમાં એક તું જ સાન્ત્વનનો દ્વીપ મ્હારે છે. મ્હારા જખમો રૂઝવવા અને મ્હને ફરી યૌવને ચડાવવા, અર્થાત્ ફરીને લગ્ન સમ્બન્ધ કરાવવા, મ્હારો અન્તસ્તાપ મટાડવા શીતલ જલની અનેક સીધી અને અટપટી ન્હેરો તું વ્હેવડાવે છે. **સહજ–ઉક્તિમાં** સીધી ને અટપટી, એ શબ્દો સૂચવે છે કે મ્હને આઘાત ન પ્હોંચે એવી રીતે દૂરની સૂચનાથી યુક્તિ પ્રયુક્તિથી તું મ્હને સમજાવે છે. મ્હારે માટેની ત્હારી કોમળ લાગણી સમજી શકું છું. તું પણ માનવ એટલે એમ કરે જ. પણ મ્હારા સમ્બન્ધમાં એ ઉપચારો વ્યર્થ છે. ભાઇ, તું મ્હારો મિત્ર પણ મ્હને ઓળખતો નથી. એ જવા દે. ૧૪—૨૧ ભગવાન કરે ને કિશોરાવસ્થાથી આપણી મૈત્રી બન્ધાઇ છે તે મૃત્યુપર્યંત પ્હોંચે. મ્હારે હવે પરણવાનું શું પ્રયોજન હોઈ શકે? ન્હાનપણથી મ્હારાં-ત્હારાં વડીલો ત્હારાંમ્હારાં વડીલો હતાં, તેમ હવે મ્હારાંત્હારાં ફરજંદો ત્હારાં ને મ્હારાં

---

દૃષ્ટાન્ત 'દ્યુતિકણી' ની છેલ્લી પંક્તિ છે. આવી છૂટ કલાદૃષ્ટિએ લેવાય ત્યાં છન્દને પ્રતિકૂલ બન્યા વિના એમાં તે અન્તરે અન્તરે વૈવિધ્ય પૂરે છે.

પ્હેલા ખંડને અન્તે સોરઠો વલણની ગરજ સારે છે. પણ જૂના વલણમાં કાવ્યના થોડા શબ્દોનું પુનરાવર્ત્તન થતું, તેને બદલે અહીં એ વૃત્તાન્તવિચારનો વળાંકો દર્શાવવાનું અને ઉપસંહારનું કામ કરે છે.

ન થઈ શકે ? થશે જ. અને જગતનાં સુખો માટે આ ઉપાય સૂચવતો હો, તો કહું છું જે હવે મ્હારે મન એ **સર્વ** સુખો ક્ષણિક છે, બહુબહુતો માત્ર સવાક્ષણિક છે! એ સર્વ ત્હારાં થજો, પણ મ્હારે માટે પ્રયત્ન ન કરતો. **ક્ષણિક વા સવાક્ષણિક** એ જોડાક્ષરોના થડકાર સાથેના ઉચ્ચારમાં નાયકનું દબાવેલું હુસકું નથી સંભળાતું ? (ઉચ્ચારણના રવ માત્રથી અર્થભાવ આદિને પોષે એવા સ્વરવ્યંજનના ઉપયોગને કર્તા સૂક્ષ્મ શબ્દાલંકૃતિ કહે છે.)* એ હુસકું સાંભળતાં સુહૃદ ચમકે છે. તેને કહે છે, ભાઈ, એમાં ચમકે છે શું ? તું મ્હારો મિત્ર છે. મ્હારા મનની સ્થિતિ પૂરેપૂરી સ્પષ્ટે સ્પષ્ટ જાણવી તે ત્હારો ધર્મ છે: મ્હારે મન જગતના લ્હાવા હવે ક્ષણિક જ છે.

**૨૨-૨૩** નાયકના મનમાં સદ્ગત તર્ફની પ્રેમનિષ્ઠા પણ છેવટે જરા છતી થાય છે. પોતાની આર્ત્તિમાં પણ નાયક સદ્ગતનું એક સુખ જુવે છે, એક ઉરનાં બે અર્ધ થઇ એક દૃષ્ટિપાર ફેંકાય, તેને આપણે મોત કહિયે છિયે. તો બાકી રહેલાનું શું છે, **જીવતું મોત** જ કે બીજુ કંઈ ? આ જીવતું મોત, મોત કરતાં વધારે વસમું છે, નિઃસંશય. અને આ જ્ઞાનમાં ભલે પ્રકાશ હોય, પરન્તુ સાથે તાપ પણ છે તે અસહ્ય છે. એ તાપથી તો સખી ભલા ઉગર્યાં ! ગમે ત્યારે પણ જોડ તુટવાની હતી, અને સખીને નાયક ભોગવે છે તેવું દુઃખ પડત જ,--બેનું ઉર એક જ એટલે એમ જ થાત, તેના કરતાં નાયક કહે છે મ્હારે માથે આ પડયું તેજ ઠીક થયું. **જ્ઞાનાગ્નિજ્યોત** એ જોડાક્ષર ખડકલામાં હુસકાંનો અવાજ સોરઠાના લયમાં સંવાદી રહીને સંભળાય છે.

**ધ્રુતિકુણી—૧થી૧૪**-પ્રભુને સમ્બોધેલું છે. એમાં નાયક વિધુરાવસ્થાના ઉંડા અનુભવો વ્યક્ત કરે છે. **૧-૫** મૃત્યુ પ્હેલાં સ્વકીય દેહમાં હતી તે હવે આખા બ્રહ્માંડમાં વેરાઇ ગઈ છે; જેમ એક ગ્રહ તુટતાં ઘન રૂપ ખોઈ અસલરૂપે ફરીને નિહારિકા (nebula નેબ્યુલા) થઇ રહે છે. વ્યસ્ત બ્રહ્માંડે રહેલી એ જાણે કે મ્હારી (નાયકની) સામે જુવે છે, જોઇ રહે છે, મુખદર્શન કરાવ્યા કરે છે. ક્વચિત જાણે શબ્દો પણ બોલે છે. **૬-૧૦** આ અનુભવો સર્વે સ્થિતિમાં,--એકાન્તે ને એકાગ્રતામાં, થાકમાં, વિપદમાં, ગ્લાનિમાં—અકારણ જ ઉઠે છે; શમે છે વળી ઉઠે

---

* અહીં મારા અધીન મતે સૂક્ષ્મ શબ્દાલંકૃતિ માત્ર નથી. ભાઇ રા. "દબાવેલું હુસકું" કહે છે, તેમાં વધુ મહત્ત્વનો શબ્દ નામ કરતાં વિશેષણ હોય, તો આમાં કટાક્ષ એટલે હુમર (humour)નો ધ્વનિ પણ ખરો. (જુવો ભણકાર પૃ. ૧૫૯-બ.)

છે; નાયકના દેહની છાયા જ્યાં પણ દેહ જાય ત્યાં સાથે જાય, એમ આ ચેષ્ટા જ્યાં ને ત્યાં થયા કરે છે; ચિત્ત એમય થઇ ગયું છે. ૧૧-૧૪ આ અનુભવો જડ અનુભવો નથી; એ તો સૂક્ષ્મના હુમલા, તે જડ નયન શ્રવણાદિ બાહ્યેન્દ્રિયો શી રીતે સહન કરી શકશે ? અને સહન કરવાની એમની શકિતની હદ આવી ગઇ, તો ?— તોયણ શું, ભલે ગમે તે થઈ જાવ ! ‡ પણ અનુભવપથમાં આવેલી એ ધ્રુતિકણી સર્વદા ઝગો; તેને ગ્રહણ કરનાર આ નયન શ્રોત્ર હૃદય અને આ આખો પંડ વિમલતર વિમલતમ ઉત્તરોતર બનો, જેથી તેનું ગ્રહણ વધારે શુદ્ધ સ્વરૂપે થાય. આ નાયક સ્થૂલને ગૌણ જ ગણી ચેતન સમ્બન્ધને જીવનનું સાર્થરૂપ સમઝે છે.



૪૪ **મીઠી સાથે ભાત :**

**ડુંગર કેરી ખીણમાં—વિઠ્ઠલરાય વ્રજેશ્વર આવસ્થી.**

છન્દ દોહરા અને ભુજંગી†

**અર્થ** **કોસ** કુવાનું પાણી ઉપર આણવા માટે ચામડાનો. **રાડ** બૂમ ફરિયાદ. **સાથી** ખેતરમાં કામ કરનારો પગાર ખોરાક આદિ બાંધી રાખેલો મજૂર. **રોંઢો વાળુ** અને **શિરામણ**: મધ્યાહ્ન પછી, રાતે, અને પરોડમાં ખાવા માટેનાં ત્રણ ટંકનાં નામ. **ભાત**, રાંધેલું અન્ન. **સાલ**, ખેતરમાં પાકેલા અને પાકતા ઊભા છોડ. **ગાળી** વચગાળાનો ભાગ, ડુંગરાઉ અને ગીચ ઝાડીવાળો. **પાછળથી** વાઘ અને સિંહમાં આ ફેર છે. **થપાટ** પંઝો. **ગોત** શોધ. **દેખા દે** જ્હેમી લોક હજી વાત કરે છે જે એનું ભૂત જોવામાં આવે છે.

ઘણા લેખકો ગોપકાવ્યો ગ્રામ્ય કાવ્યો આદિને નામે જે હતું નહીં છે નહીં હશે નહીં એવું કપોલકલ્પિત ચિત્ર ઉપજાવીને તેની રેખાઓ અને રંગને સાચાં માની મનાવી રાચે છે. આવા "ખોટા ઓપ" વાળી "કવિતા" દરેક ભાષામાં છે. આનાં જેવાં વાસ્તવ ચિત્ર, સીધાં, સાદાં, છબી જ પાડી લીધી હોય એવાં પણ છબી કરતાં વિશેષ અર્થ અને દ્રાવકતાવાળાં બહુ થોડા આલેખે છે.

મૂલની એક કડી (૧૨મી) છોડી દીધી છે.

---

‡ જુવો ભણકાર પૃ. એ જ. દર્શન ત્યારે શ્રવણ નહીં; શ્રવણ ત્યારે દર્શન નહીં; એમ રહે ત્યાં લગી વિધુર એ અનુભવોને ભ્રમણા ગણી શકે. બંને સાથે થવા લાગે, એકાશ્રયી અનુભવાય, તેનું નામ "ભૂત" નું દર્શન. વળી વિધુર એ "ભૂત" ને "ભૂત" ન ગણે, તેને જવાબ દેતો થાય, તેની પાછળ જતો થાય, એટલે દુનિયા એને ગાંડો થયો ગણે. ભલે તેમ થવાનું હોય, તો તેમ થતું !—મ્

† **ભુજંગી**—ય(માતા)ય(માતા)ય(માતા)ય(માતા).

## ૪૫ સ્મૃતિશેષ વડીલ પૂર્વજ આગળ નવીનનું આયશ્ચિત :
## પિતાજી પત્રને પુષ્પે—ન્હાનાલાલ દલપતરામ કવિ.

**છન્દ** અનુષ્ટુપ, પ્રવાહી ( અથવા પ્રાચીન ) જાતનો. આ કૃતિમાં અંત્ય પ્રાસ છે એટલો વિશેષ છે.

**વિષય** રા. રા. ન્હાનાલાલનું અછાન્દસ "ડોલન" ઘણાને અપ્રિય છે; મેં તો રા. રા. નરસિંહરાવ અને રમણભાઇની માફક પ્રથમથી જ એની વિરુદ્ધ અભિપ્રાય જાહેર કરેલો છે. 'વર્સલાઈબર' કહેવાય છે તે, યુરોપના પ્રતિષ્ઠિત વિવેચકો પણ સ્વીકારે છે, 'વર્સ' જ નથી. કોઇની પણ એવી માપહીન કૃતિને આ સંગ્રહમાં સ્થાન હોય નહીં. * તથાપિ રા. રા. ન્હાનાલાલ સાચા કવિ છે, અને પદોમાં અને પદ્યોમાં એમણે એકથી વધારે જાતિમાં રચેલી કૃતિઓ ઉંચી છે. એમની એક ગેય કૃતિ ઉપર આવી ગઇ ( કૃતિ **૨૨** મી ). અને આપણા વિદ્યમાન કવિઓમાંથી આ અતિ ન્હાના સંગ્રહમાં પણ બીજી કૃતિ જેટલી જગા મેળવવાનો હક્ક પણ એમનો છે. તો અહીં એમની આ ગંભીર પ્રાયશ્ચિત્તકૃતિ જ આપું છું. વિ. સં. ૧૯૦૧ થી ૧૯૮૯ લગીમાં રચાયલી કોઇ પણ ગુજરાતી કડીઓ અમર ( અર્થાત્ ચિરંજીવી ) નીવડે તો આ કડીઓ અમર નીવડશે, એવું મ્હારું અધીન મત છે. અને વાંચનારને સૂચવું છું કે એક વ્યક્તિનું પોતાના પિતાના આત્મા આગળ પ્રાયશ્ચિત્ત, એટલો જ એ પંક્તિઓનો અર્થ નથી. સુધારા અને દેશોદ્ધારને નામે સંસ્કૃતિના પરંપરાપ્રાપ્ત સાતત્યની સાંકળ તોડી નાંખીને અનાર્યતામાં અને ક્રાંતિમાં ઝંપલાવતા પશ્ચિમમોહિત ઝમાનાનું પોતાના જનક પૂર્વજ અને વડીલ આર્ય ઝમાનાઓની આગળ, વિનમ્ર ભાવે આંખમાં માય નહીં એમ છલકાતાં આંસુ સાથે અને ગાલ ઉપર પોતીકા હાથે તમાચા મારનાર નવીનનું પુરાણના પાદપંકજે, એ

---

* 'ડોલન' પદ્ય નથી પદ્યનો ઉપહાસ છે, તો એ પદ્યાભાસી અગદ્ય રચના વ્યુપહાસકો માટે ફાવે પણ છે. 'વ્યુપહાસક' એટલે 'પ્રતિકાવ્ય' (પૅરડી parody) વિકૃતચિત્ર, ઠઠ્ઠાચિત્ર, ( કૅરિકેચર caricature ), વગેરે. જુવો 'મોટાલાલ', વલ્લભ, 'સુન્દરમ્' ચંદ્રવદન, વગેરેની જાણીતી કૃતિઓ. વર્સલાઇબર વિષે સૌથી ઓછાં પ્રતિકૂલ પૃથક્કરણ અને ચર્ચા માટે જુવો J. L. Lowe કૃત Convention and Revolt in Poetry. એ પ્રતિષ્ઠિત વિવેચક કહે છે,–હજી એ રચના પ્રયોગદશામાં છે, એના વિષે નિશ્ચિત મત બંધાતાં વાર છે. અને એ તો અંગ્રેજી ભાષાની પ્રકૃતિ પ્રમાણેની વાત.

નિઆલસ પ્રાયશ્ચિત્ત છે,–એવો અર્થ પણ એ પંક્તિઓમાં સ્થલે સ્થલે સ્ફુરી આવે છે તો આપણે એ વિશાલતર ગભીરતર સત્યતર અર્થને વળગી, તેને જ મુખ્યાર્થ ગણવો. દલપતરામ અને ન્હાનાલાલને ગમે તેટલા મોટા માણસ ગણિયે, મોટા માણસ એટલે મોટા કણ માત્ર; જે કોઇ પોતાને અગર પોતાનાં વિષે આથી વિશેષ દાવો કરે છે તે દરેક ઝખ મારે છે બેશક. એટલે એવા માત્ર વૈયક્તિક અર્થ કરતાં એક ઝમાનાનું પૂર્વજ ઝમાનાઓ આગળ પ્રાયશ્ચિત્ત એવો અર્થ વિશાલતર અને ગભીરતર જ ગણાય. અને આપણા પ્રાંતમાં નર્મદનો દાખલો જાણીતો છે તેવા બંગાળ પંજાબ આદિ પ્રાંતોમાં પણ થયા છે, એટલે આ વધુ વ્યાપક અર્થ વધારે સાચો પણ છે, અને વાંચનાર માત્રને વધુ અસરકારક તો છે જ. વિશેષ સ્ફુટતા માટે જુદા શબ્દોમાં એને એ કહું તો આ પ્રાયશ્ચિત્ત રા. કવિનું પોતાનું વૈયક્તિક કાર્ય છે એ હકીકત સાથે આપણને સમ્બન્ધ નથી; 'સુધારકો'માં "વૈદ્યે પ્રથમ જાતે પોતાનું વૈદું કરવું" (Physician heal thyself !) એ આત્મશોધક બુદ્ધિનો ઉદય જે ઝમાનાએ અનુભવ્યો, તે ઝમાનાનું આ પ્રાયશ્ચિત્ત છે. રા. ન્હાનાલાલના આ કાવ્યની સાથે એમના જીવનના બીજા કોઈ ક્ષેત્રની સક્રિય પ્રતીતિઓનો કેટલો ને કેવો મેળ છે તે તપાસવાનું કામ આપણું નથી. ભાવનાઓ વિચારણા અને જીવનચર્યામાં વિસંગતિઓ નામે નહીં, એવો માણસ અત્યન્ત વિરલ. વળી દરેક દેશના સુધારકોની કવિતામાં કર્તા (કવિતા કલાથી જાણ્યે અજાણ્યે દબાઇને) આચારમાં કે વિચારક લેખે પોતે હોય તે કરતાં વધારે રૂઢિરક્ષક હોવાનો જ. આટલા લંબાણ વડે પણ આવા મોટા વિષયનું અછડતું દિગ્દર્શન જ કરાવી શકું છું તેથી જ વાચકે સન્તોષ માનવા કૃપા કરવી.

'પિતૃતર્પણ' કાવ્યના ૧૦૧ અનુષ્ટુપોમાંથી અહીં ૩૮ જ છે લીધા છે, તેમાંથી પ્હેલા ૨૦ દલપતરામને કે કોઈ પણ એક વ્યક્તિને કેટલા લાગુ પડે, એ મતભેદનો વિષય બને, તે કરતાં આપણા પૂર્વજ વડીલોની આર્યતાને તે કેટલા લાગુ પડે, એ વિષે બહુ જ ઓછો મતભેદ થવાનો, એમ માનું છું. વીશ અનુષ્ટુપ પૂર્વજ પ્રશસ્તિ નવ પ્રાયશ્ચિત્ત, અને નવ પિતૃદેવો ભવ એ મહામંત્રના શ્રવણના, એમ કવિતાના ત્રણ વિભાગ ચોકખા પડી જાય છે. આ નમૂનો અહીં છાપતાં કર્તાની જોડણી અને વિરામચિહ્નોની વિચિત્રતા ત્યજી દીધી છે.

કર્તાની કલમ મોટે ભાગે રોમાન્ટિક શૈલીવિહારી છે તે આ દાખલામાં પણ દેખાઇ આવે છે.

**અર્થ ૧ વસંત** દલપતરામની પુણ્યતિથિ, ઇ. સ. ૧૮૯૮ ના માર્ચની ૨૫

મી, વિ. સં. ૧૯૫૪ ના ચૈત્ર શુદ ૩ શુક્રવાર તો હું એ સ્મરણોનો પ્રેરિત રસહોરી ગાવાને ઠેકાણે.પિતાની છબી જ દૃષ્ટિ સન્મુખ કરું. ૩ **પુણ્યશ્લોક** વિખ્યાત, ખાસ કરીને વિશુદ્ધ સાત્ત્વિક ચારિત્રને માટે વિખ્યાત: નલ, યુધિષ્ઠિર, હરિશ્ચંદ્ર જેવાને જ લાગુ પડે. ૪–૫ હિમાલય જેવા હૈયાના ગર્ભમાં આસ્થા આદિ જ્યોતિશિખાઓની દીપમાલા દીપી રહેલી. ૭ પંક્તિનો પૂર્વાર્ધ ખડબચડ છે; પંક્તિ ૧૯, ૩૨, ૫૦, ૬૨ અને ૬૬ ના પૂર્વાર્ધ પણ પ્રવાહી નથી. પણ છોતેરે પંક્તિ એક જ ઢાળમાં વહે એવું કૃત્રિમ માધુર્ય પણ કોઇને જ રુચે. ૮ આત્માનો અન્તશ્ચક્ષુ આગળ ખુલતો મહાસાગર બાહ્ય મહાસાગરથી જરાય ન્હાનો નથી. એમાંનાં મોતી જરાય ઉતરતાં મૂલ્યનાં નથી.

૭ અને ૯ સંસારથી દૃષ્ટિ સંકેલીલીધી, બ્રહ્માંડથી ચક્ષુ વાળી લીધાં, આ શબ્દોમાં દલપતરામ નામે અમુક વ્યકિતની કાયા અમુક વયે પ્રજ્ઞાચક્ષુ બનેલી, એવો પણ અર્થ હોય પરંતુ અહીં આપણને તે સાથે નિસબત નથી. દલપતરામને જ અગર કોઇ પણ એકવ્યક્તિને જ લાગુ પડે એવો આ પ્રથમની ચાળીશ પંકિતઓનો અર્થ આપણે નથી લેવો; આપણા આર્ય વડીલોના આખા વર્ગને, તેમનામાંના ઉત્તમ ભાગને, લાગુ પડે તેટલો જ અર્થ લેવો છે.

૧૨ **પરમાનંદ** પરબ્રહ્મને જ સુલભ એવી શાંતિ. **૧૫** ત્હમારી સારપનો લાભ મેળવનારાઓએ ત્હમને આશીષોનો બદલો આપ્યો. **૧૬** આ કૃતિમાં બેચાર ઠેકાણે ઉપનિષદોનાં અમર વાકયોની છાયા કુદરતી રીતે આવી જાય છે, **દેહી કેરો મહારથી** નરનારાયણની અખંડ જોડ. **ઇંદ્રિયોના અશ્વ** એ ચરણ કર્કશ લાગે છે. **પ્રભુની દિશામાં** રેખા માત્ર પણ આડુંઅવળું ફંટાયા વગર. વિષયો (૧) સામાન્ય અર્થ; (૨) પ્રદેશો.

૧૮ **યોગી**, કર્મયોગી, નિષ્કામ કર્મયોગી. ૧૯ સૌ ડાળીઓ અનુભવ, જ્ઞાન, તપ, ભકિત ચારે. ૨૦ મૂલમાં અહીં છેલ્લો શબ્દ યે છે. યે=પણ, એ=ઉપલી.

મૂલમાં અહીં લગીના ૫૫ અનુષ્ટુપમાંથી ૨૦ જ લીધા છે, દલપતરામને જ લાગુ પડે એવા તો ખાસ છોડી દીધા છે. અહીંથી અંત સુધીના ૧૮, મૂલમાં પણ ૧૮ જ છે.

**૨૧ પિતૃભાવ** પિતા માટે આદરભાવ હોય તેના જેવાં આચરણ, કુલીન બાલકનાં આચરણ, છાંડી સ્વચ્છંદે અરે વિરુદ્ધ ભાવે વર્ત્યો. **ખડવું**, ચ્યુત થવું. કાઠિયાવાડી બોલીમાં સાંધો હાડકું કે અંગ ' ખડી ગયું ' કહેવાય છે.

૨૨ અવમાનના કરી, સત્કારવા જોઇતા હતા. મેં તો તુચ્છકાર્યા; આદરભાવથી વર્તવું જોઇતું હતું, મેં ઉલટી જ વર્તણુંક ચલાવી; કિશોર વયમાં અને ગદ્ધાપચીશીમાં—કહો કે ઉછાંછળી બેસમઝ પાશ્ચાત્ય પચ્ચીશીમાં—' સરસ્વતીચંદ્ર ' માંના ' ઉદ્ધતલાલ ' જેમ વર્ત્યો. ગારો કાદવ શબ્દ એટલો તો આકરો છે, કે મૂલમાં આ પંક્તિનો પહેલો શબ્દ ને છે, ત્યાં મેં રે લખવાની છૂટ લીધી છે. આગળ "ઝેર કીધા" "પંક," " અળચીતરાં " ( અવળચંડાં વર્તન ) વગેરે પણ એટલા જ સખ્ત છે. પશ્ચાત્તાપની તીવ્રતાની છાપ વાંચનારના મન ઉપર પૂરેપૂરી ઉપસાવે છે. ૨૪ મ્હારા આત્માનું છીછરાપણું હણ્યું; મૃત્યુનો આ ઘા એવો વાગ્યો કે હું ઉંડો થયો, મ્હારી દૃષ્ટિ આખી યે ફરી ગઈ; આર્યતા મ્હારામાં જન્મવા પામી, અને આ નવા તેજે હું જોઈ શકું છું, જે એ તો ત્હમે મ્હને જન્મની સાથે જ આપેલો શ્રેષ્ઠ વારસો હતી. મ્હારા અતીવ નિરંકુશ ઉધમાતોમાં પણ હું ઉખડી ન ગયો, તેનું ખરું કારણ, મેં આજ લગી સ્વપ્ને પણ ધારેલું નહીં એવું, અર્થાત્ આ આર્યતાનો વારસો હતું, એ પણ હું હવે જ જોઇ શકું છું. હજી પણ જ્યાં જ્યાં માટી-કાદવ-પંક હોય ત્યાં ત્યાં પંકજ ( કમલ )-કે પંકજ ઊગી નીકળવાનો સંભવ-માનશો. ૨૬ **સંચવું**, **સાંચવું**: મહામૂલ્ય વસ્તુને સંભાળથી ઉંડી ગુપ્ત મુકવી, " સંચ " માં, સુરક્ષિત રહે એમ. **તે** ને ઠેકાણે મૂલમાં બીજો **એ** છે.

૩૦ હો: થાય. કો ભૂતકાલ=અદીઠ સિંધુ, તેનો મહાધ્વનિ, આકાશવાણી શો, ઘેરા તુમુલ તોફાનના મહાઘોર શો ઘોરતો, સમસ્ત જીવનના સાર રૂપ, પ્રભુના શબ્દ જેવો. ચંદ્રની જ્યોત્સ્નાધારા શો, સુધામય; કારમો પણ દિગ્વિજયી અને નિર્ણાયક: વિશ્વકોલાહલને પ્રભુનો શબ્દ શમાવે, ઘોર અંધકારને ચંદ્ર ઉજાળે, તેમ મ્હારાં બાલ્યકાળથી આજ લગીની સ્મૃતિઓ મુઝવણો તોફાની ઊર્મિઓ ગળી બંડવૃત્તિઓ, સર્વને શમાવતો, ઉજાળતો, જીતતો; ચારિત્રને નવે નામે ખીલવનાર બીજ જેવો બીજમંત્ર, અવિરામ, અજેય શાંતિસિદ્ધિ મંત્ર. ૩૭ પુરાણા એ. યુગોને યે—એમ વાંચતાં બે ય સાથે બોલવા સાંભળવા નહીં પડે.

૩૮ पितृ देवो भव प्रिय. હે વ્હાલા, તું પુત્ર, તું તર એ જ અમારી પણ અમરતા; તું ડૂબ, એ તો અમારો પણ વિનાશ. અને માટે, હે તાત, સમઝ, પુરાણી અને સનાતન આર્ય સંસ્કૃતિના તારને તોડનારી ક્રાંતિનો* માર્ગ ત્હારે માટે.

---

* ક્રાંતિ, વ્યુત્ક્રાંતિ: રેવોલ્યૂશન ( revolution ); સમુત્ક્રાંતિ ઈવોલ્યૂશન ( evolution ); સમુત્ક્રમવું to evolve, સમુત્ક્રમે છે, સમુત્ક્રમ્યું, સમુત્ક્રમશે.

સમુત્ક્રાંતિનો નથી, ઘોર અપાય અને સત્યાનાશનો છે; આર્ય સંસ્કૃતિના તારનું સાતત્ય સચવાય એવા માર્ગે જ આર્યબાલકો સમુત્ક્રમશે, ન અન્યથા, ન અન્યથા.

આ વિવરણથી સંતોષ ના થાય એવા વાંચનારને માટે ઉમેરવું પ્રાપ્ત થાય છે કે કવિતા અને કલાની રીતિ વિચારણીજનું સૂચન માત્ર કરે છે. આ સૂચનને તે મંથનોત્તર શાંતિ નિરૂપવાની પોતાની પદ્ધતિએ બનતું મનોવેધક બનાવી શકે, પરંતુ સૂચન તે સૂચન જ. કવિતાકલા પ્રતિપાદન પણ કરવા મંડી પડે ત્યાં જ તેમાંથી કલા-પરી ઉડી જાય: શકુન્તલાનો જન્મ થતાં જ, એ નવાં બાલકનાં પોષણ ઉછેર આદિ વ્યવહારકર્તવ્ય આવી લાગતાંજ, મેનકા ઊડી ગઈ હતી, તેમ. વિચારના સંપૂર્ણ પ્રતિપાદનને માટે જિજ્ઞાસુએ ઇતિહાસ, શાસ્ત્ર અને ફિલસૂફીનું ક્ષેત્ર ખેડવાનું રહે છે જ.‡



૪૬ ગરીબોનાં હૈયાં:

## સાણેક સાધેરાં ડેરાં દેવનાં--હંસરાજ હરખજી

છન્દ પદ, ચમનકલ્યાણ રાગ.

વિષય અમરેલીના હંસરાજ કવિનાં પદોની બે ત્રણ ન્હાની ચોપડીઓ બ્હાર પડી છે તેમાં રા. રા. કરસનદાસ જગજીવનદાસ ચીતળિયાએ ઇ. સ. ૧૯૨૭ માં બ્હાર પાડેલા ચોપાનિયામાંથી આ નમૂનો લીધો છે. બે કડી છોડી દીધી છે. કવિનાં ઘણાંખરાં પદ ખીચડિયાં લાગે છે; વિષયનું ઐક્ય અને તેની સારી માંડણી થોડાનાં જ છે. સંગીતની મીઠાશ લગભગ દરેકમાં છે, કેટલાકમાં અસાધારણ; અને એ પદોની લોકપ્રિયતા આ ગુણને આભારી છે. આ અહીં લીધું એટલે રા. રા. લલિતનું "ધા સુણિયે" પ્રસ્થાન માસિકમાં લીધેલું તે છોડી દઈને બીજું લીધું.

---

‡ કડી ૩ નો પ્હેલો શબ્દ ઘોરે વાંચવો.

વગેરે. વિપ્લવ; ડેલ્યૂજ ( deluge ), જલ ફરી વળે એવો પ્રલય. નાશ, વિનાશ, પ્રલય=ડિસ્ટ્રક્શન ( destruction ), ડિસોલ્યૂશન ( dissolution ). જવાબદાર લેખકો અને વક્તાઓએ આ ભારે શબ્દો તેમના અર્થ સ્પષ્ટ અને જુદા જુદા છે, તે ધ્યાનમાં રાખીને જ વાપરવા ઘટે. બેજવાબદાર લેખકો અને વક્તાઓના ઉત્પાત (ઉછાળા) થી ભાષા ખેડાતી પોષાતી નથી, કે શક્તિવાળી નથી થતી, ઉલટી રૂંધે છે. વારુ devolution ઊર્ધ્વગામી નહીં પણ અધોગામી ક્રાન્તિ માટે ગુજરાતીમાં કયો શબ્દ વાપરીશું? ઇવોલ્યૂશન માટે ક્રાન્તિ ન વાપરિયે સમુત્ક્રાન્તિ અને ઉત્ક્રાન્તિ જ વાપરિયે, તો તો ડીવોલ્યૂશન માટે ક્રાન્તિ શબ્દ જ સારો છે —અપક્રાન્તિ વાપરવાની જરૂર જ ન પડે.

**અર્થ** ૧ **ડેરાં** દેહેરાં (કાઠિયાવાડી ઉચ્ચારણ) ૧૦૮ નામ, એક હજાર દશ હજાર નામમાં પણ સુણવામાં ન આવે એવાં નવાં. **એવા** એટલાં તો. **ભૈયાં** હાથ, એમને બાથમાં ઘાલો, ભેટી પડો. ૨ **અમૃતજલ** દયા, આંસુ. ૩ સ્નેહી સમ્બન્ધીને આપવું એ તો વ્યવહાર, કેટલીકવાર એકનું દશગણું મેળવાય એવો સોદો પણ એ હોય. **દેવતા** દેવ. ગરીબોને તદ્દન નિઃસ્વાર્થે સેવનારા દેવ ક્યાં મળશે? **સુરવર આપુક** દુકાળ જલપ્રકોપ પ્લેગ આદિ, જે દરમિયાન હજારો માણસો અણધરાતી જઠરાગ્નિ-ભૂખે પીડાય છે. બીજા યજ્ઞ-ધર્મકાર્યો **આયાવી** માનજે. ૫ **એલડિયાં** યમલ, સહોદર. મોટાન્હાના તવંગર ગરીબ એ ભેદ જૂઠા છે, સૌ એક પિતાના સમાન ભાંડુ. એ જ સાચું છે.



૪૭ **ગઝલ:**

**ગુજારે જે શિરે ત્હારે—બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા.**

**છન્દ** પદ, ગઝલ: સાત કલનો એક સન્ધિ: બે સન્ધિએ ચરણ: બે ચરણે પંક્તિ, બે પંક્તિએ કડી. પણ આ પંદર કડીમાં આઠ ઠેકાણે તો કવિએ ચરણાન્તનો વિરામ અવગણી કડીને (ચતુષ્પાદને બદલે) દ્વિદલ બનાવી છે.‡

**વિષય અને કવિ**—સુખદુઃખ લાભાલાભ હારજીત રાગદ્વેષ નરમાદા આદિ દ્વંદ્વોની પાર, અગમનિગમ આરે, રહેલાં, સમતા મૈત્રી અને કરુણા (એક શબ્દમાં —સર્વાત્મભાવ)માં સંસિદ્ધ થયેલા ઓલિયાઓના બોધનો યત્કિંચિત પ્રસાદ.

આવો પ્રસાદ ઝીલવાની યોગ્યતા એમના ઝમાનાના કવિહૃદયોમાંથી બુદ્ધિપ્રધાન અને બુદ્ધિશકિતના અભિમાની મણિલાલ નાભુભાઇની ખાસ ઓછી હતી, તો બાલાશંકર જેવા સરલ અને છેક ભલા માણસની ખાસ વધારે હતી. બાલાશંકર કેટલોક સમય તો નશાબાજ* થઇ ગયેલા, એટલી એ યોગ્યતા બેશક ઘટી. પણ

---

‡ ગઝલમાં વૈવિધ્ય ઓછું છે એમ કહી ગયો છું (ટિપ્પણ **૫**). અહીં જુવો, ૧૫ કડીમાં બધા મળીને સન્ધિ ૧૨૦; તેમાં **લ ગા ગા ગા** થી જુદા રૂપોનો એક પણ જણાય છે ખરો? "બધાં છલબલ" લ ગા ગા ગા છે કે લગા લ લ લ લ? ગો. મા. ત્રિ. ની "દિધાં છોડી પિતામાતા" માં પણ "હવે સુકુમાર ઉર ફાટી" અને "કુસુદની ગન્ધ ગ્રહિ વાયે" એમાં લગા લલગા અને લલલ ગાગાએ રૂપો દેખાય છે, પણ એ લાંબી ગઝલમાં પણ બીજે કયાં ય? માટે જ કહું છું આપણે તો અર્કાન્ જાળવતા **પ્રવાહો** લયને જ વળગવું.

* જુવો રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતાનું બાલાશંકર વિષે વ્યાખ્યાન,

મણિલાલ નશા કે બીજી એબથી ખરડાયા નહોતા એમ કોણ કહી શકશે? વળી આપણા કોઇ પણ કવિની કવિતા ચાલતી કલમે લખાઇ હોય, લખાઇ જ ગયેલી હોય, કર્તા જાતે પણ જાણવા પામે કે આ શું લખું છું ત્યાં તો ચિચ્છક્તિઓએ ગોફ ગુંથી લીધો હોય, તો તે બાલાશંકરની કવિતાઓ છે. એ કાગળો સચવાય તો કૃતિ રહે, અને અનુકૂલતા પ્રમાણે કે કોઇ આસપાસનાં આગ્રહે પ્રકટ થવા પામે, નહીં તો તે જાય, ઉડી જ જાય, જાણે નહોતો પોપટ અને નહોતું પાજરૂં એમ નામનિશાન સ્મૃતિ કશું પણ રહેવા ન પામે. કવિ તો અભિમન્યુ ચક્રાવાના જ્ઞાન સાથે જન્મેલો તેમ કવિત્વશક્તિ સાથે જન્મે છે, અખૂટ અજબ ખજાનો સાથે લાવે છે, તેમાંથી ઝમાનો જેટલો અધિકારી તેટલું જ મેળવી શકે, બાકીનું રહે અણઉઘડયું, સ્ફુટ ચિદ્—વ્યાપાર તળેની ગુહામાં, એ વર્ણન એ ઝમાનાના કોઇને વિષે સાચું હોય, તો તે બાલાશંકર વિષે સાચું લાગે છે.

**અર્થ** ૧ **પ્યારાએ,** જગતના નાથે જે ત્હારે પ્યારું ગણવા લાયક ગણ્યું. ૨ દુઃખનું નિવાસ સ્થાન જ. જેમાંથી આપણને દુઃખજ મળે એવું. ૪ દુનિયાની નજરે જે સારું અને જે નઠારું, એ જોડકું, એ દ્વંદ્વ ત્યજ. ૬ ત્હારા ચિત્તમાં જ ત્હારો જન્મવૈરી ક્રોધ વસે છે. **મહાલક્ષ્મી** મોટામાં મોટો લાભ.

૭ **ઉન્મત્ત** આ શબ્દ આ આખા વાતાવરણમાં સંવાદી નથી. રહે હુબ્યો નિત્યનંદે એમ અર્થ કરવો. ૮ **જો કોઇની** તો પણ બદલામાં મીઠી વાણી જ કહેજે. આપણે જવાબદાર માત્ર આપણે શું બોલિયે છિયે તેના.

૯ આપણે વીનવિયે તો ઉલટું કિસમત આઘું નાસે છે; **ન માગ્યે** જ દોડતું આવે છે. આવે તથાપિ એનો રજ વિશ્વાસ ન કરવો. ૧૦ દુન્યવી પ્રેમ. બેવફા સામું માણસ થશે, અને તું બેવફા એમ ત્હારી નિંદા કરશે નફામાં, નેત્રના બંને અર્થ બેસે. નિંદાના ભાલા ભોંકાશે; અથવા ત્હારે માથે નિંદાના વાવટા ઊડશે. ૧૧ એ દુન્યવી સત્ય તો કીમિયા જેવું જ અસત્ય છે. એનાથી દૂર રહેજે. તથાપિ એની મઝા ભલે જો. અને જે છે, તે બોલી નાખવા ઉતાવળ શા માટે જે? કહેવાશે કરારે, યોગ્ય અધિકારી મળ્યો છે એવી ખાતરી કરી લઇને તેને જ. ૧૪ **નામનાં પુષ્પો** ૧૮ નામ, ૧૦૮ નામ, ૧૦૦૦ નામ, અસંખ્ય નામ, એ જ પુષ્પો; કાવ્યકલાએ માલામાં પરોવીને...

---

વિષયની મુશ્કેલી અને વ્યાખ્યાતાનો કવિ સાથે નિકટ કુટુંબીનો સંબંધ જોતાં, ગુજરાતીમા આવું સત્યવાદી અને સુંદર વ્યાખ્યાન બીજું ભાગ્યે હોય.

**૧૫ મસ્તી** નિજાનંદ, ખુદખુમારી, ઉપર 'ઉન્મત્ત' શબ્દ આવ્યો તેને મળતો આ છે.

*** આ ગઝલ "હરિ પ્રેમ પંચદશી" નામે પાલીતાણા શંભુપ્રેસમાં છાપી ઇ. સ. ૧૯૦૭ માં અનંતરાય માધવજી દવેએ પ્રકટ કરેલી ન્હાની ચોપડીમાંથી લીધી છે. ચોપડીમાં આ ૨૧ મી કવિતા છે; અને પહેલી ૨૩ કવિતા તથા અંતે કલાંત કવિ એટલી જ બાલાશંકરની કૃતિઓ છે. પૃ. ૧૧૨ થી ૧૩૧ લગીમાં છાપેલી બીજી કૃતિઓ મણિલાલ નભુભાઇ, મણિશંકર રત્નજી ભટ્ટ. આદિ વિવિધ કવિઓની છે. પહેલી ૨૨ કૃતિઓમાંની દરેક ૧૫ કડીની છે; એટલે હરિપ્રેમ પંચદશી તે પંદર કૃતિઓ નહીં પંદર પંદર કડીની કૃતિઓનો સંગ્રહ એમ જણાય છે. બાલાશંકરના કવિતાઓ, જે જળવાઇ રહી હોય. તેનો આખો સંગ્રહ રા. રા. નર્મદાશંકર મહેતા જલદી બહાર પાડે તો સારું.



૪૮ **અન્તઃશ્રુતિઃ**

"મ્હને તું ચાહે છે ? **જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી (સાગર).**

**વિષયઃ** ભક્ત કે પ્રભુપ્રેમી કોણ તેની દરેક અંતઃકરણમાં સાબીત કસોટી. આ લેખકની ગઝલો અને કેટલીક સંગીતરચનાઓ સારી છે. પણ એમના વિચાર શૈલી કે અનુભવમાં નવીનતા જણાતી નથી. કલાપી વિશે લાગણી ભરી કવિતાઓ લખનારામાંના એક લેખે તથા સૂફીવાદ અને ફારસી ઉર્દૂ શબ્દો ગુજરાતી કવિતામાં ઘણા વધારે દાખલ કરવા મથનારા લેખે ગુજરાતી કવિતાની વીશમીસદીના પ્રથમ પાયાના ઇતિહાસમાં એમનું નામ ટકશે. કાન્તના એક* કાગળ ઉપરથી જણાય છે કે એમણે "સાગર" ને અહીંની પ્રથમ પંક્તિ મોકલેલી, તે ઉપાડી લઇને સાગરે આ કવિતા લખી; છેલ્લો અનુષ્ટુપ પણ કાન્તની ઢબનો છે.

**અર્થઃ** ૧ અંતઃકરણમાંથી સવાલ ઉઠયો તેને પ્રભુનો (અંતર્યામીનો) પ્રશ્ન, ભણકાર, આદિ કહ્યો છે તે યોગ્ય છે. **શ્રુતિ**-(૧) કાન (૨) **પ્રભુવાક્ય, વેદવાક્ય,** ધર્મના પાળવાનો જ એવો આદેશ પ્રથમ તો એ સવાલ મ્હને બેહુદો જ લાગ્યો. ૩ મુજ મન સ્થિર કરીને મેં એ પ્રશ્ન વિચાર્યો અને મ્હારી પોતાની નાલાયકી સાથે મ્હારા દંભના વાસ્તવિક રીતે દર્શન થતાં...**આંધારી** ભ્રાંતિઓ, દંભો. કે ચાહું છું, ચાહું છું એમ શબ્દો બકયા કરું છું. પણ પ્રેમ તો ઉરધર્મઃ તે ક્યાં ? નથી જઃ જગતપર મ્હારો પ્રેમ હોય તો જ ઈશ્વર ઉપર પ્રેમ છે એવો દાવો કરી શકું. અને હું-મ્હારું વિરુદ્ધ તું-ત્હારું એ ભેદબુદ્ધિ એ અહમભિમાન એ એકલપેટાપણું જીતાય નહીં, ત્યાં જગત ઉપર સમદર્શી વાસ્તવિક પ્રેમ થાય ક્યાંથી ? તો પ્રભુને ચાહું છું

---

* 'સાગર' જણાવે છે આ પત્ર એમને તેમ બીજા ભાઇઓને મોકલેલો, ડિસેમ્બર ૧૯૦૬ માં; અને આ કવિતા લખાઇ ૧૯૦૭ ના જાન્યુવારીની તા. ૩ જીએ. વળી એમને ન્યાય ખાતર ખુશીથી ઉમેરું છું કે અહીં **કમનસીબ** શબ્દ ઉપરથી જે ટીકા કરી છે, તે લાગુ ના જ પડે એવી પણ કેટલીક કૃતિઓ એમણે રચી છે ઉ. ત. જુવો "દ્વિજજીવનની દિશા"-દિવાને સાગર, પૃ. ૬૧-૬૩.

એવો જે હું દાવો કરું છું તે દંભ છે, અને જેમ એ દાવો વધારે વાર કરું છું તેમ હું વધારે પાતત છું એ જ સાચી વાત છે. ૭ **કમનસીબ** આ આખી કૃતિમાં આ શબ્દ સૌથી વધારે નબળો અને ખોટો છે. પણ, પોતાની પતિતતા નસીબ ઉપર કે બીજા કોઇ ઉપર ઢોળી દેવાની આપણી હિંદીઓની બુરી લત સેંકડો વર્ષથી જામી ગયેલી છેઃ ચારિત્ર્યહીન જોઇએ, કમનસીબ તહીં. પતિતતાનો એકરાર આ એક શબ્દ-થી પાછો અર્ધ તો ભૂસાઇ જાય છે.



## ૪૯ નિરભિમાન:

### ભલે મન વિવેકહીન—હરિહર પ્રાણશંકર ભટ્ટ,

છન્દ પૃથ્વી.

**અર્થ** ૧-૨ બુદ્ધિહીન જડતા તે તિમિર, કલ્પનાહીન દષ્ટિ તે કૃપમંડૂક દષ્ટિ. ૫ પૂર્વનાં સ્ખલનોનાં સ્મરણથી. ૧૨ માં પણ ક્રમ ઉલટાવીને, તુજ કરુણાના કટાક્ષથી. ૬ મદ-નઠોર, મદ અભિમાનને જોરે નઠોર. અહંકારીઓ કેટલા નઠોર ( લાગણીહીન ) હોય છે તો સૌના અનુભવની બાબત છે. મદ-નઠોર એ નવો સમાસ સુંદર અને સચોટ છે. ૯ સૂર્યના કિરણો ૧૦ બતાવવા. તે જ પ્રમાણે આગ . ગણાવવા, શિશુ એ ધનુપ નિહાળીને ભાઈબાંડુને બતાવવા ધસે છે, હોંસે હોંસે દેખાડે છે, સગર્વ વખાણે છે. જગત વખાણે સગાં સંબંધીઓ ખાસ સૌને દેખાડે, એવી મ્હારી જે કૃતિઓ વિશેષતાઓ વિવિધ રંગરંગી શક્તિઓ અને યોગ્યતાઓ બની આવે છે, તે સર્વ મ્હારી ગણું તો તો હું પણ કૃલ્લણજી, એ એકે મ્હારી નથી જ; મેઘધનુષના રંગો મેઘના નથી તેમઃ એ રંગો સૂર્યકિરણોત્થ છે; મ્હારી જે શક્તિઓ આદિ તે તુજ કરુણાકટાક્ષોત્થ છે. આ ઉપમાપ્રાણિત વિચાર જ નિરભિમાન ( વિનમ્ર.. ) ૩૫ હીરાના ગર્ભમાંનો પ્રકાશફુવારો છે. છેલ્લી કડીમાં એ જ ઉપમા આગળ ચાલે છે. સૂર્ય તપતાં જ મેઘધનુષ તો શું મેઘ છિન્ન ભિન્ન થઈ જાય છે. મ્હને જરાપણ અભિમાનનો ડાઘ લાગતાં કરુણાકટાક્ષને ઠેકાણે મ્હારી સામે પ્રખર કટાક્ષ ફેંક, અને એ વર્ણ વિખેર. એ મેઘ સુકવી નાખ, હૃદયને પણ ભલે તોડી નાખ. વિનમ્ર ભાવે જ ન જીવું, તો જીવન પણ મ્હને ન ખપે. સીધાં બોધકાવ્ય (ડાઇડેક્ટિક પોએટ્રી didactic poetry ) અને બોધગર્ભ બોધવચન સાચી કવિતામાં કેટલો બધો ફેર હોય, તે આ નમૂનો દેખાડી શકે છે. રસ્કિન કહે છે, ઉંચી કવિતામાં **સીધાં બોધવાક્ય** નથી હોતાં, તથાપિ તે વિચારશીલ અધિકારીને

**૧૫ મસ્તી** નિજાનંદ, ખુદખુમારી, ઉપર 'ઉન્મત્ત' શબ્દ આવ્યો તેને મળતો આ છે.

*** આ ગઝલ "હરિ પ્રેમ પંચદશી" નામે પાલીતાણા શંભુપ્રેસમાં છાપી ઇ. સ ૧૯૦૭ માં અનંતરાય માધવજી દવેએ પ્રકટ કરેલી ન્હાની ચોપડીમાંથી લીધી છે. ચોપડીમાં આ ૨૧ મી કવિતા છે; અને પહેલી ૨૩ કવિતા તથા અંતે કલાંત કવિ એટલી જ બાલાશંકરની કૃતિઓ છે. પૃ. ૧૧૨ થી ૧૩૧ લગીમાં છાપેલી બીજી કૃતિઓ મણિલાલ નભુભાઇ, મણિશંકર રત્નજી ભટ્ટ. આદિ વિવિધ કવિઓની છે. પહેલી ૨૨ કૃતિઓમાંની દરેક ૧૫ કડીની છે; એટલે હરિપ્રેમ પંચદશી તે પંદર કૃતિઓ નહીં પંદર પંદર કડીની કૃતિઓનો સંગ્રહ એમ જણાય છે. બાલાશંકરની કવિતાઓ, જે જળવાઇ રહી હોય. તેનો આખો સંગ્રહ રા. રા. નર્મદાશંકર મહેતા જલદી બહાર પાડે તો સારું.



૪૮ **અન્તઃશ્રુતિઃ**

" મ્હને તૂં ચાહે છે ? **જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી (સાગર).**

**વિષય:** ભક્ત કે પ્રભુપ્રેમી કોણ તેની દરેક અંતઃકરણમાં સાબીત કસોટી. આ લેખકની ગઝલો અને કેટલીક સંગીતરચનાઓ સારી છે. પણ એમના વિચાર શૈલી કે અનુભવમાં નવીનતા જણાતી નથી. કલાપી વિશે લાગણી ભરી કવિતાઓ લખનારામાંના એક લેખે તથા સૂફીવાદ અને ફારસી ઉર્દુ શબ્દો ગુજરાતી કવિતામાં ઘણા વધારે દાખલ કરવા મથનારા લેખે ગુજરાતી કવિતાની વીશમીસદીના પ્રથમ પાયાના ઇતિહાસમાં એમનું નામ ટંકાશે. કાન્તના એક* કાગળ ઉપરથી જણાય છે કે એમણે "સાગર" ને અહીંની પ્રથમ પંક્તિ મોકલેલી, તે ઉપાડી લઇને સાગરે આ કવિતા લખી; છેલ્લો અનુષ્ટુપ પણ કાન્તની ઢબનો છે.

**અર્થ:** ૧ અંતઃકરણમાંથી સવાલ ઉઠયો તેને **પ્રભુનો** (**અંતર્યામીનો**) પ્રશ્ન, ભણકાર, આદિ કહ્યો છે તે યોગ્ય છે. **શ્રુતિ**-(૧) કાન (૨) **પ્રભુવાક્ય**, **વેદવાક્ય**, ધર્મના પાળવાનો જ એવો આદેશ પ્રથમ તો એ સવાલ મ્હને બેહુદો જ લાગ્યો. ૩ મુજ મન સ્થિર કરીને મેં એ પ્રશ્ન વિચાર્યો અને મ્હારી પોતાની નાલાયકી સાથે મ્હારા દંભના વાસ્તવિક રીતે દર્શન થતાં...**આ મ્હારી** ભ્રાંતિઓ, દંભો. ૬ ચાહું છું, ચાહું છું એમ શબ્દો બકયા કરું છું. પણ પ્રેમ તો ઉરધર્મ: તે કયાં ? નથી જ: જગતપર મ્હારો પ્રેમ હોય તો જ ઈશ્વર ઉપર પ્રેમ છે એવો દાવો કરી શકું. અને હું-મ્હારું વિરુદ્ધ તું-ત્હારું એ ભેદબુદ્ધિ એ અહમભિમાન એ એકલપેટાપણું જીતાય નહીં, ત્યાં જગત ઉપર સમદર્શી વાસ્તવિક પ્રેમ થાય કયાંથી ? તો **પ્રભુને** ચાહું છું

---

* 'સાગર' જણાવે છે આ પત્ર એમને તેમ બીજા ભાઇઓને મોકલેલો, ડિસેમ્બર ૧૯૦૬ માં; અને આ કવિતા લખાઇ ૧૯૦૭ ના જાન્યુવારીની તા. ૩ જીએ. વળી એમને ન્યાય ખાતર ખુશીથી ઉમેરું છું કે અહીં **કમનસીબ** શબ્દ ઉપરથી જે ટીકા કરી છે, તે લાગુ ના જ પડે એવી પણ કેટલીક કૃતિઓ એમણે રચી છે ઉ. ત. જુવો "દ્વિજજીવનની દિશા"-દિવાને સાગર, પૃ. ૬૧-૬૩.

એવો જે હું દાવો કરું છું તે દંભ છે, અને જેમ એ દાવો વધારે વાર કરું છું તેમ હું વધારે પતિત છું એ જ સાચી વાત છે. ૭ કમનસીબ આ આખી કૃતિમાં આ શબ્દ સૌથી વધારે નબળો અને ખોટો છે. પણ, પોતાની પતિતતા નસીબ ઉપર કે બીજા કોઇ ઉપર ઢોળી દેવાની આપણી હિંદીઓની બુરી લત સેંકડો વર્ષથી જામી ગયેલી છે: ચારિત્રહીન જોઇએ, કમનસીબ નહીં. પતિતતાનો એકરાર આ એક શબ્દથી પાછો અર્ધ તો ભૂસાઇ જાય છે.



૪૯ **નિરભિમાન:**

## ભલે મન વિવેકહીન—હરિહર પ્રાણશંકર ભટ્ટ,

છન્દ પૃથ્વી.

અર્થ ૧–૨ બુદ્ધિહીન જડતા તે તિમિર, કલ્પનાહીન દૃષ્ટિ તે કૂપમંડૂક દૃષ્ટિ. ૫ પૂર્વનાં સ્ખલનોનાં સ્મરણથી. ૧૨ માં પણ ક્રમ ઉલટાવીને, તુજ કરુણાના કટાક્ષથી. ૬ મદ–નઠોર, મદ અભિમાનને જોરે નઠોર. અહંકારીઓ કેટલા નઠોર ( લાગણીહીન ) હોય છે તો સૌના અનુભવની બાબત છે. મદ–નઠોર એ નવો સમાસ સુંદર અને સચોટ છે. ૯ સૂર્યના કિરણો ૧૦ બતાવવા. તે જ પ્રમાણે આગળ ગણાવવા. શિશુ એ ધનુષ નિહાળીને ભાઈભાંડુને બતાવવા ધરે છે, હોંસે હોંસે દેખાડે છે, સગર્વ વખાણે છે. જગત વખાણે સગાં સંબંધીઓ ખાસ સૌને દેખાડે, એવી મ્હારી જે કૃતિઓ વિશેષતાઓ વિવિધ રંગરંગી શક્તિઓ અને યોગ્યતાઓ બની આવે છે, તે સર્વ મ્હારી ગણું તો તો હું પણ ફૂલણજી, એ એકે મ્હારી નથી જ; મેઘધનુષના રંગો મેઘના નથી તેમ: એ રંગો સૂર્યકિરણોત્થ છે; મ્હારી જે શક્તિઓ આદિ તે તુજ કરુણાકટાક્ષોત્થ છે. આ ઉપમાપ્રાણિત વિચાર જ નિરભિમાન ( વિનમ્રતા ) રૂપ હીરાના ગર્ભમાંનો પ્રકાશફુવારો છે. છેલ્લી કડીમાં એ જ ઉપમા આગળ ચાલે છે. સૂર્ય તપતાં જ મેઘધનુષ તો શું મેઘ છિન્ન ભિન્ન થઈ જાય છે. મ્હને જરાપણ અભિમાનનો દાઘ લાગતાં કરુણાકટાક્ષને ઠેકાણે મ્હારી સામે પ્રખર કટાક્ષ ફેંક, અને એ વર્ણ વિખેર. એ મેઘ સુકવી નાખ, હૃદયને પણ ભલે તોડી નાખ. વિનમ્રભાવે જ ન જીવું, તો જીવન પણ મ્હને ન ખપે. સીધાં બોધકાવ્ય (ડાઇડેક્ટિક પોએટ્રી didactic poetry ) અને બોધગર્ભ બોધધન સાચી કવિતામાં કેટલો બધો ફેર હોય, તે આ નમૂનો દેખાડી શકે છે. રસ્કિન કહે છે, ઉંચી કવિતામાં **સીધાં બોધવાક્ય** નથી હોતાં, તથાપિ તે વિચારશીલ અધિકારીને માટે ઉંચામાં ઉંચા બોધસૂચનોથી સભર ભરેલી છે, એ અભિપ્રાયનું સત્ય આવા દાખલામાં જોઈ શકાય છે.

૫૦ વિશ્વસમુત્ક્રાન્તિઃ

**સાગર કુદેનિજ તાનમાં—અરદેશર ફરામજી ખબરદાર.**

છન્દ હરિગીત.

વિષય. ટેનિસન કૃત "ઇનમેમોરિયમ" ના અન્ત ભાગનો. એ વિરહ કાવ્યની છેલ્લી પંક્તિઓ જુવો—

And one far-off divine event
To which the whole creation moves.

( નરજુમો ગઝલ ) અને તે દિવ્ય ચોઘડિયૂં ઘડાતૂં આદિથી પલ પલ,
ઘડાતૂં સર્ગ મંડાયો ત્યહાંથી યુગ યુગે પલ પલ,
અહો તે દિવ્ય પલમંગલ !-વધી ધીરે ખિલી સકલે
સમુત્ક્રાન્તિ પુરેપૂરી સજે ઉત્ફુલ્લ સૃષ્ટિ જ્યાં !

વિજ્ઞાન પ્રધાન ઓગણીશમી સદીનું યુરોપની સંસ્કૃતિ જે અનિવાર્ય પ્રગતિ ( ઇનેવિટબ્લ પ્રોગ્રેસમાં માને છે, વા માનવામનાવવા મથે છે, તે અવશ્યંભાવિ પ્રગતિમાં શ્રદ્ધા આ કાવ્યનો વિષય છે. અને અસ્ફુટાર્થ વિષય માટે સમભાવી વાચકમાં અનુકૂલ વાતાવરણ સર્જી તે દ્વારા કર્તાની પ્રતીતિ અને શ્રદ્ધા તેને ઉપદેશે, તેને પાય, એ રોમાન્ટિક કવિત્વરીતિ જ કર્તાને જાણ્યે અજાણ્યે વાપરવી પડે. સુશ્લિષ્ટતા અને મિતાક્ષરતાના કલાસિકલ ગુણ આ શૈલીમાં પણ મણિશંકર જેવા કવિને સાધ્ય છે (જુઓ કૃતિ ૫૮ મી). રા. રા. ખબરદારને સંગીતની ધુન દ્વારા શું ન સધાય વારુ ? બધું જ સધાય—એ વલણ વધારે છે.

આ બાર કડી "સંધ્યાકાળે સાગરકિનારે" સંદેશિકા પૃ. ૧૪૫-૯ ની ૧૭ માંથી લીધી છે. કૃતિને ટુંકાવી છે, અને ૧૦ મી ૧૧ મી કડીની એક કરી નાખી છે, આખી કૃતિ એમ વધારે અસરકારક થતી લાગવાથી. તથાપિ આવી છૂટ લેવા માટે રા. ભાઈ ખબરદારની ક્ષમા માગી લઉં છું. બીજાં કાવ્યોમાં કરેલા ફેરફારો કૃતિ ટુંકાવવા માટે, પંક્તિ સુધારવા માટે, અર્થની સ્પષ્ટતા માટે, શબ્દશુદ્ધિ માટે, કવિની બેદરકારી સમારી લેવા માટે, ગમે તે કારણે કર્યા હોય, કર્તાને જણાવવા અશક્ય કે જણાવવા રહી ગયા હોય, વળી કર્તાની સંમતિ મળી હોય તથાપિ તેના દિલમાં ખટક રહી હોય, એવા સર્વ દાખલા માટે પણ અહીં સાથે લાગી ક્ષમા માગી લઉં છું.

**અર્થ** ૧ **ગૂઢ લેખે,** અસ્પષ્ટ નિશાનીઓ વડે. ૨ કર્તાએ આખી

કૃતિમાં **રેતોં** લખ્યું છે, તેને **રેત** કરી નાખવ.ની છૂટ લીધી છે. દિવસે બધું સૂર્યપ્રકાશમાં છૂટું છૂટું ઉપસી આવે તે નિત્યસર્ગ. રાતે અંધારામાં પાછું અવ્યક્ત થઈ જાય તે નિત્ય પ્રલય. આ નિત્યસર્ગ તારાઓનો તો પ્રલય. ત્યારે નિત્ય પ્રલય તે તારાઓનો સર્ગ. ૩ ઉન્નતિ અવનતિ જાણે રાતદિવસ કે ભરતીઓટની માફક એક નિયતિક્રમ. પણ આમ માત્ર અસ્તોદયક્રમ જોનારું નેત્ર, વિશેષ **ન** જોઇ શકતું નેત્ર, **ભાર વહેતાં પ્રાણીનું** બેઅક્કલ નેત્ર ગણાવાને પાત્ર છે. ૪ કેમકે નિત્યપ્રલયમાં પણ જેમ તારાઓનો ઉદય છે, તેમ દરિયાતળે જતો માનવ, **મોતી** ( મોટા લાભ અદ્વિતીય સુંદરતાવાળી ચીજો ) પણ કમાય છે; ઉંન્નતિ કરતો માણસ તારા ખોતો નથી ઉલટોને ખાટે છે. તથાપિ એકંદરે તો બેઅક્કલ નેત્રની માફક અક્કલવાળી આંખને પણ ઉદયાસ્તની ભરતીઓટના ક્રમ જેવો જ વિશ્વક્રમ લાગે છે. ૫ આ તે શું સત્ય કહેવાય, આ તે કંઇ શુદ્ધિ કહેવાય, એવી શંકાઓથી વિચારશીલ માણસ પણ મુક્ત થઇ શકતો નથી કેમકે માણસનું નેત્ર સમગ્ર દર્શન કરી શકતું નથી. પરિમિત દર્શન એકદેશી દર્શનનું જ તેનું ગજું છે. અને તોપણ ભાવિમાં દૂર સુદૂર ભાવિમાં એક પળ આવશે, જ્યારે બધી છુટી છુટી કડીઓનો માણસ આખી સાંકળી રૂપે–આ કેઑસ (chaos) ને કોસ્મૉસ (cosmos') રૂપે આ અપૂર્ણ ને સંપૂર્ણ રૂપે, જોઇ શકશેઃ આ ગોટાળાને વ્યવસ્થિતસર્ગ રૂપે જાણશે. કેમ જે તે પળે વિશ્વ અને તેમાંની દરેક વસ્તુ,–ન્હાનામાં ન્હાની તેમ જ મોટામાં મોટી,–સંપૂર્ણતાએ પહોંચેલી હશે. ૬ જે જે માણસને નેત્ર છે તે,—અને નેત્ર કોને નથી વારુ એટલે,— દરેકે દરેક માણસ તારાઓને પણ જોવાની શક્તિ ધરાવે છે. જડ કુદરતની બ્રહ્માંડના બીજા સર્વ અંશોની પ્રગતિ અને ખીલવટ ચાલે છે, તેની સાથે સાથે માણસજાતિની પણ ચાલી રહી છે. માણસ જે કંઇ કર્તવ્ય કરે છે તેથી જે સંકુચિત તાત્કાલિક અર્થને કાજે એ કરતો હશે તે અર્થ સધાય છે, તેની સાથે સાથે તેની પોતાની ઉન્નતિનો પણ સધાય છે. **ભેદાભેદ**, ભેદો, ઉચ્ચનીચ આદિ તફાવતો. ૭ **મંજરી ભર**, થોકે થોક મંજરી. ૮ આ સમુત્ક્રાંતિમાં જડ વિશ્વમાંની કેટલીક મોટામાં મોટી વિભુમાં વિભુ જેવી દેખાતી વસ્તુઓ નાશ પણ પામે. પરંતુ માનવજાતિની ઉત્તરોત્તર સમુત્ક્રાંતિ જ થવાની નિઃસંશય. ૯ આ કડી ઉપલા વિજ્ઞાનવાદી વાતાવરણ સાથે આપણું વેદાંતિ વલણ પણ સંવાદી છે એમ આપણને સુઝાડે છે. ૧૦ **આતુર નયનઃ** (૧) આતુર એવાં નયને, (૨) આતુર નયન છે જેનાં એવો હું, એમ ગમે તે રીતે અર્થ એક જ છે. **રાસ,** આ સમુત્ક્રાંતિ, આ અનિવાર્ય પ્રગતિ જે ગગનમંડલે એટલે આખા વિશ્વમાં ચાલી રહેલી છે.

૫૧ પિંડે બ્રહ્માંડ :

**સૌ મુજમાં મુજમાં મુજમાં રે—ગણપતરાવ ગોપાળરાવ બરવે.**

૭૦૬ પદ, રાગ વસન્ત. કડીમાંની દરેક પંક્તિ ચૌદ માત્રાની છે, ૩ અ+ગ અથવા લલ. પ્લુત વડે સોળ માત્રા થઇને ત્રિતાલમાં ચાલે છે.

કવિ માત્ર સંગીતાચાર્ય નથી, બહુશ્રુત વિદ્વાન અને કવિ પણ છે. આ નમૂનો એમના ગાયનવાદન પાઠમાલા વિ ભાગ ૩ છન્દોગીતવિનોદમાંથી લીધો છે. આ મહાન ગ્રન્થની ગુજરાતે શી કદર કરી ? એ વાત જ જવા દ્યો. બીજું જુવો—ગુજરાતી ભાષામાં પિંગળ ઉપર લખનારાઓમાં દલપતરામ, રણછોડભાઇ ( એમના મહાગ્રન્થની પણ ગુજરાતે જરા યે કદર નથી કરી ), કેશવલાલ ધ્રુવ, નરસિંહરાવ ભોળાનાથ, અને આ ગણપતરાવ, એ પાંચને પિંગલશાસ્ત્રીનું પદ ઘટે છે. પાંચેની કંઇ ને કંઇ વિશિષ્ટતા છે, રા. બરવેએ પિંગલમાં કેટલુંક સર્જક કામ પણ કર્યું છે.

અર્થ ૨ શ્રી શોભા. ૪ તડ તડ અવાજ, ગાંઠો ફાટે તેના. ૫ મજહબ ધર્મ. ત્રિપિટક " ત્રણ પેટીઓમાં સંગ્રહેલ " બૌદ્ધ ધર્મગ્રન્થોનું સંયુક્ત નામ છે. રહેવું સહેવું આચાર સંયમ અને ત્યાગ માટે જુદા જુદા નિયમો. ૬ અફલાતૂન પ્લેટો, દ્+અ=દ ઉચ્ચારણ કરવું. નટવર શ્રી કૃષ્ણ. શિવજી શિવાજી. ગુપ્ત પ્રકટ અને એ બેની વચ્ચે એમ ત્રણે હું જ છું. સોડહમ્ વેદાન્તીનો જાણીતો મંત્ર, અહીં એનો અર્થ જરા જુદા દષ્ટિબિન્દુએ કર્યો છે. આ દરેક ચીજ મ્હારામાં છે, આ દરેક હું પોતે જ છું; આ દરેક એટલું જ નહીં પણ આખા બ્રહ્માંડમાંની દરેક. હું=અહં=વૈયક્તિક મનુજત્વ. હું=આત્મા=સામષ્ટિક ચૈતન્યત્વ, એ વેદાન્તી અર્થની જાતિનો પણ તેનાથી અત્યન્ત વિસમ્વાદી ( કૉન્ટ્રરી contrary ) અર્થ, તે આ કાવ્યનો વિષય છે. આ દષ્ટિને વ્યક્તિમાંજ સમષ્ટિના અધ્યારોપની દષ્ટિ કહિ શકાય. આ દષ્ટિ પ્રમાણે "પીંડે તે બ્રહ્માંડે"=પંડમાં જ જો ને, એમાં શું નથી, એમાં જ આખું બ્રહ્માંડ જો આ રહ્યું ! અને આ દષ્ટિ ખરી કે ખોટી તેની ચર્ચા અહીંના હોય.

---

* આપણા તર્કશાસ્ત્રની પરિભાષામાં કૉન્ટરી અને કૉન્ટ્રાડિક્ટરી ( contradictory ) નો ભેદ મ્હને જડતો નથી. આપણું આખું ન્યાયદર્શન **પદાર્થ** વિષયક છે; પદાર્થ જેને કહે છે તે બાહ્ય વસ્તુ-સૃષ્ટિને એ શાસ્ત્ર અને એ દર્શન સ્પર્શે છે પણ ખરું કે ? ન જાને ! પણ હું તો પૂછીશ: પૂછું મ્હને કહેવું. એટલે અહીં કૉન્ટરી માટે તેની જાતિનું અત્યન્ત વિસમ્વાદી એમ લખવું પડ્યું છે. હિન્દી ઉર્દૂની જેમ આવા અંગ્રેજી શબ્દોને જ અપનાવી લેવાથી પ્રજાનો વિચારવિકાસ ત્વરાથી અને કુદરતી રીતે

૫૨ સાક્ષાત્કાર સીડીનાં સાત પગથિયાં :

કહોને સખી શ્યામ—અનવરસિયાં આઝમસિયાં કાજી (જ્ઞાની)

છન્દ પદ, 'રઘુપતિરામ હૃદેમાં રહેજો રે' એ રાહની ગરબી.

**કૃતિ** મુક્તિસીડી એવું ટૂંકું નામ પણ આ કૃતિને શોભે. જે રૂઢિપ્રાપ્ત કાવ્યવર્ગનો એ નમૂનો છે તે પ્રમાણે એ "સાત વારની ગરબી" પણ કહેવાય. આ નમૂનો ભક્તિ શૃંગારનો છે. અને આ ગરબીને સૂફીમાર્ગી, 'વેદાન્તી, યોગમાર્ગી, ભક્તિમાર્ગી જેવી ગણવી હોય તેવી ગણો; ચારેમાં જે જે વાતે એકવાક્યતા છે તે તે વાતો જ કર્તાએ આમાં છેડી છે. કર્તાએ ગઝલોમાં પોતાનુ તખલ્લુસ "અનવર" અને બીજી કૃતિઓમાં "જ્ઞાની" રાખ્યું હતું.

**અર્થ** ૧ મુસ્લિમોના સપ્તાહમાં પ્હેલો શનિવાર અને છેલ્લો શુક્રવાર છે; એમનો વાર સમીસાંઝથી સમી સાંઝ લગીનો, સૂર્યોદયથી સૂર્યોદય લગીનો નહીં.

**મહાસુન** માયા ભ્રમણા આદિથી વિમુક્ત થયેલી બુદ્ધિ તે શૂન્ય. સુરતી (એકાગ્રતા) થી ભક્ત પોતાના ધ્યાનને (એટલે પોતાને) તાલુસ્થાનની ટોચે આવેલા બ્રહ્મરંધ્ર (બંકનાળ) થી ઉપર ખેંચે છે, ત્યારે તે માયાવિમુક્તિ પામે છે. આત્મા [એટલે પરમાત્મા -પૂર્વના સૂફી, વેદાન્તી, યોગી, ભક્ત સર્વે सर्वंखलुब्रह्म એવી પ્રતીતિવાળા સર્વેશ્વરવાદીઓ છે—સર્વેશ્વરવાદનું અંગ્રેજી નામ પૅન્થીઈઝમ્ pantheism] તો કાયમ આ માયાવિમુક્ત સ્થિતિમાં છે જ. એ "પ્રેમી" એ નારાયણ પોતાનું ધામ જે મહાશૂન્ય (नारा) તેમાં બ્રહ્મરંધ્રથી જ પ્રવેશાય એવા અગોચર (ઇંદ્રિયાતીત, વાચાથી પર) **અસરગઢમાં** રહે છે. એના દર્શનથી માંડીને એના [illegible] પણ [illegible]તના સામીપ્ય કે સયોગની તૃષા હોય, તો એના ભક્તે (એની માશૂકે) એ પ્રેમધામમાં જવું જોઇએ, માયાથી (દુનિયાનાં પ્રેયોથી) વિરક્તિ થઈ આવી સક્રિય બુદ્ધિ ભક્તને જાગે, તે પ્હેલું પગથિયું.

૨ **રૂખી** ગુરુ. યોગ્ય ગુરુના ચેલા બનવું અને ચેલાને ઘટે એવું આજ્ઞાધીન

---

થાય; કે વિદ્વાનો માત્ર ખજવાળી ખજવાળી યોગ્ય પરિભાષા ઘડે અને દરેક શબ્દનું ઘડતર (કુદરતી [illegible]) તે [illegible]બ્દ સાથે જાહેર કરે, તેમાંથી પ્રજા કેટલાક શબ્દ સ્વીકારે કેટલાકને અ[illegible] એ રીતે જ થવો સમ્ભવે વારુ,—એ મોટો પ્રશ્ન પછાત હિન્દની દરેક પ્રજાના વિદ્વાનોએ ઉકેલવા[illegible] છે. આ વિષયમાં મ્હારું વલણ જાણીતું છે; હું બીજી રીતિને જ વર્યો છું. તથાપિ અંગ્રેજી શબ્દોથી અસંડાતો પણ નથી પ્રજા જાતે ચલણી બનાવી લે છે તેવા સર્વ પરદેશી શબ્દોને ગુજરાતી જ ગણવા રાજી છું.

વર્તન કરી દેવું, તે બીજુ પગથિયું. **સેજે** મોકલે. આ કડીમાં **સૂરત** એટલે સુરતત્વ, પરમાત્મા, "શ્યામળિયો."

૩ **સુખમણ** સુષુમ્ણા. ડાબી ઈડા, જમણી પિંગલા, વચ્ચે સુષુમ્ણા એ ત્રણનું નાડીચક્ર જાણીતું છે, જેને કુંડલિની પણ કહે છે. ઈડાપિંગલાને અનુક્રમે ચંદ્રસૂર્ય નાડી પણ કહે છે. એ બેનાં મૂલ નાભિકમલમાં છે. સુષુમ્ણા ઇંદ્રિયમાંથી નાભિમાં આવે છે અને ત્યાંથી જમણીડાબી નાડીઓ કે શાખાઓની વચ્ચે થડ કે કમલદંડ જેવી બ્રહ્મરંધ્ર લગી જઇ, યોગ્ય સાધનાએ પ્રાપ્ત કરેલી જાગૃતદશામાં, બ્રહ્મરંધ્રમાં થઇને પર ભૂમિકામાં પણ લંબાય છે, અને બ્રહ્માંડના સૂક્ષ્મ તત્વો સાથે સંવાદી બની રહે છે. હઠયોગ અને પ્રાણાયામ કરો. અથવા જ્ઞાનમાર્ગે ધ્યાન અને પ્રાણાયામ કરો, ગુરુ જે શિષ્યને જેમ ફરમાવે તેમ તેણે કરવું. મન ઈડાપિંગલાને ત્યાગી એકાગ્ર ધ્યાનની દશા પ્રાપ્ત કરે, સુષુમ્ણા **સેજે** સ્થિર રહી શકે, તો જ તેને આથી ઉપલાં પગથિયાંનાં સાચાં આકર્ષણ થવા માંડે. ઘણાઘણા સાધકો અહીં જ અટકી જાય છે, અથવા આ દશા સિદ્ધ કરતાં તેમનામાં કંઈ ને કંઇ વિકાર થઇ જાય છે, જેનો સાચો ઉપાય કરતાં ગુરુને પણ ભારે પડી જાય છે, કેમકે એવો વિકાર થતાંની સાથે ગુરુ ઉપરની શ્રદ્ધા પણ મૂળ-ા જેવી રહી શકતી નથી. મનને ઈડા કરતાં પિંગલાથી છૂટું પાડવું ઘણું વધારે મુશ્કેલ છે. રાજા ભરથરીની આખ્યાયિકામાં એની મુખ્ય રાણીને 'પિંગલા' નામ આપેલું છે આ હકીકત સૂચવવાને: પિંગલા–પ્રેમ–વિષયાસક્તિ. ભર્તૃહરિ નામનો શબ્દાર્થ પણ પરમ ભક્ત, સ્વામીથી પૂરેપૂરો આકૃષ્ટ જીવ, એવો થઇ શકે. મત્સ્યેંદ્ર, ગોરખ, ગોપીચંદ આદિની આખ્યાયિકાઓ પણ આવાં દૃષ્ટાન્તકાવ્યો છે; જીવ-શિવના અન્યોન્ય સંબંધને જુદે જુદે ખૂણેથી જોતાં અને આલેખતાં અલૌકિક સર્જનો છે. હરિશ્ચંદ્ર, પ્રહલાદ, વસિષ્ઠ વિશ્વામિત્ર, ધ્રુવ આદિની પુરાણકથાઓ અને અભિમન્યુ અનિરુદ્ધ જેવી કથાઓને પણ બોધકો અને પ્રચારકોએ આવા દૃષ્ટાન્તો લેખે ઘટાવી લીધી છે. અને આ એકીકરણ–પ્રવૃત્તિનો સૌથી મોટો દાખલો કૃષ્ણચરિત્રના જુદા જુદા બનાવોમાં આ બોધ અને આ દૃષ્ટિ છલાછલ ભરી દીધાં, એ છે. મધ્યકાલીન હિન્દની ભક્તિ કહો, એનો ભક્તિયોગ કહો, એનો જ્ઞાન ભક્તિસમન્વય કહો, એનું મહાકાવ્ય કહો,–જે કહો તે આ એક જ.

૪ **અનહદ નાદ** અનાહત નાદ, સ્વયંભૂ ગાન, લોકોત્તર સંવાદ, બ્રહ્માંડ-પ્રવૃત્તિની સાથે ચાલી રહેલો અનાદિ અનન્ત ધ્વનિ. આ અનુભવવા માંડે, આ ચોથે

પગથિયેથી. અને તે પછી બહુ થોડા ભકત પાછા પડે છે ( જો કે કેટલાક છઠે પગથિયે-થી પણ પાછા પડે છે; ) એટલે આત્માપરમાત્માનાં લગ્ન મંગળ અહીંથી મંડાય, એમ વર્ણવે છે.

**૫** બ્રહ્મરંધ્ર ભેદીને પર ભૂમિકાએ પ્હોંચેલો ધ્યાનલીન (સમાધિસ્થ) આત્મા અમુક સમયે નાદ સાંભળવાથી ઉપરની ભૂમિકાએ પ્હોંચે છે, પાંચમુ પગથિયું સર કરે છે, અને શુદ્ધ નિર્મલ બની શકે છે. એને અહં—આપોપું—રહે જ નહીં, એ આ પાંચમાં પગથિયાની સિદ્ધિનું લક્ષણ છે. સર્પ કાંચળી ઉતારે તેમ, જલાશયમ થી માણસ બ્હાર નીકળે ને પાણી એના ઉપરથી ટપક ટપક નીતરી જાય, હવામાં ઉડી જાય, સુકાઇ જાય, એ તદ્દન કોરો થઈ જાય, તેમ—એ ભકત, એ આત્મા દેહ સાથે જોડાયલા અહંભાવથી મુકત બને છે, દેહીતો હજુ છે તથાપિ હવે નથી, એવો બને છે. **નિજ મૂર્તિ** પોતાનું સાચું સ્વરૂપ, પરમાત્મા. દર્શનની પ્રેમયોગની અહીંથી જ શરુવાત થાય. આ પ્હેલાં કદાપિ નહીં. હઠયોગ કે જ્ઞાનની સાધના પૂરેપૂરી સફ્લ થાય તે પછીજ ભકિતયોગ કે પ્રેમયોગના ગણેશ મંડાય. ભકિતને જ્ઞાનથી ઉંચી કહે, તે આ અર્થમાં સાચું છે. અજ્ઞ ભકિત, નામ માત્રનું રટણ, નમસ્કારો જ કર્યા કરવા, એવી એવી જ્ઞાનને તરછોડતી અને અવગણતી ભકિત પણ જ્ઞાનથી ઊંચી, એ તો જ્ઞાનને માટે અનધિકારીઓએ પોતાને ફાવતો ભ્રમ ચલાવેલો છે. જ્ઞાન પૂરેપૂ રું પચાવી લઇને તેના પરિપાકમાંથી જન્મતી ભકિત એજ સાચી ભકિત છે. અને આવી સંસ્કારી સશક્ત અમર ભકિત જ્ઞાન જનેતાનીજ પુત્રી છે.

૬ દેહી તો જીવે ત્યાં લગી એ રહેવાનો, પરંતુ **પાંચ** એટલે પંચ તત્ત્વ (જેનાં દરેક સ્થૂલ બનેલાં છે), અને **પચીસ** એટલે દરેક તત્ત્વના પાંચ એમ પચીસ ગુણો, તેમનાં સુખદુઃખ તેમનાં બન્ધનો તેમની શકિત અશકિતઓ એ સર્વથી આવા ભકત પર થવા માંડે છે, એ છઠ્ઠું પગથિયું. જડ સૃષ્ટિની એને પરવા ઘટતી જ જાય છે. આઠ ન્હાની અને આઠ મોટી સિદ્ધિઓ એવા ભકતને ઓછીવત્તી આ ભૂમિકાએ પ્રાપ્ત થવા માંડે છે, આ પ્હેલાં તો નહીં જ. અને સિદ્ધિઓ મળી ન મળીને કોઇક તે ન જેરવાયાથી પાછા પડે પણ છે, પિંગલાના દાસત્વમાં. સાચા ભકત હોય તે બધા જ ચમત્કારો નથી કરી શકતા. જે અતિવિરલ મહાત્મા આ ભૂમિકાએ પ્હોંચ્યા હોય તે જ કરી શકે. પરંતુ ચોથા પગથિયાની પછીની વાતો સામાન્ય અનુભવની નથી; તેમ એ માનવી જ જોઇએ એમ પણ નથી.

૭ **સુરતી** (એકાગ્રતા) મ્હને અહી લગી લઇ આવી. **ભાવી** ભાવે,

બીજ એક જ વાર વવાતાં ખેડુત જાતે ફરી જાય. એ નવા ખેડુત વૃક્ષ ઉપર નિષ્કામ કર્મોનાં જ ફલ પાકે. લોભ સિંધુ જેવો અપાર અતલ છે; તથાપિ જ્ઞાનનું બિંદુ પણ પ્રાપ્ત થતાં લોભ માત્ર શોષાઇ જાય; પ્રકાશના અણુ માત્રથી ઘોરતમ અંધકાર પણ ઓસરી જાય.

૪ અંતઃકરણ અને ઇંદ્રિયોની વૃત્તિઓ માંહ્યમાંહ્ય કલહ કર્યા જ કરનારી કૂતરીઓ છે. કાશી—મોક્ષાભિમુખતા- મન બુદ્ધિ ચિત્ત અને અહંકાર એ ચતુષ્પાદ પશુનો ચારો સંકલ્પ, મનન, નિશ્ચય, મમત્વ આદિ છે. પણ સંકલ્પાદિ શ્રેયોમાર્ગે વળતાં તે જ (અર્થાત તેમના સાધન વડે જીવ) મનશ્ચતુષ્કને સુધારે છે હઠયોગ રાજયોગ સસલાં છે; પણ કામ ક્રોધ જેવા સિંહને હઠાવે હરાવે છે. નવધા ભકિત માતાની જ પ્રેમલક્ષણા ભકિત પુત્રી છે, પણ એ એક પુત્રી વડે જ ભકિત માત્ર પોષાય છે. પાપી-જન્મેલો તે સાથે પાપ વાસનાઓનો ભારો મળેલો; પણ શમદમાદિ સાધને અસદ્ વાસનાઓનો ક્ષય થતાં તે જ માણસ તીર્થ,—જ્યાં જ્યાં વિચરે જ્યાં જ્યાં દષ્ટિ પડે તે વસ્તુ તે કુદરત તે પ્રાણી તે સમૂહ માત્રના મલ ધુવે છે,

૫ કાન દ્વારા મળતું જ્ઞાન આંતર દષ્ટિ (આંખ) સદ્ગુરુ પ્રભાવે ઉઘડતાં જ શોધી લે છે. કાને સાંભળતાં જ પ્રત્યક્ષવત્ અનુભવી લે છે. સાંભળવામાં આવતાં જ જુદા જુદાં કર્મની ફલ પરંપરા તેની આંખ આગળ જાતે અનુભવતો હોય એમ તરી રહેવાથી તેને શાસ્ત્રપાલન સહજ થઇ જાય. જ્યારે સામાન્ય માણસો સટોરિયા જેવા પામર હોઇ, સટ્ટાનાં દુષ્પરિણામો ફરીફરીને અનુભવવાં પડે અને તોપણ સટ્ટામાં જ પડયા રહે, વૃક્ષ=મનુષ્ય શરીર. વાયુ=વાણી. સામાન્ય માણસ જે શબ્દ કાને પડે તે પ્રમાણે પ્રવૃત્ત થાય છે. ગુરુવાણીથી ફરી ગયેલો વૃક્ષ સામાન્ય વાણી માત્રને હલાવી સન્માર્ગગામિની કરવા મથે છે. સામાન્ય રીતે કાજીઓ હલાલ કરીને જમે છે. અજ—અજન્મા થયેલો રૈયત કાજીના ન્યાય નિકાલોને પણ શુદ્ધતર ન્યાય બોધીને અને પ્રવર્તાવીને ઉડાવી દે છે. કાજીનું કાર્ય સ્થાપિત કાયદા પ્રમાણે જ ચુકાદા આપવાનું છે. કાયદામાંના દોષનું શોધન કરવાનું જેનું કર્તવ્ય તે અધિકારી પુરુષ કાજીના ન્યાયને હડહડતો અન્યાય પણ—યોગ્ય પ્રસંગે— ઠરાવે છે. ધનુષ ભાથામાંના સંચિતને પુરૂષાર્થે ક્રિયમાણ કર્મો સાથે સરખાવવાનું રૂપક જાણીતું છે. ધનુષ ભાથામાંનાં સંચિત અને પ્રારબ્ધ કર્મો જ ફેંકયા કરે ત્યાં સુધી માણસ પામર છે. સદ્ગુરુબોધથી પુરુષાર્થમાં સ્થિર થયેલો માણસ નિષ્કામ કર્મ જ કરવા માંડે છે ત્યારથી એ હૃદયપલટાવાળાં તીર ધનુષને પણ ફેરવતાં જાય છે અને

સાથામાંના સંચિત પૂરાં થતાં લગી એજ પ્રવૃત્તિએ પ્રવૃત્ત રહે છે. સંસારી કુંભાર ચાકડો ફેરવ ફેરવ કર્યા કરે, વીતરાગ દશાનો સ્થિરતા જાણતો જ નથી. જ્ઞાની કુંભારની વાત જુદી છે, ઉલટી છે; પ્રયોજન પૂરતો જ વ્યવહારચાક નિષ્કામપણે ફેરવે છે.

૬ મનને ચાર પગ: કામ, ક્રોધ, લોભ, મોહ. તે જતાં મન સીધું નિઃશ્રેયસ્ માર્ગે ઊડે. મેરુ=બ્રહ્માંડ. બ્રહ્મરંધ્ર જેવાં અતિ સૂક્ષ્મ છિદ્રમાં આંતર દૃષ્ટિ વળી એટલે એ કીડીથી સૂક્ષ્મ આતર દૃષ્ટિ મેરુ જેવા બ્રહ્માંડને ઉથલાવી નાખે, જુદી જ રીતે જુવે સમજે. બાહ્ય શકિત સમૃદ્ધિ વગેરે ઉપાધિ માત્ર છે; એક કે વધુ ઇંદ્રિય પણ ભલે ના હોય; ૐકારનો જપ એટલે કે તેનું અર્થભાવન યથાયોગ્ય કરી શકે તે માણસ ઓબડો હોય તથાપિ તેને વેદવેદાંગ આદિ તમામ વિદ્યા અને જ્ઞાનનું પરમ તત્ત્વ મળે. બ્રહ્મમાં સમાધિસ્થ માણસ નિરક્ષર હોય તથાપિ જ્ઞાનીઓમાં જ્ઞાની અને પંડિતોનો પંડિત છે. સંગીત આદિ કલાઓ આનંદ માટે ભલેને, આનંદનો આનંદ જેને સાધ્ય છે તેના આગળ કિંનરગંધર્વોના આનંદની શી વિસાત વારુ !

૭ અગ્નિ આકળો સદાતપતો અધર્મનો પ્રતીક છે; ઠંડક એથી ઉલટો એટલે ધર્મનો પ્રતીક છે. વિષયવાસના આદિને ત્યજનાર, તેમનાથી તૃપ્તિ ન વાંછનાર, તેમનાથી ભૂખ્યા રહેવામાં જ આનંદનાર તેમની લાંઘણ ઉપર લાંઘણ ખેંચ્યા જ કરે. વિશ્વ ભગવાનનું ચિત્ર છે, જેનો ચિતારો ભગવાન છે. પણ આપણે ભકતો ( એનું એક અત્યંત ક્ષુદ્ર ચિત્ર માત્ર ) એ ભકતવત્સલને રંગ્યા જ કરિયે છિયે, અને એ ગમે તેવી ઘોર અન્યાય્ય નિંદા સ્તુતિને નામે કર્યા કરતા હઇશું, તથાપિ જવાબમાં એનું તે અનિર્વચનીય ગહન સ્મિત જ વિલસ્યા કરે. થાળ=ઇંદ્રિય વિષયો. દેવ-જીવ પ્રારબ્ધ અને સંચિત ખૂટતાં લગી નિષ્કામ પણે કર્મો થવા દેતો દેતો વિષયો વડે ધસાતો ખવાતો જ ( પામર દૃષ્ટિએ ) જણાય છે. અને ઋષિરાજ કહે છે આ સર્વ વિપરીતાભાસી ઘટનાઓ એવી અજબ છે, કે તે સાંભળતાં પત્થર ( છેક બૂઠી લાગણીવાળા ) પણ ખડ ખડ ખડ હસ્યા જ કરે.

આ વિવરણ માત્ર દિશાસૂચક છે. ઉપનિષદ્, પાતંજલ, ભાગવત, યોગવાસિષ્ઠ, શિવપુરાણ આદિના ગહન રહસ્યભાગોનો વાચક જેમ વધારે સંસ્કારી તેમ તે આ કડીઓને વધારે ખૂબીથી ઘટાવી શકશે. અન્ય ધર્મોના સૂફીઓ અને અગમનિગમવાદીઓ ( મિસ્ટિક્સ mystics ) આ જ કડીઓને પોતપોતાને અનુકૂલ અર્થમાં ઘટાવી શકશે. સંસ્કૃત એકાક્ષરી કોષ લઇ બેસિયે, તો વળી આમાંની એકે એક

ઉક્તિમાંથી અનેક અર્થ ઘટાવાય. પણ એવી વિદ્યાતિરેકની પ્રવૃત્તિ નવરાઓને જ છાજે. આખા પ્રબન્ધને અનુકૂલ તેજ અર્થ દરેક ઉક્તિનો લેવાનો. તો પછી એવા અનુકૂલ અર્થ શબ્દોમાંથી સીધી રીતે મળી આવે છે, એવી કૃતિને 'માટે પાંડિત્યના અજીર્ણનું પ્રદર્શન કેવલ કાલક્ષેપ છે.



૫૪ પ્રેમસ્ય ઉપાસ્ય બ્રહ્મ:

દગ રસભર મોરે—મણિલાલ નભુભાઇ દ્વિવેદી.

છંદ પદ; રાગ ખમાચ.

અર્થ—દગ-સ્થાયી અભેદાનુસંધાનથી ઉપજતો પ્રેમાનંદ સ્વરૂપાનંદ, એ બ્રહ્મમયતાની દશા તે જ પરમાત્મા વા બ્રહ્મ, તે જ આ દગ. એ દગને સ્થૂલ દગથી તે કેટલી ઊંચી અને ભિન્ન છે, એ પ્રેમને સ્થૂલ પ્રેમથી તે કેટલો ઊંચો અને ભિન્ન છે, તે વાણીથી વર્ણવી શકાય એમ વર્ણવે છે; આ ત્રણ અર્થ સાથે જોડીને પરંપરાપ્રાપ્ત સાંકેતિક વાણીબલે તેમને સાથે હાંકે છે.

૧. એ સ્થાયી શીત ગંભીર ઉલ્લાસની દશા રસભર છે. એ એક જ દશા યથાર્થ રસભર કહેવાય એવી છે. એ રસ એ ઉલ્લાસ મ્હારામાંથી આસપાસ છલકાઇ પણ રહ્યો છે.

૨. સ્થૂલ દષ્ટિને ઝાંખ વળે, ઝાટ આદિથી તે ક્ષણ મીંચાઇ જાય, નિદ્રામાં તે વધારે વખત અને વખતોવખત બંધ રહે અને એને અંધાપો ય આવે. સ્થૂલ પ્રેમમાં ભરતીઓટ થાય, વિઘ્ન આવે; વચ્ચે વચ્ચે તે છેક ઓસરી જાય, લાંબા કાળ લગી અનનુભૂત રહે, અને મૃત્યુથી તે તુટી પણ જાય. આ દષ્ટિ આ રતિ અવિક્ષેપ નિરંતર સનાતન જાગ્રતિની છે, પલટ ખાય નહીં એવી તે પલકી રહે છે, અનિમેષ સ્ફુરી રહે છે. ૧લી કડીમાં મોરે, પછીની કડીઓમાં બરસાઇ (વર્ષાવી), મચાઇ (મચાવી) એ ખડી બોલીની છાંટ છે; ભજન અને બીજા સંગીતમાં આવે છે એવી.

૩. સ્થૂલ દષ્ટિમાં મદ છે વિલાસવિભ્રમ છે: સ્થૂલ પ્રેમમાં પણ; જેનાથી ઔર લિજ્જત આવે છે; જેનો તહમને પણ અનુભવ હોવો જ જોઇએ. તેનો જવાબ દે છે. આ અનુસન્ધાન મદ અને વિલાસવિભ્રમ ક્ષણક્ષણનવીન તથાપિ એટલા ઉચ્ચરસ અને એટલા તો છે કે એ તેમય જ છે, બાપુ; એ જ એની સુધા એટલે અમરતા દેનારી શક્તિ છે. તહમે જાણો છો તે દષ્ટિઓ અને સ્થિતિઓમાં સુધા નથી, તો તહમે વખાણો છો તે મદ વિલાસ વિભ્રમાદિ ક્ષણિક આભાસ માત્ર છે, બાપુ.

૪. વળી એ દૃષ્ટિ એ દશા જ આ સ્થૂલ દૃષ્ટિ સ્થૂલ પ્રેમાદિ સંસારરૂપ નાટકને–આ ભવરૂપ માયિક ઇતિહાસપટને–એના નવે રસ અને સાતે રંગ અને સુખ દુઃખનો નાના પ્રકારના શોર બકોરમાં ઉપજાવી રહી છે: અગર જો કે આ વચન ત્હમારે શ્રદ્ધાએ જ માનવાનું છે. એ એવું ચમત્કારિક આશ્ચર્ય છે કે તેનો પુરાવો અત્યારે આપવાનું પાલવે નહીં, અને કવિતાનું તો એ કાર્ય જ નહીં.

સુરંગ=સુ+રંગ, એમ અર્થ કર્યો છે; રંગ=રંગભૂમિ, નાટક. કર્તાએ પોતાની ટીકામાં આ અર્થ લીધો છે. સુરંગ=સળંગ, એ અર્થ સાથે ક્રિયાપદ મચાઇ રહી બરાબર બેસે પણ નહીં. અને છેલ્લી કડીમાં મણી=(૧) કર્તાની સહી; (૨) કર્તારૂપ વ્યક્તિમાં, જેમ બીજી વ્યક્તિઓમાં છે તેમ છે તે, બ્રહ્મ; (૩) પારસમણિ; એમ ત્રણે અર્થ લેવાના છે.

૫. માનવ સ્થૂલ દૃષ્ટિ અને માનવ પ્રેમ ઇતિહાસ આદિ તો શું, આ બ્રહ્માંડ આખામાં બ્હારઅંદર તળેઉપર કોઇ પણ દિક્કાલમાં જે કંઈ મૂર્ત છે, હતું, વા હશે તે નામરૂપે આટલી બધી અસંખ્યાનંત ભિન્નતાઓવાળું પણ વસ્તુતાએ એ જ છે, આ ઉપાસ્યબ્રહ્મ જ છે. મ્હારી આ દૃષ્ટિ એ રૂપની થઇ છે તો એ જ્યાં જાય છે જ્યાં પડે છે ત્યાં તે દરેકને તે સર્વને પોતામય મોદમય જ બનાવી લે છે, આનંદરૂપજ જુવે છે. પારસમણી અડતાં ઢેકું, કાષ્ટ, લોહ, અસ્થિ હરકોઇ ચીજ સુવર્ણ અથવા રત્ન થઇ જાય તેમ બ્રહ્મ પારસમણિ મ્હને અડતાં હું મણિ (પથરો) શાશ્વતજ્યોતિ રત્ન (બ્રહ્મ) બન્યો, અને મ્હારી આ દૃષ્ટિ સ્થૂલ મટી, મણિમય બનેલી જ્યાં જ્યાં પડે છે ત્યાં ત્યાં દરેકને રત્નમય મોદમય બ્રહ્મમય બનાવે છે. सर्वं खल्विदं सच्चिदानंदं ब्रह्म.

આ સંગીત* તો છે. અગદ્ય એટલે પદબંધ વા પદ્યબંધ (verse વર્સ) પણ

---

* ગાયન, ગાન, ગીત=સંગીતમય રચના=સારીગમના સુરોની અમુક ગોઠવણીવાળા એમનાં પુનરાવર્તનોવાળી રચના. સંગીતનું લક્ષણ આ સુરાનુપૂર્વી છે; અને એની સાથે સાથે તાલરચના પણ હોય છે.

**મધુર** શબ્દના બે અર્થ:-(૧) ઉપર પ્રમાણે સંગીતમય (musical); (૨) અક્ષરમેળ વા માત્રામેળ પદ્યરચના વડે લયમય, લયવાળું (rhythmical). આ લયપ્રવાહ (rhythm) સાથે સાથે પણ તાલરચના હોય. તથાપિ કવિતા=લયરચના, એ વ્યાખ્યામાં તાલરચનાના લક્ષણને સામેલ રાખવું આવશ્યક નથી. બ્લૅન્ક વર્સ, અર્થાનુસારી લયપ્રવાહ, પદ્ય હોવો જોઇએ, અને તાલબંદ્ધ ના યે હોય બલ્કે ના જ હોય.

છે. આને કવિતા કહેવાય ખરી ? ઉપર બનતી સરલતાએ વિવૃત કર્યો છે તે અર્થપ્રવાહ જેને અનાયાસે બેસે અને એમાં શ્રદ્ધાને લીધે જે આનંદે, તેવા અધિકારીને એ અર્થપ્રવાહ રસિક પણ લાગે, ખૂબીથી કથેલો પણ લાગે, મતલબ કે તેવા ગ્રાહકની કસોટીએ આ કવિતા છે; અર્થપ્રવાહને માટે વાપરેલી વાણી તોતડી અગર સાંકેતિક, પણ તે તો વિષયની ગહનતાને લઇને અનિવાર્ય, એટલી છૂટ પણ એવો શ્રોતા ખુશીથી મુકે. વળી આવા રસથી ઓતપ્રોત બીજી કવિતા તેને બહુ ઓછી મળી આવે, એટલે તેને આ ઊંચી કવિતા પણ લાગે. ઘણી વિરલ ચીજોને આપણે મૂલ્યવાન અને ઊંચી પણ ગણવાના ભ્રમમાં પડી જઇયે છિયે. તાત્પર્ય કે આ વેદાન્તી સંપ્રદાયકવિતા છે.

વેદાન્તને તે વળી માત્ર સંપ્રદાય કહેવાય વારુ ? માનવ સૃષ્ટિ અને ઇતિહાસમાં મુસ્લિમ, ખ્રિસ્તી, બૌદ્ધ, મિસરી, હિંદુ, અનાર્ય, એમ ધર્મો સંપ્રદાયો પંથો અને તેમના વિવિધ રૂપોને જોતો તથા તેમાંથી કોઈ કોઈને વિશેષ સમઝવા મથતો, કોઇ પણ ધર્મ પ્રતિ અતિરાગનાં ઘોર અધર્મી પરિણામોને પણ નિહાળતો અને માપતો, ધર્માધર્મના દ્વંદ્વથી પર રહેવા મથતો, કેવલ શાસ્ત્રીય વિચારક અને ફિલસૂફ પણ માણસ હોઈ શકે. આવા માણસને હિંદુ ધર્મનું હાલ ચાલતું રૂપ પણ માત્ર

---

સંગીતકાવ્ય = સંગીતમય અને પદ્યમય બંને રચનાનાં સાથેલાગાં લક્ષણોવાળી રચના. આવી રચના સંગીત લેખે ઊંચી હોય, કવિતા લેખે પણ ઊંચી હોય, ત્યારે હૃદયમાં સાકર ભળે છે, એમ આપણે માનતા આવ્યા છિયે. સામાન્ય રીતે આપણા રસિકો સૈકાઓથી માનતા આવ્યા છે, જે કવિતાને અને સંગીતને અત્યંત નાતો છે; જે ઊંચી કવિતા સંગીત વગર લૂખી, જે સંગીતમય બધી જ નહીં તો ઘણીખરી રચનાઓ કવિતા; વગેરે. આ માન્યતાઓના ગુચ્છમાંથી કોઇ પણ અંશ વિષે જરા ચર્ચા ઉપાડિયે, ત્યાં જૂનવાણી વિવેચકો અને રસિકો લાલચોળ થઈ જાય છે, અને પૂર્વપક્ષ સાંભળી પણ શકતા નથી. શાસ્ત્રીય પૃથક્કરણ અને રાગદ્વેષને બનતું પણ નથી. પણ વસ્તુસ્થિતિ આ છે, કે ઇંગ્લિશ કવિતા તેમ મધ્યકાલ પ્હેલાંની સંસ્કૃત કવિતાનો પરિચયી વર્ગ વધતો જાય છે, તેમ તેમ (૧) સંગીત તે એક કલા, ત્યારે (૨) કવિતા તે બીજી જુદી કલા, સંગીત કલાના જેટલા બલ્કે વિશેષ મહત્ત્વની સંગીતથી સ્વતંત્ર કલા એમ ગણવાનું વલણ જોર પકડતું આવે છે. અને આને પરંપરાપ્રાપ્ત વિદ્યા, બાઝી ગયેલી રુચિઓનો રોષ, એવા એવા વિરોધ નડે તે કુદરતી છે; તથાપિ એ વિરોધોની આ નવાં વલણને અટકાવવાની કે નબળું પાડવાની મગદૂર નથી. સંગીતના માધુર્ય સૌંદર્ય અને કલામયતાને તેમ આપણી લાગણીઓમાં નાજુકમાં નાજુકથી ઉન્નતમાં ઉન્નત ઉપર એની પ્રભુતાને પૂરેપૂરી સ્વીકારવામાં પણ કવિતા કલાની સ્વતંત્રતા અને પ્રગતિના વકીલને મુદ્દલ આનાકાની નથી.

એક સંપ્રદાય લાગે. અને કબૂલ કરી લઉં છું જે સુશિક્ષિત હિંદુઓને આવો માણસ, વેદાન્તને કે હિંદુધર્મને સંપ્રદાયના જ વર્ગમાં મુકતો હિંદુ, નાસ્તિક નહીં તો વિચિત્ર તો લાગે. આપણે ત્યાં વિચારસ્વાતંત્ર્ય હજુ એટલું ઓછું વિકસ્યું છે. મતાંતરતિતિક્ષા (ટૉલરેશન toleration) સુધરેલા (ખ્રિસ્તી) દેશોમાં બહુ ધીરે ધીરે કેળવાઇ છે, તેટલી આપણે ત્યાં પણ કેળવાતાં, ધર્મવિષયક શાસ્ત્રીય તટસ્થતાને જમાવવા ચાહતા વિચારકો આપણને પણ ઓછા વિચિત્ર લાગશે.



**૫૫ તારનું તૂટવું—**

**તુટયો મ્હારો તમ્બૂરાનો તાર—કેશવલાલ હરિરામ ભટ્ટ.**

**છન્દ** પદ સંગીતમાં લાંબી કવિતા ન હોય, સંગીતમાં ગતિમાન વિચારણા થોડી જ હોય કે ઘણુંખરું નયે હોય. કેટલીક વખત વસ્તુનાં અંગોપાંગ સંખ્યાબન્ધ હોઇ તેમાંના મુખ્ય ને સ્પર્શતાં કડીઓ ભરાય છે, જેને લીધે વિચાર ગતિ કરે છે એવો આભાસ થાય છે, પરન્તુ "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" એના જુદા જુદા દાખલાઓ વડે કડીઓ રચી હોય તેમાં વૈવિધ્ય આવે છે, તથાપિ વિચારણાનો **પ્રવાહ** આવતો નથી, તેમ આવાં સંગીતકાવ્યોનું પણ સમજવું.

**વિષય**—જીવનની અપૂર્ણતા. પાંચ પંદર પચીશ જુદી જુદી વસ્તુઓ અને શકિતઓનો સારા મેળમાં સહકાર, એતું નામ જીવન. અને તે તો એમાંથી એક પણ ખોટકાય ત્યાં ભાગી પડે છે. ૭ કડીની કવિતા છે, તેમાંથી ત્રીજી છોડી દીધી છે. આ કવિ ઘણી કૃતિઓમાં છેલ્લી કડીમાં પોતાની સહી કરે છે એટલે કે પોતાનું નામ કેશવ કેશવ હરિ એ ટુંકા રૂપમાં કડીમાં વણે છે.

**અર્થ**—મ્હારે ધન જન ધામનો ખપ જ નથી, કદાપી ન્હોતો. હરિરસપાનને જ હું જીવનસર્વસ્વ જીવનસફળતા ગણનારો: તે પણ મ્હારે માટે તેં અશકય બનાવ્યું, હે હરિ, ત્હારી કરણી અગમ્ય જ છે હરિને આવો શાંત ઠપકો કે આવી કરુણસૌમ્ય અર્જ આપણી ભાષામાં કેટલી હશે? **જીવાળી** તારનો સ્વર બરાબર નીકળવા તેમાં રેશમી દોરા ખોસે છે તે.

**બારું**, દ્વાર, માર્ગ (કાઠીયાવાડી બોલીમાં—બાર). **બૂટી** જડીબુટ્ટી, કાઠીયાવાડમાં "તૂટીની બૂટી નહીં" એ કહેવતમાં અને છૂટો પણ બૂટી ઉચ્ચાર થાય છે; એટલે આ કવિઓ લે છે તેવી છૂટનો દાખલો નથી. ૨ જી કડીમાં **જાતા** (જતા) પણ કાઠિયાવાડી પ્રયોગ છે. **કહું છું કામ ન મ્હારે રે**૦ આ પંકિતથી ટેકનો

અર્થ પૂરેપૂરો આલેખાય છે. તાર તૂટયો તેથી મ્હને લાગે છે હવે આ ભવમાં ભગવાન ભજન મ્હારાથી નહીં થઈ શકે. ભગવાનભજન માટે જ જીવન, ભગવાન-ભજન જ જીવન, એ હું માનનાર અને પાળનાર, તેનો તાર તૂટે છે, એ ત્હારી કરણી, હે કેશવ હરિ (અથવા હું કેશવ હરિ કહું છું હે કેશવ, અથવા હરિસુત હું કેશવ કહું છું જે), મનથી અને વાણીને અગમ્ય છે. यतो वाचो निवर्तंते આદિ ઉપનિષદનાં વાક્ય પ્રસિધ્ધ છે.

ધ્વનિ તમ્બુરો એટલે શરીર એ પ્હેલો ધ્વનિ. સંસારમાં વ્યવહારનો આખો ચરખો એ બીજો ધ્વનિ. તુંબડું, તાર, પારા, નખલી, ખૂંટી, ઘોડી, જીવાળી, નરઘાં કે ઢોલક વગેરેનાં ઉપમેય **શરીર** પક્ષે કયાં કયાં? **સંસાર** પક્ષે કયાં કયાં? બધાં ન કહેવાય, બે ત્રણ મુખ્ય ઉપરાંત બીજાં માત્ર સૂચિત રહે, તે આવી કવિતામાં દોષ નથી. ભાષા આપણા વિચારોના મોટા ભાગને સ્ફુટ કહી શકતી જ નથી. વળી વ્યાકૃત (આર્ટિક્યુલેટ articnlate) વિચારણામાં પણ આપણાં વલણો, રુચિઓ આદિ પૂરાં આવી શકતાં નથી. અને સંગીત તો આપણી પ્રકૃતિગુહામાં ખૂબ ઉંડું ઉતરી શકે છે. એટલે સંગીતકાવ્યોમાં વૈખરી (આર્ટિક્યુલેટ સ્પીચ) થી એના પદોમાં કથાયું હોય તે ઉપરાંત જે અસ્પષ્ટ ધ્વનિ સૂચવાતા હોય તેનું મહત્વ પણ ઓછું નથી.



૫૬ સુરવાદ :

**સૂઝી પન્થ ભસૂં—કેશવલાલ હરગોવિન્દદાસ શેઠ.**

છન્દ પદ

અર્થ આત્મા વતન જવાની સાચી વાટ માટે તલસે છે.

૩ આ કડી જરા અસ્પષ્ટ જણાય છે. **સોણલું**–સ્વપ્નું કર્તા માયાના અર્થમાં વાપરે છે કે ભાવનામય વાસ્તવની ઝાંયના અર્થમાં? **ઝોલાંખાય** એટલે? કોઈ પણ શબ્દ જાતે નથી કવિત્વમય, અકવિત્વમય. પણ કેટલાક લેખકોને અમુક જાતના શબ્દો ને શબ્દગુચ્છો તર્ફ અજબ પક્ષપાત હોય છે. હું કડી આમ લઉં છું:—જે સ્નેહ માત્ર એક દિવસના અવધિનો, પ્રભાતે પ્રકટી સંધ્યાકાળે આથમી જતો, તે સાચો સ્નેહ નહીં સ્નેહ નામે સ્વપ્ન માત્ર છે, તેનાથી તો મ્હારી સજીવનતા મરૂં મરૂં થઇ જાય છે. ૪ બળદને કાંધ પડે માણસને જોડા વાગી વાગી તાલ પડે એમ "**પીઠે પડી**" વાપર્યું લાગે છે. અથવા બરડાની કરોડ ભાંગી ગઇ એ અંગ્રેજી

૩૯ પદ (back is broken) નો અનુવાદ ગણીને અર્થ કરવો. શબ્દ પસંદગીમાં ખામીઓ તો હોય. કવિતા જો વિચારણાપ્રવાહ, તો આપણે શબ્દોની પસંદગીને અવગણી ન શકિયે, શબ્દો પણ યથાયોગ્ય હોવાથી જ વિચારાલેખન ખીલી આવે, તથાપિ આપણે મુખ્ય જોવાની વસ્તુ વિચાર અને ભાવ. અને આને લીધે જ આ પદ ભકતહૃદયનો સાચો અસરકારક અને હૃદયવાહી સંગીતમાં યોજેલો ઉદ્ગાર છે. પ્રસ્થાનમાં આ કવિના આપેલા પદ કરતાં આ વધારે સારું લાગવાથી તેને બદલે અહીં આ લીધું છે.



**૫૭ આપની યાદી :—**

**જ્યાં જ્યાં નજર—સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ (કલાપી)**

**છન્દ** ગઝલ.‡ **વિષય** ઈશ્વર જ સર્વસ્વ.

**અર્થ માશુક** જેના ઉપર ઇશ્ક તે વ્યક્તિ; **આશક** ઇશ્ક કરનાર વ્યક્તિ. **આશના** ભાઈબંધ, દિલોજાન. **ચમન** (૧) બાગ, છૂટથી ફરવાની આકર્ષક જગા; (૨) મોજમઝા, આનન્દ. **ખૂન** લોહી. **ગોદ** બગલ, પાસું. **દમ** શ્વાસ. **સિતમ** જુલમ, બલાત્કાર. **ખંજર** જમૈયો, કટાર, છરી. **યાર** દોસ્ત, આશક. **અહસાન** ઉપકાર. **રહમત** કૃપાદષ્ટિ (**રહમ** કૃપા). **રાહદારી** વટેમાર્ગુ. આ શબ્દમાં કવિની શરતચૂક થઇ હોય કે નકલ ઉતારનારની ભૂલ પણ હોય. અહીં જોઇએ **રાહબરી** ભોમિયાપણું, રાહ દેખાડનાર લેખે કામગીરી, રીતભાત, રાબેતો. **શરાબી** આપ ભક્ત વત્સલ છો, હું આપનો છું એ ખુમારી.

૧ લય અને શબ્દની ઇષ્ટાર્થ જણાવવામાં અજબ યોગ્યતા, અસરકારકતા,

---

‡ રદીફ **આપની** છે. પંક્તિનો સન્ધિ **સત્** ગણનું ગાગાલગા રૂપ; જ્યાં ગાલગાગા (જુવો પંક્તિ ૩ અને ૨૨) રૂપ આવે છે ત્યાં છેલ્લો સંધિ પગણનું ગાલગા રૂપ. એટલે જો અર્ધી લીટીઓમાં આમ બે માત્રા નિયમિત રીતે ઓછી હોય, તો આપણી પરિભાષા પ્રમાણે એવી રચનાને વિષમ ગઝલ કહી શકાય. પણ ગઝલમાં આટલું વૈવિધ્ય પણ આણવામાં વિજય મળે કે કેમ એ એક સવાલ છે. લગાગાગા ("દિધાં છોડી") રૂપના સત્ ગણ વાળી ગઝલનો સન્ધિ ફારસી–ઉર્દૂ–પિંગલમાં મ-ફા-ઈ-લુન્ કહેવાય છે; એટલે સમૃદ્ધિમાં આવી ગયેલી ત્રણે ગઝલો મફાઈલુન્ ગઝલો છે. આ ગઝલમાં સન્ધિ લેખે સતગણ છે તે ગાગાલગા રૂપનો છે; એ સન્ધિ ફારસી–ઉર્દૂ પિંગલમાં **મુસ-તફ્-**ઇ-લુન્ કહેવાય છે; પંક્તિ ૩ જી અને ૨૨ મીનો સન્ધિ (ગાલગાગા) ફા–ઇ–લા–તુન્ છે; અને એ પંક્તિ ઓમાંનો છેલ્લો પગણ (ગાલગા) ફા-ઇ-લુન્ કહેવાય છે. (રણપિંગળ ભાગ ૩ જામાં 'ફારસી કવિતા રચના'નો વિભાગ)

અન્યોન્ય બિમ્બપ્રતિબિમ્બભાવ, એનું નામ કાવ્યનો પ્રસાદ. ૧લી કડીમાં ર રી રે રી જુવો. બીજી પંક્તિમાં સુખે કામદેવ દુઃખે રામદેવ એ વ્યાપ્તિને કેવું સુન્દર રૂપ આપ્યું છે. ગાંભીર્ય અને લીલાનો અજબ મેળ સધાયો છે. ર લાલીનો અર્ક અત્યન્ત રૂપવતી ચીજ જોતાં ઈશ્વરની પણ શી બલિહારી એવી ઊર્મિ થઇ આવે છે. **૩ અહીં ત્યાં** સર્વવ્યાપક. ૫ અન્તર્યામી છો. ૯ હાથ મેળવવામાં સમભાવ દોસ્તી અને સહચારનાં તમામ રૂપનો સમાવેશ કર્યો છે. હાથ મેળવવાનો ચાલ યુરોપીય નકલ નથી; રાજપુત ચારણ બારોટ કાઠી આહીરમાં આગળથી ચાલ્યો આવે છે. ૧૦ આપની સાથે અભેદ, સર્વત્ર દરેક જાતના અનુભવમાં. આપની જુદાઇ જ દેખી દુઃખી છું. પ્રિયજન મૃત્યુનો અનુભવ. ૧૧ દરેકના રાહમાં રાહબરી આપની; તથાપિ એ રાહબરીનું એક લક્ષણ આ આપની હુંથી માણસ-મર્ત્ય-માત્રથી જુદાઇ આ આપનું લક્ષણ કેમ ન રોવરાવે? ૧૨ દુઃખ રૂપે અનુભવેલું કે તાજું અનુભવાય. સુખ રૂપે અનુભવેલું કે અનુભવાય, તે સર્વ.



૫૮ સાગર અને શશી:

**આજ મહારાજ જલ પર ઉદય જોઇને—મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત).**

છન્દ ઝૂલણા. ‡ તાલરચના પણ અનુકૂલ એવા હરકોઇ રાગમાં ખીલે. દીવે દીવો પ્રકટે એમ એક શબ્દપુષ્પમાંથી જાણે બીજું વધારે સુન્દર ઉઘડતું હોય એવા સંગીતપોષક પ્રાસની દમક ઉપર **તરણીતરલ** અર્થ સેલ્પા કરે છે, અને પોતાની સ્થૂલસૂક્ષ્મ રમણીયતા માટે અમરતા સાધે છે. જાઆમેએએ, પાઆમેએએ, સ્નેહઘન કુસુમવન, વગેરે સંગીતના સાજ સાથે પૂરેપૂરાં ખીલે.

---

‡ ઝૂલણા માત્રામેળ છન્દ છે; સામાન્ય રીતે ચાર પંક્તિની કડી, દરેક પંક્તિ પંચકલ ગણસાત + ગુરુ એ માપની. (બરવે, પૃ. ૭૫; રણપિંગલ પૃ. ૬૪-૬૫; ૩૮ માત્રાનો ગાલાન્ત ઉપઝૂલણા; ૩૯ માત્રાનો સુઝુલ્લન, ૪૦ નો અતિઝુલ્લન વગેરે. એ જ તાલ રચનાનો ૩૫ માત્રાનો કાનર, બે ગુરુવાળો કડખો, તેમાં વિરામ ઓછાં ગતિત્વરિત તે હંસાલ, જુદી રીતે વિરામ તે કરખો, વગેરે વગેરે.) આ શાસ્ત્ર એની વિગતોની વ્યવસ્થા ઠીક ન હોવાથી એ વિગતોમાં જ દટાઇ જાય છે, ડુબી મરે છે, એમ નથી લાગતું? અહીં ઝૂલણાની ચાર પંક્તિ નથી; સાડાત્રણ છે. બે પંક્તિ પછી ત્રીજીને ઠેકાણે અર્ધપંક્તિ-લગા+ત્રણ પગણ+ગા એમ ગોઠવેલી; ચાર ગણની; અને છેલ્લી પાછી ઝૂલણાની આખી પંક્તિ, જેમાં ઉપલી અર્ધપંક્તિની પુનરુક્તિ. તાલ સીધો ૧, ૬, ૧૧, ૧૬,...એ પ્રમાણે.

**વિષય** સૃષ્ટિમાં અને કવિહૃદયમાં ચમત્કારિક હર્ષોલ્લાસની ક્ષણનું વર્ણન: જૂન ૧૯૦૨ ની પૂર્ણિમા-ગોપનાથ પાસેનો દરિયો. અને વર્ણન છે તથાપિ આ કૃતિ ઊર્મિકાવ્ય ( લિરિક ) છે, કેમકે ઉલ્લાસની અને ઈશ્વર પ્રતિ આભારની લાગણીઓ વડે કૃતિ ઓતપ્રોત અને ઊર્મિપ્રધાન છે. સાગર ઉપર ચંદ્રોદયએ ભવ્ય વિષયના વર્ણન દ્વારા ઈશ્વરસ્તુતિ કરવામાં તેમ અનુગ્રહનું સ્તોત્ર સંગીતમાં રચવામાં ઔચિત્ય પણ પૂરેપૂરું છે. શૈલી રોમાન્ટિક છે પણ સાથે કલાસિકલ શૈલીની સ્ફુટાર્થતા ય પૂરેપૂરી છે. સમગ્રે એક છાપ ઉપજાવવી એ રોમાન્ટિક શૈલીનું નિશાન નથી. સમભાવી શ્રોતા-હૃદય પોતાના ઉભરાતા હૃદયરસે ભરી દેવું, પોતીકો હલરો ભોગવતાં ભોગવતાં સ્તવવો અને ઉભરાવવો, એ પ્રકારની આ શૈલી છે. એ શૈલીની ખામીઓ વિનાનો અને તેના ગુણોત્કર્ષનો આવો બીજો દાખલો ગુજરાતી કવિતામાં ભાગ્યે મળે.

**અર્થ—સ્નેહઘન**--સ્નેહ તે જ મેઘ ઘેરી અને અજબ જેવી રીતે તૃપ્તિ દેનાર. **પરિમલ** તે જ સ્નેહ **નિજગગન**--પોતાને કુદરતી ગગનમાં, સૃષ્ટિપક્ષે આકાશમાં, કવિ પક્ષે ચિદાકાશમાં. ઉત્કર્ષે પામે—ઊંચે ચડે છે. સર્વોપરિ થાય છે, સમુલ્લસી રહે છે; જેમ આ ક્ષણે કુદરતમાં ચંદ્ર તેમ. ચંદ્ર જ પરિમલ, મેઘ, સ્નેહ, નેત્ર, અને ઈશ્વરનો અનુગ્રહ સર્વે: આખું બાહ્યાભ્યંતર ચંદ્રમય સ્નેહમય પરિમલમય ઉલ્લાસમય વર્ષાઋતુના આગમન જેવા તાપશાંતિના આનંદાનુ-ભવમાં રસસુખાર્દ્ર: ઈશ્વરની પ્રસન્નતાએ તરબોળ: એ પ્રમાણે વર્ણન હોવાથી જ આ કાવ્ય રોમાન્ટિક શૈલીનો નમૂનો છે. **દાઝના**—( ૧ ) આ પૂરી થતી ઋતુના; ( ૨ ) મ્હારા હૃદયમાં લાંબા સમયથી જામેલા.

**નેત્ર**--ચિદાકાશમાં સ્નેહ, કુદરતમાં ચંદ્ર; સૂર્યચંદ્ર પિતાનાં સ્થૂલનેત્ર, જ્ઞાનસ્નેહ **પિતાનાં** સૂક્ષ્મનેત્ર ( સ્વીડનબોર્ગ ). પરિમલ એ સ્વીડનબોર્ગી સૃષ્ટિમાં શેનું પ્રતીક, તે હું ભૂલી ગયો છું અને એ થોથાં પણ હવે મ્હારાં પુસ્તકોમાં નથી; મુંબાઇ જાઉં ત્યારે જોઇ કહાડવા વૃત્તિ પણ નથી. પણ જે જિજ્ઞાસુ શોધશે તેને સાંપડશે. સ્વીડનબોર્ગી થ્રૂમસ મિનારનાં અંદરનાં અંગોપાંગની ઘટનામાં એકવાક્યતા અસાધારણ હોવાથી જ તાર્કિક મગજોને તે આખો મિનાર સંગીન લાગે છે: આ તો આખું યે થ્રૂમસ માત્ર છે, એ ભૂલી જવાય છે.

**કામિની**--જોબનમત્ત. **દામિની**—મોજાંઓ ઉપર પ્રકાશબિંદુ અને પ્રકાશ-સેરોની માળા જાણે વીજળીની છટા જેવી, દેખાતાં લોપાય તો લોપાતાં પાછી દેખાય એવી, ચાંદની. **કેલિકૂજન**—કૂજન રૂપ કેલિ. કોયલ બે હોય કે એક જ.

સામસામી કોયલો કૂજનકેલિ કરે છે. અથવા તો એક છે તે વારે વારે કૂજે છે, ઉદ્દીપક કુહુહુ પંચમસ્વરને જાણે તદ્દન શાંત પડવા નથી જ દેવો એમ રહી રહીને ફરી ગજવવાની રમત કરી રહે છે. આ કેલિકૂજન સૃષ્ટિના સમુલ્લાસનો જાણે મૂર્ત અવાજ છે.

તરણી–ન્હાની હોડી; વિહાર–તરી ( jolly boat ). **ભાસતી**–ચળકી રહે છે. પૂર્ણિમાની ભવ્ય ભરતીમાં આખી સૃષ્ટિ ન્હાની શી લીલા–તરી જેવી સેલતી લાગે એ હર્ષોલ્લાસની પરિસીમા છે. ઈશ્વર કૃપાનો ઉલ્લાસ જ મુખ્ય, આખી સૃષ્ટિની ઉલ્લસતી સુન્દરતા મુકાબલે ગૌણ, એમ પણ કવિહૃદયમાં છે તેનું અહીં વર્ણવાઇ જાય છે. પ્રથમ કડીનું મુખ્ય કથન દુ:ખ સંતાપ શમે છે એવું હોઇ આ કડી તે કરતાં એક પગથિયું ઉંચે ચડે છે. અહીં સ્વાનુભવ સર્વાનુભવમાં પીગળી જાય છે એ રીતે પણ આ કડી પગથિયું ચડે છે. ઉપનિષદોમાં છેલ્લાં વાક્યની દ્વિરુક્તિ જેવી આ બંને કડીને અંતે પુનરુક્તિ, ત્યાં સુઘટિત તો અહીં સુઘટિત અને સુંદર બંને છે.

**સંગીતકાવ્ય** કવિતા સંગીતથી ભિન્ન અને સ્વતંત્ર છે, કવિતાનું વાહન અર્થપ્રવાહ છે, તે સમઝાવવાને, વળી કવિતામાધુર્ય–અર્થપ્રવાહનો લયનું માધુર્ય –સંગીતમાધુર્ય નથી, સંગીતમાધુર્યની છાયા દાસી ન્હાની બ્હેન કે કોઈ પ્રકારે આશ્રિત નહીં પણ સ્વતંત્ર વિભૂતિ છે, એમ એના વ્યક્તિત્વનો દાવો કરવાને, આ વિવરણમાં પ્રસંગોપાત્ત લખ્યું છે. પરંતુ એ સર્વ લખાણનો માયનો એવો નથી જે યથાર્થનામ સંગીતકાવ્ય હોય નહીં, અગર તેની મ્હને કિંમત નથી, કિંવા તેની સામે મ્હારે રૂસણું છે. સંગીત લેખે ઉત્તમ, કવિતા લેખે પણ ઉત્તમ, એવી બંને કલાની ભિન્ન ભિન્ન કસોટીએ ઉંચી રચનાઓ વિરલજ હોઇ શકે: જે ખરેખર એવી હોય તે બેવડો શું અનેકગણો આનન્દ પણ આપે. એવી સંગીત કવિતાઓને જ નીચેનું સુભાષિત પૂરેપૂરૂં લાગુ પડે:—

**अविदितगुणापि सत्कविभणितिः कर्णेषु किरति मधुधारां ।**
**अनधिगतपरिमलापि हि हरति दृशं मालतीमाला ॥**

( તરજુમો )

**પ્હેલાં પણ રસ પાતાં કવિતાગાન સુધાધારા શ્રુતિમાં:**
**જાતિવેલ ફુલફુલ્લા દગહર સગજ ભરતાં પ્હેલાં‡**

---

‡ **આર્યા** માત્રામેળ છન્દ છે. પ્હેલી પંકિત ૭ ચગણ + ગ = ૩૦ માત્રાની; બીજી

**૫૯ હરિનો સંગ :**

**સ્વજન, મ્હને ચડિયા-કાંચનલાલ વાસુદેવ મ્હેતા** (મલયાનિલ).

**છન્દ** ૫૬, રાગ ભૈરવી.

**અર્થ ગુલાબી** લોહીની તેજી અને તેને લીધે સુરખી. **અતિભા** વિલક્ષણ કલ્પનામય જ્ઞાનશકિત ઇંદ્રિયજ્ઞાનની મર્યાદાઓ વટાવી, અનંગ સૂક્ષ્મ વિષયોમાં ગતિ પામે છે. ઉપર **કવિતા** વિષે આવ્યું તેથી શબ્દનો ખાસ અર્થ "કલ્પનાની અસાધારણ શકિત" લઇયે તોપણ તે અનંગ-જ્ઞ છે, જ્ઞાનની સ્થૂલ મર્યાદાઓ વટાવી જાય છે એ જ તાત્પર્ય છે. **તણ** પાંચે ઇન્દ્રિયો લેવી, **કરણ** પાંચે કર્મેન્દ્રિયો. **રંગ** આનન્દ અને લીલા. એકદમ આ અપૂર્વ વિકાસનું કારણ? હરિનો સંગ એ મહત્તમ લાભ મ્હને પ્રાપ્ત થયો, હું સાચા સ્નેહામૃતમાં ઝબકોળાયો. કર્ત્તા આને "સ્નેહવિલેપન" કહે છે, "સ્નેહાવગાહન" કે "સ્નેહપ્રાપ્તિ" જેવું નામ પણ ચાલે.

આ કવિની કૃતિઓનો સંગ્રહ પ્રકટ થયેલો જાણવામાં નથી; મેં 'સાહિત્ય' માસિકમાં છુટીછવાઇ પ્રકટ થયેલી જ તેઇને તેમાંથી આ પસંદ કરી છે. આખો સંગ્રહ

---

**૫ ચગણ+લ+ચગણ+ગ**=૨૭ માત્રાની; એ એનું માપ છે. બંને પંકિતમાં ૧ લો ગણ અપવાદ ગણીને પછીનાં એકી સ્થાનમાં જગણ (જભાન=લગાલ) ન હોય, અને પ્હેલી પંકિતમાં છઠ્ઠો ગણ જગણ અગર ૪ લ એ રૂપનો હોય તો સારું એ એ ભલામણો ઘણી જૂની છે. બે પંકિતને બદલે ચાર ચરણ, તેમાં વિષમ (૧ લું, ૩ જું) બાર બાર માત્રાનાં, અને ત્યાં આગળ પણ વિરામ, એ ભલામણો સંગીતના અમલ વધતાં અને પિંગલશાસ્ત્રમાં છન્દોની વ્યાખ્યા વર્ગીકરણ આદિમાં સમ-વિષમ ભેદ દાખલ થતાં ઉમેરાયલી લાગે છે. ચાર પંકિત જેવાં જ ચાર ચરણ થયાં તથાપિ કૃતિ ગણાય બે જ પંકિતનો શ્લોક, એ રૂઢિમહિમા અનુષ્ટુપના તેમ આર્યાના ઇતિહાસમાં પણ જોઇ શકાય છે. વ્રજભાખાના તેમ ગુજરાતી કવિઓએ આ અતિ પ્રાચીન સુન્દર છન્દને અવગણ્યો છે તે ઠીક નથી. મરાઠીની માફક ગુજરાતીમાં પણ એ સુપરિચિત થઇ લેખકવાચકને પ્રિય થઈ પડે તો સારું. પિંગલશાસ્ત્રીઓએ ગાહા, ગાથા, આર્યા, અને એમાંથી ફૂટેલા ગીતિ આદિ છન્દોના પ્રકરણમાં ખૂબ વિસ્તાર કર્યો છે. જુવો રણપિંગલ (પૃ. ૯૫ થી ૧૧૮) બરવે (પૃ. ૯૨ થી ૯૪) અને વસન્ત માસિકમાં રા. રા. નરસિંહરાવનો આર્યાગીતિ ઉપર "ગીતિનું સ્વરૂપ" એ નામનો લાંબો અનેક પિંગલગ્રન્થોના દોહનરૂપ વિદ્વત્તા ભર્યો નિબન્ધ (વિ. સં. ૧૯૭૩ થી ૧૯૭૪ ના ફાગણ લગીના અંક;) જેને અન્તે એ ઢગલાબંધ વિગતોનો સારોદ્ધાર, ગુજરાતી કવિતાની દૃષ્ટિએ, મેં પછીના એક જ અંકમાં દર્શાવ્યો છે. (વસન્ત-ચૈત્ર ૧૯૭૪ નો અંક)

પ્રકટ થવો જોઇએ કવિતાની ગુજરાતી પ્રજાને પરવા ઓછી જ છે, એમ અનુભવીને ટુંકી વાર્તાઓ વગેરે સાહિત્યનાં બીજાં ક્ષેત્ર તર્ફ વળેલા લેખકોમાં એ ગણાય કે શી રીતે, તે પણ એમનું જીવન વગેરે પ્રકાશમાં આવે નહીં ત્યાંલગી કેમ સમજાય ?



૬૦ સિન્ધુનુ આમંત્રણ—

**આનન્દસિન્ધુ આમંત્રે—રામનારાયણ વિશ્વનાથ પાઠક (શેષ)**

**છંદ** સ્રગ્ધરા અને અનુષ્ટુપ, બંને અંત્યપ્રાસ વાળા. ૫ મી કડીના અનુષ્ટુપમાં વિષમચરણો પણ પ્રાસે સાંધ્યાં છે.

**વિષય** આ અન્યોક્તિ નથી. વ્યાજોક્તિ નથી, પરંપરિત રૂપક નથી, કોઇપણ જાતનો માત્ર અલંકાર નથી; જો કે સિન્ધુ અને પરમાત્મા બેને લાગુ પડે એવું વર્ણન (સહોક્તિ) છે, અને તદન કુદરતી રીતે કરેલું (સ્વભાવોક્તિ) છે. પરન્તુ વિષયની ભવ્યતાને અત્યન્ત સીધી સચોટ રીતે વેધતી શૈલી, ભક્તહૃદયની નિખાલસતામાં ભાષાની અલંકારસમૃદ્ધિ અને બીજી ખૂબીઓને ગૌણ બનાવી દે છે. બાલક અને કિશોરની હીલચાલ માત્રમાં સજીવન સ્ફુર્તિ અને લીલા બંને હોય. પણ લીલા અને નૃત્ય આપણે અમુક હીલચાલ કે તેનો અંશ ખાસ નિહાળિયે ત્યારે જુદાં વખાણિયે, સામાન્ય રીતે તો એની સજીવનતાને જ નિરખી રહિયે. તેમ વાણીમાં પણ એકંદર અને ઓતપ્રોત ભવ્યતા કે તલસ્પર્શિતા આવતાં તેના પૃથક અંગોમાંના અલંકારાદિ ગૌણ બની જાય છે. અર્થની પ્રથમથી ખબર નહીં અને મથાળા ઉપરથી આ પંક્તિઓ સિંધુ વિષેની એટલું જાણીને જ વાંચવા માંડે, તેને આ પરમાત્મા વિષે પણ છે એમ ભાન થતાં, તે આદિથી ફરી વાંચે છે અને બેવડો આનન્દ મેળવે છે.

**૧ આનન્દ સિંધુ** (૧) આનંદમય સિંધુ; (૨) પરમાત્મા, પ્રકૃતિએ જ આનંદસ્વરૂપ. **હસ્ત** (૧) મોજા, (૨) કુદરતની કોઇ પણ લીલા. ઝાંયોનાં મોતી: ઝાંયો દેખાડતાં ટીપાં **ઝાંય**–ઝપકી, આછેરું તેજ. ભેંસના ઘીની લીલાશ અને ગાયના ઘીની આછી પીળાશને ઝાંય કહે છે. ધૂપછાય રંગી કાપડને એક બાજુથી અને એક જાતના પ્રકાશમાં જોતાં એક રંગનું તેજ દેખાય, સામી બાજુથી બીજા રંગનું તેજ દેખાય એવાં રંગમિશ્રિત તેજવૈવિધ્યને ઝાંય કહે છે, જે હીરા રત્નો આદિના પહેલામાં ખાસ ધ્યાન ખેંચે છે. ઝાંસ, ઝાંહ, એ ઝાંય શબ્દનાં પ્રાંતિક ઉચ્ચારણ માત્ર છે.

૨ સિંધુ પક્ષે સ્થૂલ વાસ્તવિક અર્થ. પરમાત્મા પક્ષે એના નિઃસીમ સદાસમ વાત્સલ્યનો અર્થ. ઘરમાં જેમ બાલકોને બધી જ છૂટ, તેમ અહીં પણ છે.

૩ માનવો (૧) આર્ય, (૨) પીતવર્ણ, (૩) હબશી; અથવા (૧) હિંદુ, (૨) મુસ્લિમ, (૩) ખ્રિસ્તી: અથવા અંગ્રેજ, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન એમ અનેક લોહી, ધર્મ, રાષ્ટ્રસીમા, આદિ ભેદપ્રભેદે વિભક્ત, તથાપિ એકજ કુલ છેઃ આખી માનવજાતિ એક જ યોનિ છે. સિંધુને આપણે જુદા જુદા કાંઠા પ્રમાણે અનેક ગણિયે છ, મહાસાગર સાગર આદિને જુદાં જુદાં નામો આપિયે છ ખરા; પરંતુ વસ્તુતાએ આખો પારાવાર એક છે. ધર્મોનાં પણ આપણે ઐતિહાસિક નામો લેગાં કરિયે તો અનેકાનેક થાય, તથાપિ ધર્મવૃત્તિ, ધર્મતત્વ, માનવધર્મના આત્મારૂપ સત્ય, એક છે. ઈશ્વર વિષેના ખયાલ અને વ્યાખ્યાઓ જુદે જુદે દેશકાલે જુદાં જુદાં પ્રવર્ત્યાં, તથાપિ પરમાત્મા એક છે. જમીનતટોની જડતા સાગરના ઐક્યને છેદી ન શકે. લોહી, મત, વતન, રાષ્ટ્રવાડ, ભાષા, સમાજબંધન, આદિ જડ ઉપાધિઓ ગમે તેટલી, પણ માનવજાતિના સૂક્ષ્મ ઐક્યને વિભેદી ન શકે. ભેદભાવ પૂરેપૂરો જીતશો; સૂક્ષ્મ ઐક્ય વિકસાવશો, તેમ તેમ ત્હમે અનેરું ગૌરવ ("ગરવાં") સાધશો, ત્હમારા "સુર" (જીવન)માં અનેરા રસ ફુટશે. મ્હારી સાથેનું ત્હમારું ઐક્ય પણ તેમ તેમ જ અનુભવશો.

૪ સિંધુ પક્ષે શબ્દાર્થ છે તે વાસ્તવિક અને સાથે મનોવેધક છે. આ કડીની સ્વર-વ્યંજન-લીલા પણ જુવો. આર્ય કવિતાની પડતીના સૈકાઓમાં गीतगोविन्द कीचकवध, આદિ પ્રાકૃતસંસ્કૃત કૃતિઓમાં ખડખડતા શબ્દાલંકારો વધી ગયા અને એ વલણ જીત્યું, તથા હિંદી કવિતામાં તો દિગ્વિજયી થયું,—કલ્પના અને વિચારપ્રવાહ પણ કવિતામાંથી નષ્ટપ્રાય થયાં. એટલે કાલિદાસાદિ કવિઓની **સૂક્ષ્મ શબ્દાલંકૃતિ** વધારે સુંદર તેમ અર્થ અને ભાવને કુદરતી રીતે પોષનારી હોવાથી વધારે સચોટ છે, તે આપણે લગભગ ભૂલ્યા. હવે અંગ્રેજી કવિઓના સંપર્કથી તે આપણે આપણી ભાષામાં ખીલવવા માંડી છે. અંગ્રેજી શૈલીની ગુજરાતી કવિતા સ્પષ્ટ શબ્દાલંકારોને લગભગ વર્જે છે, ત્યારે કુદરતી સ્વર-વ્યંજન-લીલાની આશક બની છે. આ કડીમાં ક્લિસૂક્નો ઊ, પ્રૌઢાનો **ઔ**, ૦કો ને કલાકો૦, આ **ઘેરા ઘોર ગર્તો** એમાં સ્વર વ્યંજન બંને, **અતલ ઉલટતા** એમાં **ત લ** ની ઉલટી પુનરુક્તિ, **ઓઘો અગાધ** એમાં સ્વર વ્યંજન બંને, **વિ—વિ,—ખા-ખે,** અગાધ-અબાધનો પ્રાસ, અને બીજી પણ વિગતે સ્વર-વ્યંજન-લીલા આકર્ષી રહે એવી છે.

અને પરમાત્મા પક્ષે ? માનવ ચિચ્છક્તિઓની ન્હાનીશી ફુટપટ્ટીએ પરમાત્મા અતલ છે, અગાધ છે, અગમ્ય છે, આશ્ચર્યવત્ છે; નેતિ નેતિથી અટકી જવું પડે એવો છે. પ્રતિભા સામાન્ય માનવીઓને તોલે ગમે તેટલી નિઃસીમ,–પણ પરમાત્માને હિસાબે ? તરંગો, બુદ્બુદો, ગર્ત્તો, ઓઘો, વિસ્તારોના વિશેષણોમાં જે કંઇ અસ્ફુટતા, અપૂર્ણતા. અવિશદતા છે, નેતિવાચકતા છે, તે પરમાત્માની સર્વતોમુખી અગાધતાને તોતડી માનવવાણી સ્પર્શી શકે તેટલી સ્પર્શે છે, અને અવાસ્તવની અસત્યતામાં કે અતિશયોક્તિની મૂર્ખાઇમાં પડયા વગર કૃતકૃત્ય બને છે. ઊંડામાં ઊંડી વિચારણા તેમ દરેક કલાની દરેક જાતિના રસિકને વ્હાલી ચમત્કૃતિ માત્રને માટે અહીં મનમાન્યો અવકાશ છે. તો પછી સામાન્ય માણસો માટે પણ હોય જ ને.

'૫—૬ **સહસ્ર** અગણિત. **ઘેલી** બેભાન, બસ વ્હેવું વ્હેવું એમ વ્હેવાની પ્રેરણામય જ: કયાં શા માટે શી રીતે વ્હે છે એવા કોઇપણ સવાલના જવાબ દેવા શક્તિ જ નહીં એવી: અજ્ઞની શૂન્યતા, અબુદ્ધનું મૌન જ જવાબમાં મળે એવી. ઘડી વિમલ ઘડી મલીન: કેટલા સાદા શબ્દોમાં કેવો ગમ્ભીર અર્થ છે! **સરખી** સુરેખ, સમરેખ, **મથી મથી** શેને શેને માટે મથતા હોય છે વારુ ? અરે ! છેક બાલક, એમને માટે તે એવા એવા સવાલ પૂછવાના પણ હોય ! જેમાં મથે છે તેમાં કેવાં આનન્દે છે તે જુવો, ઘડી પછી બીજા જ કશામાં આનન્દે છે તે જુવો, એટલે ત્હમારી પૃચ્છા આ તત્ક્ષણ માત્રમાં જીવનારી યોનિ પરત્વે કેટલી કેટલી અજુગતી છે, તે ત્હમે જ પામી જશો. ટૂંકાં અને વ્યર્થ જેવાં પ્રેયો માટે એવાં મનુજ જન્તુઓ આ પારથી પેલે, ત્યાંથી પાછા અહીં, એમ જન્મે મરે જન્મે, લખચોરાશીમાં ભમરચકર ચકરભમર કૂટાયા કરે, એ જ એમનો ઇતિહાસ. તેમને સિંધુ કહે છે, જે જે નદીઓમાં ત્હમે હો તે તેના પ્રવાહ પન્થોને વળગીને તેમને અનુકૂલ રહીને જ વહી આવો, તો ત્હમે અનાયાસે અને નિઃસંશય મ્હને જ પામશો. અહીં નદી = ધર્મ, પંથ, વર્ણાશ્રમપરંપરા, એવો સંકુચિત અર્થ પણ લેવાય ખરો; જો કે આવી કૃતિઓમાં સૌથી વિશાલ અર્થ જ પૂરો સાચો અર્થ. ( ધર્મ પલટો કરવા કરાવવા ઇચ્છનારને આ ઉચ્ચ તર સત્યતર દૃષ્ટિ લગભગ અસાધ્ય છે. )

જીવન કેટલું તો કરુણ છે, દયા આવે એવું છે, તે છુપાવ્યું નથી, કલ્પનાકટાક્ષની સરલ ભવ્યતામાં કરુણ રસને ઓગાળી લીધો છે. આ પણ હ્યુમર ( humour )નો એક પ્રકાર છે. અને આપણી કાવ્યમીમાંસા આને પણ ધ્વનિ જ કહે છે. માણસની

વાણી તોતડી અને અશકત છે એટલું જ નહીં; એનાં ન્યાયશાસ્ત્ર, દર્શન, પૃથક્કરણ આદિ સત્યને પામવાની ક્રિયાઓ, તમામ તોતડાં અને અશકત છે. ભવ્ય તેમ ગહન બંને ક્ષેત્રમાંથી આપણી શકિતઓ અંજાઇ જઇ પાછી વળે છે.

૭ **અહીંથી** ( ૧ ) સિંધુથી, ( ૨ ) પરમાત્માથી. દિનકર પણ અહીં જ પ્રથમ કિરણ પ્રસારે છે, અસ્ત અહીં જ પામે છે. **એક ચક્રે** અપ્રતિરથ ( પુરાણોમાં સૂર્યના રથને એકજ ચક્રનો વર્ણવ્યો છે, એ હકીકત પણ આ પંડિત કવિના ધ્યાનમાં હોય તથાપિ અર્થ તો અનન્ય રાજાધિરાજ લેખે એ જ ઉત્તમ છે.) **અકલ સલિલ** સૃષ્ટિની ઉત્પત્તિનો પ્હેલો સર્ગ પ્હેલી માયા ( જુવો **નાસદાસિ** સૂકત વગેરે ) **નિર્ગમે છે** ઉત્પત્તિ પામે છે. **ઉંચા નીચા ફરીને** લખચોરાશી ફેરા, ઉચ્ચનીચ યોનિઓમાં. **સમય નિજ થતાં** કર્મપરિપાકે, પુરુષાર્થ સંચયે.

સિંધુ પક્ષે નામ તેનો નાશ, સર્જાય જે જે કંઇ તે તે વિસર્જાયા વિના રહે જ નહીં, એ સ્થૂલ અર્થ.

૮ **શુદ્ધ—મેલી** એ દ્વંદ્વથી સિંધુ પર છે. ઉચિત–અનુચિત બેયને પોતાના લાભ અપક્ષપણે આપતા સૂર્ય ચંદ્ર મરુત અગ્નિ એવાં એવા દ્વંદ્વોથી પર છે. પરમાત્મા પાપ પુણ્યના દ્વંદ્વથી પર છે. પાપ કર્યાં છે, પાપી છું, અનધિકારી છું, પાપવૃત્તિઓને પ્રજાળી વિમલ બનું ત્યારે જ અધિકારી, એવા એવા ખયાલ પણ મમત છે, અહંતા છે. આત્મા જાતે સદા અને સર્વાવસ્થામાં શુદ્ધ મુકત સ્વરૂપ છે જ, તો પછી એ સર્વ ચોખલિયાવેડા શંકા અનાસ્થા વામો નાખો: આ શુદ્ધ મુકત પ્રવાહે શુદ્ધ મુકત વિહરો.

૯–૧૦–૧૧ આટલે સુધી સમઝી લીધા પછી સુસ્પષ્ટ છે. કડી ૧૦ પાછી કડી ૫–૬ જેવી છે. કડી ૧૧ પરમાત્માની અગાધ ઉદારતા અને ધીરજનું કથન છે. **કોઈ ગયું નહીં** એટલા તો થોડા ગયા કે સૌ પ્રમાદી વા નાસ્તિક, કોઇપણ ગયું નહીં, એમ કહેવામાં અતિશયોકિત નથી. અને સિંધુ પક્ષે શું; એમ કોઇ પુછે તો તેને જવાબ એટલો, જે ત્હમે ન સમઝયા તેણે જ આવો અરસિક સવાલ પૂછ્યો: આ છેલ્લી પંકિતઓમાં પરમાત્મા જ વિષય છે, સિંધુ તેનું પ્રતીક ( ઓઠું ) માત્ર છે.*

---

* પૃ. ૭૭ સંસ્કૃત શ્લોક — જૈ મર્યાં વાંચવું.

17696



વાગ્રત્નાકર દુહિતા કામકલારશ્મિકલ્પિતા દેવી,
અનન્તબલિ સૌન્દર્યો ગુંજન્તાં ખિલવતાં જીતો !

# સૂચિ ૧ લી.

## કવિઓની કક્કાવારી : જન્મતિથિઓ : સદ્‌ગતની મૃત્યુતિથિઓ.

સમૃદ્ધિ તેમ વિવરણમાં પૃષ્ઠસંખ્યા પાનાતળે કૃતિનો સંખ્યાંક મથાળે આપેલાં છે. કૃતિ અને તેનું વિવરણ બંને આ મથાળે મુકેલા કૃતિના આંકથી તુરત જડશે. સ્થલનિર્દેશ માટે એ આંક જ આપ્યા છે. તખલ્લુસ નામ સાથે કૌંસમાં મુક્યું છે.

**જન્મતિથિ.** વિક્રમ સંવત, મહિનો, તિથિ, વાર, ઈસવી તારીખ, મહિનો, સાલ, એ અનુક્રમે નોંધ્યા છે. વિગતોની ચોકસાઇ માટે પૂરતી તસ્દી લીધી છે. *સંજ્ઞા અધિક માસ માટે, ા કાનો અધિક પછીનાને માટેછે; દાખલા— ૫*=અધિક ફાગણ; ૫ા=બીજો ફાગણ. વદ તિથિ માટે ૧૫ ઉમેરીને આંક મુકયો છે; દાખલા—૧૭=વદ બીજ; ૧૭/૧૮=વદ બીજ ઉપરાંત ત્રીજ તે જ દિવસે. નામ પછીની લીટી જન્મતિથિની છે.

**મૃત્યુતિથિ.** સદ્‌ગત કવિઓના નામ તળે જન્મતિથિ પછીની લીટીમાં મૃત્યુતિથિ આપી છે.

# સૂચિ ૨ જી
## પ્રથમ પંક્તિઓની કક્કાવારી

સ્થલ નિર્દેશના આંક પાનાના નથી કૃતિના સંખ્યાંક છે.
કૃતિઓનાં મથાળાં ટુંકાવીને કૌંસમાં.

# સૂચિ ૩ જી

## મુખ્ય વિષયોની કક્કાવારી.

કૌંસમાંના સંખ્યાંક પ્રવેશકના પેરાગ્રાફોના છે; પૃ સાથે મુકેલા સંખ્યાંક પાનાંના છે; બીજા આગલી સૂચિઓમાં છે તેમ જ વિવરણના સંખ્યાંક છે.



* રણપિંગલ, બરવે, કે મ્હારી ચોપડીઓનાં અવતરણ નિર્દેશ આહિ નોંધ્યાં નથી.

## છન્દોની વ્યાખ્યા,—



## પિંગલપરિભાષા

# શુદ્ધિઓ અને વધારા

| પાનું | ઓળ | શુદ્ધ | પાનું | ઓળ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| (૧૫) | ૧૯ | poetic | (૧૬) | ૬ | Whitman |
| (૧૬) | ૨૩ | જાતને | (૧૯) | ૭ | compromise |
| (૨૭) | ૨૧ | આખૂં, કોનું હૈયૂં | (૨૮) | ૨૨ | કર્તાના |
| (૨૯) | ૨૨ | ધાંટો ચાલે | (૩૨) | ૧૪ | ( પ્હેલો શબ્દ) સમીપના |
| (૩૭) | ૧૬ | એટલે; (૨) સ્વર્ગગત | (૩૭) | ૧૭ | સમજે; (૩) મ્હને |
| (૪૦) | ૧૭ | ઉદ્‌ભાવિત; અને કૌંસ તથા અર્ધવિરામ ન જોઈએ. | (૪૨) | ૨૬ | ગોપવૃન્દ |

(૪૩) ૧૮ ઉમેરી લેવું:—વળી અંગ્રેજી બ્લૅન્ક વર્સ અને પ્રવાહી પૃથ્વીના ઉત્તમ નમૂનામાં તો અર્થાનુસારી અર્થપોષક અર્થસર્જક લયલહરીઓ જ મુખ્ય લય બની રહી, અંગ્રેજી પંક્તિના આયમ્બ-લય-મોજાને કે ગુજરાતી પંક્તિના "પૃથુ"-લય-મોજાને પોતાનું વાહન જ બનાવી લે છે. માટે જ **પ્રવાહી પદ્યનો** લય કલામય ગદ્યનો જે છાંટરૂપ લય, અને તાલપ્રધાન કવિતાનો અગર તાલવિના પણ પંક્તિ છેડે અર્ધ કડી છેડે અને કડી છેડે દૃઢ વિરામવાળી કવિતાનો જે અતિ-નિયંત્રિત (વિચારછન્દને બન્ધન રૂપ) લય,—એ બેય છેડાના લયો વચ્ચેનું સોનેરી મધ્યબિન્દુ (ગોલ્ડન મીન) છે; જેના પ્રવાહમાં જ કલાન્વિત લયમાધુર્યનાં ઉત્તમોત્તમ રૂપો ખીલી શકે છે, અને કવિતાસામર્થ્ય ગદ્ય કે સંગીત મુકાબલો જ ક્યાંથી કરી શકે એટલું વધી જાય છે. બ્લૅન્ક વર્સ=પ્રવાહી પદ્ય : નિશ્ચિત વિરામ-બન્ધ વિનાનું પદ્ય.

| પાનું | ઓળ | શુદ્ધ | પાનું | ઓળ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| (૪૮) | ૮ | (પ્હેલો શબ્દ) છછુંદર | (૫૨) | ૧ | Thy |
| (૫૨) | ૧૮ | પરિમલ | (૫૪) | ૨૧ | બીજો કૉલમ—૧૮૯૪ |
| ૮૨ | ૧ | રસો વૈ સઃ | ૮૭ | ૨૩ | મનહર, અભંગ, એવા |
| ૯૨ | ૨૨ | એવો એનો સ્વભાવ | ૯૪ | ૫ | સદાનન્દક એશ |

| પાનું | ઓળ | શુદ્ધ | પાનું | ઓળ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૯૫ | ૮ | आख्यान च | ૯૫ | ટિ૧ | ૧૮; ૧૩; ૧૯; ૧૫; અને |
| ૯૬ | ટિ૩ | ૧૩ થી ૧૬ | ૧૦૪ | ૨ | ( છેલ્લો શબ્દ ) વાહન |

**૧૦૯ છેલ્લી** ઉમેરી લેવું:—( મરાઠી ભાષામાં લખાતા કટાવો "યમકબદ્ધ દિંડકો" કહેવા પડે એવા જ જણાય છે. )

**૧૧૦ ૧૭** ભાવો અને

**૧૧૧ છેલ્લી** ઉમેરી લેવું:—(રણછોડભાઇ; બરવે. ) સ્વ. સવિતાનારાયણ આ ૨૨ વર્ણીને જ ઓવીની એક કડી ગણે છે; અને ચાર ઓવી તે ચાર પંક્તિની કડીને અભંગ કહે છે.

**૧૧૫ ૨૭** કે છક્કલ ગણનું બીજું ૧૧૭ ૨ એની જ પંક્તિમાં

**૧૧૭** બીજા પેરા પછી નવો ઉમેરી લેવો:—સરખાવો R. Bridges કૃત Milton's Prosody પૃ. ૪૩-૪૫ એનું એક વાક્ય caesura શબ્દને પણ તજી break જેવો વાપરવાની જરૂર દર્શાવે છે; હું "યતિ" તજીને વિરામ શબ્દ જ વાપરું છું, એવા જ કારણથી. અને આ સુપ્રતિષ્ઠિત કવિ મિલ્ટનની ૧૦-વર્ણી પંક્તિઓમાં વિરામ ૧ લી વર્ણીએ, ૨ જીએ,......૯ મીએ આવે છે એવા દાખલા તપાસી પછી એકથી વધારે વિરામવાળી પંક્તિઓને, અને છેવટે પાંચપંદર પંક્તિઓનાં જુથોને પણ તપાસીને, વિરામવૈવિધ્યની અર્થાનુસારી કુદરતી ગોઠવણીને યોગે આ જાતના પદ્યમાં લયવૈવિધ્યની અનંત રચના શક્ય છે, તે દેખાડી આપે છે.—મ્હારો જ પ્રમાદ કે મેં બ્રિજિસ જેવા કવિની કવિતા અને પદ્યચર્ચા હજી હમણાં જ વાંચી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨૫ | ૧૧ | ભાવનાબલ | ૧૨૮ | ૪ | શબ્દલાઘવે |
| ૧૩૩ | ૨ | નન્દનવનનાં | ૧૩૩ | ઉપાંત્ય | નાગ જેવા |
| ૧૩૪ | ૫ | માટે કે કોઈ | | | [કલમ ૨૯૧ |

**૧૩૮ ૧૩** ઉમેરી લેવું:—જુવો રા. ભિ. જોશી કૃત "મરાઠી ભાષેચી ઘટના"

**૧૪૩ ૨૨** ઉમેરી લેવું:—જિજ્ઞાસુએ આ વિષય ઉપર રા. રા. શંકરપ્રસાદ છ. દેસાઇનાં "ગુજરાતનું પાટનગર" એ ચોપડી ઉપરનાં ચર્ચાપત્રો વસન્ત માસિકમાં આવ્યાં છે અને આવવામાં છે તે જોવાં.

## શુદ્ધિ અને વધારા

૧૪૬ ૧૬ લેસિંગે

૧૬૦ વિવરણ છેડે ઉમેરવું:—૨ ૭ કડીમાં **એવી** સુંવાળી પાઠનો અર્થ ઉપર મુજબ; ( સમૃદ્ધિમાં છાપ્યા પ્રમાણે ) **એની** પાઠથી વાક્ય સરલ બને છે, પણ એ પાઠમાં **સુંવાળી** શબ્દને ગુણવાચક નામ ગણવાનો છે.

૧૭૩ છેલ્લી પ્રકૃતિ અને અંગ્રેજી ગદ્યપદ્યની ઇતિહાસ—સમુત્ક્રાંત રૂઢિ પ્રમાણેની વાત.

૧૭૪ ૨૦ ૩૮ જ લીધા છે

૧૭૯ ૫ આસપાસનાંના

૧૮૧ ૧૩ હોય છે તે

૧૮૯ ૧૧ આન્તર દૃષ્ટિ

૧૯૨ ૨૫ અનુસન્ધાનોત્થ

૧૯૨ ૨૬ એ અનુસન્ધાન તેમય

૨૦૩ ૧૬ ઉમેરવું:—**મિલાવી** મેળવતાં શીખી; જીવો જાતે પોતાના સુર સિન્ધુના મહાસુર સાથે મેળવતા જાય તેમ તેમ તેમનાં સુરનાં રસવત્તા અને ગૌરવ ખીલે, એવો સીધો અર્થ પણ લેવાય. ઇતિશ્રી સવિવરણા સમૃદ્ધિરિયં કાવ્યભક્તાન્ ગુર્જરાન્ રંજયતુ.





